# Index to the Ninth Volume of the Journal of the Indian Merchants' Chamber.

## શ્રી વ્હેપારી ચેમ્બરના માસિકના નવમા પુસ્તકની અનુક્રમણિકા.

---

*Registered No. B. 810.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૯મું VOL. IX. SEPT. 1916. No. 3 સપ્ટેમ્બર ૧૯૧૬. અંક ૩ જો.

અનુક્રમણિકા.



INDEX.

# EDITOR'S STUDY.

# અધિપતિની નોંધ.

રેલ્વેના સવાલો ઉપર હાલમાં જાહેર પ્રજા તરફથી તેમજ નામદાર સરકાર તરફથી ઘણું ધ્યાન પુગાડવામાં આવે છે અને તે વાસ્તવીકજ છે, કારણકે દેશના ઔદ્યોગિક ઉત્કર્ષમાં રેલ્વેઓ મોટો ભાગ ભજવે છે. એટલુંજ નહિં પણ આ દેશમાં સરકારને તેઓ આમદાનીનું મોટું સાધન છે. ગયા મહિનામાં રેલ્વેના બે અગત્યના સવાલો નામદાર સરકાર તરફથી વ્હેપારી કોમ ઉપર વિચારવા માટે મોકલવામાં આવ્યા હતા તેમાંનો એક સવાલ રેલ્વેનું મૅનેજમેન્ટ સ્ટેટના હાથમાં હોય તો સારૂં કે કમ્પનીઓના હાથમાં હોય તે સારૂં તે બાબતને લગતો છે. હાલ નીચે જણાવેલી રેલ્વેઓ સરકારની માલેકીની છે અને સરકાર તરફથી તેનો વહીવટ થાય છે.

૧ ) નૉર્થ વેસ્ટર્ન રેલ્વે.
૨ ) ઇસ્ટર્ન બંગાળ રેલ્વે.
૩ ) આઉધ ઍન્ડ રોહીલ ખંડ રેલ્વે.

નીચે જણાવેલી આઠ રેલ્વેઓ જો કે સ્ટેટની માલેકીની છે, પણ જુદી જુદી કંપનીઓ કે જેમને નામદાર સરકાર તરફથી વ્યાજની ગૅરંટી મળેલી છે તેના તરફથી તેનો વહીવટ કરવામાં આવે છે.

૧) ઇસ્ટ ઇન્ડીયન રેલ્વે.
૨ ) ગ્રેટ ઇન્ડીયન પેનીન્સુલા રેલ્વે.
૩ ) બૉમ્બે બરોડા ઍન્ડ સેન્ટ્રલ ઇન્ડીયા રેલ્વે.
૪ ) મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે.
૫ ) આસામ બંગાળ રેલ્વે
૬ ) બંગાળ નાગપુર રેલ્વે.
૭ ) સાઉથ ઇન્ડીયન રેલ્વે.
૮ ) બરમા રેલ્વે.

નીચેની ત્રણ રેલ્વેઓ અને તે ઉપરાંત બીજી કેટલીક નાની રેલ્વેઓ ખાનગી કમ્પનીઓની માલેકીની છે, જેમાંની કેટલીએકનો વહીવટ તે કંપનીઓજ કરે છે; જ્યારે કેટલીએકનો વહીવટ સરકાર યા તો સરકારની માલેકીની રેલ્વેઓનો વહીવટ કરતી કંપનીઓ કરે છે. વળી તે ઉપરાંત બીજી કેટલીક નાની રેલ્વેઓ ડીસ્ટીકટ બૉર્ડની માલેકીની હોય છે યા તો આવાં બૉર્ડ તરફથી વ્યાજની ગૅરંટી મળેલી હોય છે. રેલ્વેઓને મૂળ વ્યાજ શી રીતે ગૅરંટી કરવામા આવ્યું તથા જુદી જુદી રેલ્વેનો કૉન્ટ્રૅકટ ક્યારે થયો તે બાબતમાં આ ઠેકાણે જણાવવાની જરૂર નથી પણ એટલું જણાવવું યોગ્ય થઇ પડશે કે જુની કંપનીઓના જ્યારે કૉન્ટ્રૅકટ પુરા થયા ત્યારે તેમાંની કેટલીએકની બાબતમાં સરકારે કૉન્ટ્રૅકટ રદ કરવાનો પોતાનો હક અજમાવ્યો અને તે લાઇનો ખરીદી લઇ પોતા તરફથી મૅનેજ કરવાનું ઠેરવ્યું. પણ ઘણી મોટી રેલ્વેઓ જેવી કે ઇસ્ટ ઇન્ડીયન, સાઉથ ઇન્ડીયન, ગ્રેટ ઇન્ડીયન પેનીન્સુલા, બોમ્બે બરોડા તથા સધર્ન મરાઠા અને બંગાળ નાગપુરની બાબતમાં સરકારે પોતાનો હક અમલમાં નહિ મેલતાં જુની કંપનીનેજ કયાં તો મૅનેજમેન્ટ આપ્યું કયાં તો જુની કંપનીની સાથે અંગત રીતે જોડાયલી કોઇ નવી કંપનીને મૅનેજમેન્ટ આપ્યું પણ તેમાં કેટલીક નવી કલમો દાખલ કરી. દાખલા તરીકે, સ્ટેટ તરફથી ગૅરંટી થયલા વ્યાજના ટકા ઓછા કરવામાં આવ્યા તેમજ વધારાના નફાના હિસ્સાનો વ્હેંચણી સરકારને વધારે ફાયદાકારક થઇ પડે એવી રીતે કરવામાં આવી. આવી

## Business Adviser.

" For all commercial and Trade matters, correspondence, Insurance questions in all its Branches, Investments, Finance, Export and Import, Company's Work such as Floating Amalgamating, Reorganising and Winding up, Inventary and Inspection of Accounts, Balance sheet etc. and all legal and practical routine relating to business. Consulting fees moderate. Apply, with your requirements to Y L. Bhandarkar F. C. I. (Fellow of the Institute of Commerce, Birmingham) Girgaum "Indoo Lodge" Bombay.

## ધંધામાં સલાહ આપનાર.

વેપાર વાણિજ્યને લગતી દરેક બાબતો, પત્રવ્યવહાર, ઇન્સ્યુરન્સ એટલે વીમાને લગતી દરેક બાબતો, નાણા રોકવા બાબત, આ અને નિકાશના સવાલો ઉપર, કંપનીઓ નવી ઉભી કરવી હોય યા તો જોડી હોય યા તો બ કરવી હોય, વિગેરે, કંપનીને લગતી દરેક તમાં, ઇન્વેન્ટ્રી તૈયાર કરવી હોય, અગર હિસાબ તપાસવો હોય અગર બેલેન્સ શીટ કાઢવાં હોય એવાં દરેક કામમાં અને દરેક જાતના ધંધાને લગતી વ્યવહારીક અને કાયદા સંબંધિ સલાહ આપવામાં આવે છે. સલાહ આપવાની ફી મધ્યમજ રાખવામાં આવેલી છે.

તમારી જરૂરીયાતો સાથે લખો

વાઇ. એલ. ભંડારકર એફ. સી આઇ.
ફેલો ઑફ ધિ ઇન્સ્ટીટ્યુટ ઑફ કોમર્સ,
બરમીંગહામ
ગીરગામ "ઇંદુલોજ"—મુંબઇ.

---

## બી. એન. ભાથેનાની કું.





### સેનૅતરી એન્ડ હારડવેર મરચંટસ.

નાગદેવી સ્ટ્રીટ, મુંબઈ નાં૦ ૩

ટેલીફોન નાં૦ ૩૧૫૫

### સેનૅટરી જીન એન્ડ રેલ્વેને લગતો સર્વે સામાન.

લોખંડની, કલાઇની, પીતલની, તાંબાની, સીસાની, બોયલર ટયુબ અને બીરની રેનવોર પાઇપો અને તેની ફીટીંગો—દરેક માપની મોટા જથામાં મળશે.

તેસતેડ પીતલના સ્તૉવ કૉક, બીબતેપ, સીતના વીલ વાલવસો, અને કૉકસો—દરેક જાત અને માપના.

ચીનીની ગટરના પાઇપ્સો અને ફીટીંગ્સો, વોટર-કલોઝના વાસણો, લેવેટરીસો, બાથ તબ્સો, ફલસગી-ટાંકીઓ વગેરે પ્લમ્બરોને લગતો દરેક જાતનો માલ.

રીતની ગોઠવણું જે કંપનીઓની સાથે કરવામાં આવેલી છે, તે કંપનીઓના કૉન્ટ્રેકટો હવે એક પછી એક પુરા થતા આવશે. પહેલો ઈસ્ટ ઇન્ડીયન રેલ્વેનો કૉન્ટ્રેકટ ૧૯૧૯ મા પુરો થશે. ગ્રેટ ઇન્ડીયન પેનીન્સુલા રેલ્વેનો કૉન્ટ્રેકટ ૧૯૨૫ માં પુરો થશે અને તે પ્રમાણે ૧૯૫૦ સુધીમા બધી કંપનીઓના કૉન્ટ્રેકટો પુરા થશે. ગયે વર્ષે વડી ધારાસભામા ઑન સર ઇબ્રાહીમ રહીમતુલ્લા આ સવાલપર વિચાર કરવાને પોતાની દરખાસ્ત લઇ આવ્યા ત્યારે તેઓએ કહ્યુ હતુ કે ૧૯૧૯માં ઇસ્ટ ઇન્ડીયા રેલ્વેનો કૉન્ટ્રેકટ પુરો થવાનો છે, તે વખત પહેલા નામદાર સરકારે રેલ્વેના મૅનેજમેન્ટને લગતી પોતાની રાજ્યનીતિ બરાબર મુકરર કરવી જોઇએ કે જેથી કરીને જો સ્ટેટ મૅનેજમેન્ટનુ જ નકકી થાય તો ૧૯૧૯ મા ઇસ્ટ ઇન્ડીયા રેલ્વેનું મેનેજમેન્ટ તેઓ પોતે લઇ શકે. ઑન. સર વીલિયમ કલાર્કે તે વખતે ઑન. સર ઇબ્રાહીમ રહીમતુલ્લાની દરખાસ્ત સ્વીકારી, પણ બધા ધારતા હતા તે પ્રમાણે તે સવાલ ઉપર વિચાર કરવાને એક જુદી કમિટી નીમવાને બદલે રેલ્વે ઓર્ડનેજ તે સંબધી તપાસ કરવાનું સોંપવામાં આવ્યું. એક વર્ષ સુધી તપાસ કર્યાં પછી અને જુદા જુદા આકડાઓ તપાસ્યા પછી રેલ્વે ઓર્ડને એમ જણાયેલું લાગે છે કે આવી જાતની તપાસ ઉપરથી કોઇ પણ ચોક્કસ નિર્ણય ઉપર આવી શકાશે નહિં, તેથી કરીને તે લોકોએ જુદી જુદી વ્હેપારી ચેમ્બરો તથા ઍસોસિએશનોનો તે બાબતમાં મત પુછાવી મંગાવેલો છે.

સર ઇબ્રાહીમે પેતાના ભાષણમા સ્ટેટ મૅનેજમેન્ટના નીચેના મૂળ ફાયદાઓ જણાવ્યા હતા—

૧) મૅનેજીંગ કંપનીઓને હાલ જે નફો આપવામા આવે છે તેનો સ્ટેટને મોટો બચાવ.

૨) ખાસ કરીને આ દેશના લાભમાં દેશના વ્હેપાર ઉદ્યોગની વૃદ્ધિ તથા સ્વતંત્ર ખીલવણી

૩) પ્રાતો વચ્ચે વ્હેપારની ખીલવણી.

૪) લન્ડનમાની ડીરેકટરોની બોર્ડ હસ્તે રહેલા અધિકારને બદલે હિંદમાં એકજ સ્ટેટ ખાતા હસ્તે સર્વ અધિકાર આવે કે જે હિંદી પ્રજાને અનુકૂળ પડે છે.

સુધરેલા દેશોમા કેટલેક ઠેકાણે સ્ટેટ મૅનેજમેન્ટ હોય છે ત્યારે કેટલેક ઠેકાણે કમ્પની મૅનેજમેન્ટ હોય છે અને બન્ને મૅનેજમેન્ટોના ફાયદા અને ગેરફાયદા વર્ણવવામાં આવેલા છે. જર્મનીમા દાખલા તરીકે સ્ટેટ મૅનેજમેન્ટ છે કે જેથી કરીને લડાઇના વખતમા રેલ્વેઓનો તેણે બહુ સારો ઉપયોગ કરેલો છે. વ્હેપાર અને ઉદ્યોગને માટે પણ રેલ્વેઓએ મોટી મદદ આપેલી છે, કારણ કે ત્યા એમ માનવામા આવે છે કે વ્હેપાર અને ઉદ્યોગની ખિલવણી એ રેલ્વેઓનુ એક મૂળ કર્ત્તવ્ય છે. ગ્રેટબ્રિટનમાં બધી રેલ્વેઓનો વહિવટ કંપનીઓજ ચલાવે છે, કે જે કંપનીઓને માહોમાહે સ્પર્ધા હોવાથી જાહેર પ્રજા અને વ્હેપારીઓને ઘણી વાર લાભ થાય છે પણ આવી રીતે કમ્પનીઓથી વહીવટ થતી રેલ્વેઓ સ્વાભાવિક રીતે એક રાજ્યનીતિ સ્વીકારી શક્તી નથી અને તેથીજ કરીને જ્યારે લડાઇ શરૂ થઇ ત્યારે સરકારે બધી બ્રિટીશ રેલ્વેઓનો વહિવટ પોતાના હાથમા લઇ લીધો. અમેરીકાની અંદર રેલ્વેઓનો વહિવટ કમ્પનીઓના હાથમા છે પણ ત્યા આ વહિવટ બહુ વખણાયલો છે અને તેથી કરીને દેશના વ્હેપાર ઉદ્યોગને અનહદ ફાયદો થયેલો છે એ પ્રમાણે બધે ઠેકાણેથી કબૂલ કરવામા આવે છે. હિંદુસ્તાનને માટે એમાંથી કઇ જાતનો વહિવટ સ્વીકારવો એ સવાલ હાલ બધી ચેમ્બરો આગળ છે. કેટલેક ઠેકાણેથી એમ પણ સૂચના કરવામાં આવેલી છે કે, કમ્પનીનો વહિવટ તેમજ સ્ટેટ વહિવટ બન્ને ચાલુ રાખવા, પણ કમ્પનીના વહિવટની અંદર હાલના સમયને અનુસાર કેટલીક ફેરફારો કરવા. જેવા કે- કમ્પનીના ડીરેકટરોની બોર્ડ જે હાલ વિલાયતમાં બેસે છે તે બોર્ડ આ દેશમા કરવી, કે

જેથી કરીને કમ્પનીના વહિવટ ઉપર તેઓ વધારે દેખરેખ રાખી શકે. કમ્પની વહિવટ જ સારો છે, એમ જણાવવાને માટે મી. ઘોષ કરીને બંગાળના એક જાણીતા રેલ્વે કંપની-ઓની સાથે જોડાયલા એક ગૃહસ્થે એક પુસ્તક લખેલું છે તેને જવાબ આપનાર એક પુસ્તક મી. કોપલી કરીને રીટાયર થયેલ રેલ્વેના ઑફીસરે લખેલું છે કે જે બન્ને પુસ્તકો આ સવાલના અભ્યાસીઓએ અવશ્ય જોવા લાયક છે.

આ બાબત વધુ વિવેચન આવતા અંકમાં કરીશું.

* * *

ગયા શિયાળામાં આ શહેરમાં કોલસાની એટલી અછત થઇ ગઇ હતી કે મીલોને માટે અને રેલ્વેને માટે પણ ઘણો બારીક સમય આવી પડયો હતો. આવો સમય ફરીથી નહિં આવે તેને માટે શું પગલાં લેવાં એ બાબત વિચાર કરવાને રેલ્વે બોર્ડ તરફથી એક કૉન્ફરન્સ ગયા જુલાઇ માસમાં કલકત્તા ખાતે ભરવામાં આવ્યું હતું કે જે વખતે મહાર સરકારના વ્હેપાર અને ઉદ્યોગ નાના વડા ઑન. સર જ્યોર્જ બાર્ન્સ પ્રમુખસ્થાને બીરાજ્યા હતા અને રેલ્વે બોર્ડના પ્રમુખ તથા બધી આગેવાન વ્હેપારી ચેમ્બરો તથા રેલ્વેઓના પ્રતિનિધિઓ હાજર હતા. ગયા શિયાળામાં કોલસાની અછત થવાનું કારણ રેલ્વેઓની મુશ્કેલીને લીધે હતું. લડાઇ શરૂ થયા સુધી કોલસો ઘણોખરો કલકત્તાથી દરીયા માર્ગે આવતો હતો, પણ છેલ્લાં વર્ષ દોઢ વર્ષ થયાં વ્હાણોની તંગીને લીધે તથા ફ્રેઇટ વધી જવાને લીધે દરિયા માર્ગે કોલસો આવી શકતો નથી અને બધો કોલસો રેલ્વે માર્ગેજ લાવવો પડે છે. તેથી કરીને રેલ્વેઓના ઉપર એક અસાધારણ બોજો આવી પડેલો છે અને આ બોજાને બરાબર શી રીતે પ્હોંચી શકાય તે સવાલ મૂળ કૉન્ફરન્સ આગળ હતો. આ મુશ્કેલી લડાઇની મુદ્દત સુધીનીજ છે. કારણ કે લડાઇ પુરી થયા પછી દરિયામાર્ગે પાછો વ્યવહાર. આવી ટુંક મુદ્દતની મુશ્કેલીને માટે વૅગનોની સખ્યામાં વધારો કરવો કે એવોજ કોઇ બીજો ઇલાજ લેવો એ બની શકે નહિં અને તેથી ટુંક મુદ્દતની મુશ્કેલીને પહોંચી વળવા માટે કંઇક તુરતાતુરતનાં પગલાં લેવાવાં જોઇએ. મૂળ સૂચના એ હતી કે ચોમાસાન દિવસોમાં મીલવાળાઓ અને બીજા કોલસો વાપરનારાઓ જો કોલસો વધારે લે અને શિયાળાની મોસમને માટે ભરી રાખે તો શિયાળાની મોસમ જે ખરી વ્હેપારી મોસમ છે તે વખતે રેલ્વે ઉપર ભીડ થશે નહિં. કૉન્ફરન્સમાં મીલવાળાઓએ જણાવ્યું કે તેઓ વધુ કોલસો લેવાને તૈયાર હતા તેમજ કોલ-સાની ખાણોની કંપનીઓના પ્રતિનિધિએ જણાવ્યું કે તેઓ વધુ કોલસો આપવાને શકિતવાન હતા, પણ રેલ્વેઓ વધુ કોલસો લાવી શકી નહિં. ભવિષ્યને માટે શું કરવું તે બાબતમાં એક સૂચના એમ હતી કે ચોમાસાને માટે કોલસાના દર ઓછા રાખવા કે જેથી કરીને ચોમાસાના દિવસોમાં વધુ કોલસો લાવવાને એક જાતનું ખેંચાણ થાય. આ જાતની આવ શ્યકતા ઉપર આ ચેમ્બરના પ્રતિનિધિએજ ભાર મૂકયો હતોપણ બીજાઓ તરફથી એ સૂચના ઉપાડી લેવામાં આવી નહિં. કૉન્ફરન્સ આગળ એ પણ સવાલ હતો કે જુદાં જુદાં શહેરોમાં કમિટીઓ નીમવી કે જેઓ એમ ઠેરવે કે કઇ ચીજને વ્હેપારી મોસમમાં રેલ્વેના ગાડાઓ મળવા માટે પસંદગી આપવી. આ સુચના તરફ સામાન્ય રીતે નાપસંદગી બતાવવામાં આવી હતી, કારણ કે, આવી જાતની કોઇ પણ કમિટીઓને અમુક કઇ ચીજને પસંદગી આપવી અને કઇ ચીજને નહિ આપવી એવો મહત્વનો પ્રશ્ન ઠેરવવાનું સોંપવું એ અયોગ્ય જણાયું. એમ બતાવવામા આવ્યું હતું કે જુદા જુદા ચેમ્બરની કમિટીઓને આ બાબત સરકાર પુછાવી શકે અને તે પછી સરકારે પોતેજ નિર્ણય કરવો કે કઇ ચીજને પસં-દગી આપવી અને કોને નહિ આપવી. આ

રીતની ઓડર
ચાલે વા થઇ રહ્યો પછી નામદાર સરકાર તરફથી એક બીજો કાગળ મોકલવામાં આવ્યો હતો કે જેમાં આ પસંદગીના સવાલ ઉપર મૂળ ભાર મુકવામાં આવેલો છે. તે સવાલ ઉપર આ ચેમ્બરની કામટીએ પોતાનો મત મોકલાવી આપેલો છે.

* * *

ગયા જુલાઈ માસના અંકમાં જંગબારની ધી ઇન્ડીયન નૅશનલ એસોસિએશન તરફથી હમને મળેલો પત્ર હમે પ્રસિદ્ધ કર્યો હતો જે પત્ર સાથે તેઓએ હમને કેટલાક કાપડના નમુના પણ મોકલાવ્યા હતા. તથા એવી ઇચ્છા બતાવી હતી કે તેવા નમુનાના માલો હિંદની મીલોમાં બનાવવામાં આવે તો તેની ખપત ત્યાં વધારવા તેઓ બનતું કરશે એ એસોસિએશન તરફથી એક ખાસ ખાતું ખોલવામાં આવ્યું છે. તે ખાતાની મૂળ નેમ હિંદમાં બનતા માલો આફ્રીકાની બજારમાં ચાલુ કરવાની છે. બીજા પરદેશો આફ્રીકાની બજાર હાથ કરી લે તે કરતાં હિંદને હાથ એ બજાર ચઢે એવી ત્યાં વસતા હિંદીઓની ઇચ્છા છે. દક્ષિણ આફ્રીકામાંના કેટલાક વ્હેપારીઓએ પણ એજ પ્રમાણેની ઇચ્છા હાલ દર્શાવી છે.

* * *

એડનથી નીચે મુજબનો એક પત્ર મળ્યો છે જે અત્રે નોંધવો અસ્થાને નહિં થઇ પડશે.

"આ તરફના એડન આસપાસના બંદરોએ જતો માલ લડાઇના કારણસર સરકાર તરફથી બંધ કરવામાં આવેલ છે જેથી વેપાર રોજગાર થંડા છે છતાં અમેરીકન પીસગુડઝ ત્યાંના વધુ ભાવને લઇને તથા સ્ટીમરોની અછતને લઇને મુંબઇનું મીલોનું પીસ ગુડસ મોટા જથામાં આવે છે, અને ડીસાન્ડ સમયસર ઠીક છે. મુંબઇની મીલોવાળા મરીકાની જેવા પીસગુડસમાં સફાઇ અને ખાસ ચોખી કરતા આવે તો હમ્મેશને માટે આ તરફના બજારોમા મરીકાનનો ફેલાવ ચાલુ રહે. આ માટે મુંબઇની ઘણીખરી મીલોવાળાને સૂચના કરવામાં આવે છે, પણ પુરતું ધ્યાન આપવામાં આવતું નથી જેથી ફીકર રહે છે કે અમેરીકન પીસગુડઝની આવક શરૂ થયા પછી મુંબઇની મરીકાની ચાલુ રહે કે કેમ તે સવાલ રહે છે. લડાઇ પહેલાં મુંબાઇની મરીકાની આ તરફના બજારમાં બીલકુલ ચાલી શકતી નહોતી. જો હમ્મેશને માટે પગ રાખવા ધારતા હોય તો તે માટે માલ સુધારવો અને વધતા ભાવ ઉપર અંકુશ શરૂઆતમાં રાખવાની જરૂર છે. ઉપરની હકીકત સહેજ આ તરફના બજારની સ્થિતિ ધ્યાનમાં રહે તે કારણસર લખેલ છે. એટલું તો ચોક્કસ છે કે લડાઇને લીધે મુંબઇની મીલોએ અજાણ્યા બજારોમાં સારો ભાગ લીધો છે. હમેશ માટે કાયમ રહે તે માટે સુધારા વધારાની જરૂર છે."

* * *

ઘઉંના સંબંધમાં સરકારી આંકડા ખાતા તરફથી બહાર પડેલી બ્લુ બુકમાંથી જણાય છે કે આખા બ્રિટીશ રાજ્યમાં ઘઉંની સૌથી વધારેમાં વધારે પેદાયશ હિંદ કરે છે. અને રસીયા અને યુનાઇટેડ સ્ટેટસ બાદ કરીએ તો આખી દુનિયામાં સૌથી મોટામાં મોટો પાક હિંદ કરે છે. ઘઉંના પાકના છ મુખ્ય દેશો યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરીકા, રસીયા, હિંદ, ઑસ્ટ્રેલીયા તથા આરજેન્ટાઇન છે. જેમાંથી આરજેન્ટાઇન અને રસીયામાનો પાક સૌથી વધારે અનિશ્ચિત છે. છેલ્લા ૧૦ વર્ષમાં મોટામાં મોટો ઘઉનો પાક સને ૧૯૧૪-૧૫ માં ઉતર્યો હતો. એકર દીઠ પાક ૧૯૦૯-૧૦ માં વધારેમાં વધારે તથા ૧૯૦૭-૦૮ મા ઓછામાં ઓછો હતો સને ૧૯૧૨-૧૩ માં ઘઉંની મોટામાં મોટી નિકાશ થઇ હતી. સાધારણ વર્ષોમાં યુનાઇટેડ કીન્ગડમ, બેલ્જીયમ અને ફ્રાન્સ, એ દેશો હિંદી ઘઉંના મુખ્ય ખરીદનારા છે. યુનાઇટેડ કીન્ગડમમા હિંદી ઘઉંની મોટામાં મોટી આયાત ૧૯૧૨ માં થઇ હતી. જુલાઇથી સપ્ટેમ્બર સુધીના અરસામાં વિલાયતની બજારોમાં હિંદી ઘઉ મોટે ભાગે ખપે છે. બ્રિટીશ હિંદમાંથી નિકાશ થતાં ઘઉનો પોણો ભાગ કરાંચીથી અને બાકીનો મુંબઇ અને કલકત્તાથી ચઢે છે. લડાઇ શરૂ થઇ ત્યારથી એટલે ૧૯૧૪ ના ઑગષ્ટથી ૧૯૧૬ ના જુન માસ સુધીમાં હિંદે ૮૮૪૪,૫૦૦ પાઉન્ડની કિંમતના ઘઉં નિકાશ કર્યા હતા જેમાંથી ૭૮૯૧,૧૦૦ પોંડ ફક્ત યુનાઇટેડ કીન્ગડમે ખરીદ્યા હતા.

REVIEWS.

# સાભાર સ્વીકાર.

## અર્થશાસ્ત્રના સિધ્ધાંતો.

ભાગ ૧ લો.

લખનાર —જેકીસનદાસ બારભાયા.

કિંમત રૂ ૧—૦-૦

રિવ્યુઅર-મી. ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા.

ગુજરાતી સાહિત્યમાં કોઈ પણ વિભાગ સારાં સારાં પુસ્તકોથી એટલો બધો ઉભરાઇ જતો નથી કે બીજાં સારાં પુસ્તકોને સ્થાનજ નહિં મળે; ત્હેમાં આ જાતના વિભાગમાં તો પુસ્તકો એટલા બધા ગણ્યાંગાઠાં હોય છે કે સારાં પુસ્તકો પ્રસિદ્ધ થાય તો બહુજ આવકારદાયક લેખાય. તેમ છતા સાધારણ રીતે આ જાતના પુસ્તકો પ્રસિદ્ધ કરવા તરફ આપણા સાક્ષરોનું, લેખકોનુ અને પબ્લીશરોનુ લક્ષ ખેંચાતું નથી એ ખેદની વાત છે આથી રા જેકીસનદાસ બારભાયાએ આ પુસ્તક પ્રસિદ્ધ કરીને અને આ જાતના બીજા પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું વચન આપીને ગુજરાતી સહિત્યને આભારી કર્યું છે અર્થશાસ્ત્રની ઉપયોગીતા હાલના યુગમાં એટલી જાણીતી થઇ ગઇ છે કે ત્હેનો અભ્યાસ દરેક મનુષ્યને આવશ્યકતો થઇ પડયો છે એટલે એ શાસ્ત્ર સબંધી પુસ્તકો પ્રગટ થવાની જરૂર છેજ. આજ સૂધીમા આ શાસ્ત્ર સંબંધી ફક્ત ત્રણેક પુસ્તકોજ ગુજરાતીમાં થયાં છે.

રા. જેકીસનદાસની ભાષા સ્હેલી અને જનસમાજને સ્હમજણ પડે તેવી છે. પુસ્તકમાંના દ્રષ્ટાન્તો સઘળાને સ્હમજાય તેવા અને નિરસ વિષયને રસમય બનાવી વાંચનારના હૃદયમા ઉત્પન્ન થતી કંટાળાની વૃત્તિનો નાશ કરવા શકિતવાન થાય તેવા છે જૂદે જૂદે ઠેકાણે કોઠાઓ અને આકૃતિઓ છાપીને વાંચનારનો માર્ગ સરળ કરવાને માટે લેખકે સારો શ્રમ લીધો છે પુસ્તક ઉપર, ઘણુંખરાં અંગ્રેજી પુસ્તકો ઉપર કીંમત હોતી નથી તે પ્રમાણે કીંમત રાખી નથી તેથી લગાર ગુંચવાડો લાગે છે. એ રીતે કીંમત નહિં છાપવાનો ઉદ્દેશ સ્પષ્ટ સ્હમજાતો નથી

એકંદરે પુસ્તક સારૂં છે અને આજ જાતનાં બીજાં પુસ્તકો માટે અભિરૂચી ઉત્પન્ન કરાવે તેવું છે અને ત્હેને માટે હમે રા. જેકીસનદાસ લ. દુ. બારભાયાને અભિનન્દન આપીએ છીએ.



## દાવડાની અબ્રકની ચીમનીઓ.

જ્યારથી યુરોપખંડમાં યાદવાસ્થળી જામી છે, ત્યારથી દુશ્મનનાં રાજ્યોમાંથી આવતો માલ બંધ થયો છે. જર્મનીથી અને ઑસ્ટ્રીઍથી આપણા મુલકમાં પુષ્કળ કાચની ચીમનીઓ આવતી હતી, જે બંધ થઇ છે. અને તેનું સ્થાન જો કે જર્પનીસ ચીમનીએ લીધું છે પણ તે માલ હલકો હોવાથી જલદી ભાગી જાય છે. તેવા વખતમાં હિંદવાસીઓને—અને ખસુસ કરીને ગરીબ સ્થિતિનાં લોકોને દાવડાની અબ્રકની ચીમનીઓ આશીર્વાદ સમાનજ લેખી શકાય. આ ચીમનીઓ હિંદની ખનીજ ઉપજ અબ્રકની બનાવેલી છે. અને તેની આજુ બાજુએ તેમજ ઉપર નિચે પત્રાની પટીઓ મારી એવી તો મજબુત કરવામાં આવી છે કે એક ચીમની કાચની દજન દોઢ દજન જેટલી ચીમનીઓની જીંદગી સુધી ચાલવા માટે જ જાણે બનાવવામાં આવી હેય. વળી આ ચીમનીઓમાં હવે એક સુધારો એ કરવામાં આવ્યો છે કે કાચની ચીમનીનો નિચેનો ભાગ જે વધુ પહોળો કરવામાં આવેલો—ચીમનીના પેટનો ભાગ—હોય છે, તેને બદલે અબ્રકની ચીમનીમાં એક ભાગ તે માટે અલહાયદોજ રાખવામાં

આવેલો હોવાથી તે બેવડી ગરજ સારે છે એક તો દિવો સળગાવવો વધુ સુગમકર્તા થઇ પડે છે. અને બીજું તે પેટના ભાગમાં ગમે એટલો મોસબંધ દિવાનો પ્રકાશ સ્હેલાઇથી પોતાનું સ્થાન ભોગવી શકે છે. આ નવીન શોધ માટે દાવડાને 'પેટંટ' મળેલું છે. અને તે રીતે આપણા દેશની ઉપજ 'અબ્રક' નો સદ્‌ઉપયોગ કરી જે નવીન પરંતુ અતી ઉપયોગી શોધ તેના બનાવનારે કરી છે, તે જેમ, પ્રસંશાને પાત્ર છે, તેમ હિંદવાસીઓના પુર્ણ ટેકાને લાયક છે આથી જેમ દેશની વસ્તુની બનાવટને અને સ્વદેશી હુન્નરોદ્યોગને સાહ્યતા મળે છે, તેમ વળી વિદેશી ખરાબ ચીમનીઓમા ખરચાતા વધુ પૈસાનો મોટો ઉગારો થાય છે.

---

## ૧ રાજા છત્રસાલ
## ૨ યુરોપનો રણરંગ

પ્રકાશકઃ—ડાહ્યાભાઇ રા મુહેતા.

કિંમત રૂ ૧-૪-૦ અને રૂ ૦-૧૪-૦ અનુક્રમે.

---

ઉપલા નામની બે ચોપડીઓ તેના પ્રકાશક જેઓએ સસ્તી વાર્તા માળા કાઢવા માંડી છે તેઓની તરફથી અભિપ્રાયાર્થે અમને મળી છે. (૧) આસોથી પૌષ સુધીની ચાર માસની વાર્તા તરીકે રાજા છત્રસાલ અથવા બુંદેલખંડનો ભાગ્યરવિ એ નામનું પુસ્તક તેના ગ્રહાકોને ભેટ આપવામાં આવેલું જણાય છે. મધ્ય હિંદમાં ઝાંસીની પાસે બુંદેલખંડ અને રેવા રાજ્યના ભાગમાંજ રાજા છત્રસાલ જન્મી પોતાના રાજ્યનો ઉદ્ધાર મોગલ શેહેનશાહ ઔરંગઝેબના સમયમાં શી રીતે કીધો હતો તેનો અહેવાલ આપનારૂં આ પુસ્તક છે, જે ઐતિહાસિક નવલકથા વાંચનારી પ્રજાને અલબતાં લોકપ્રિય થઇ પડશે વળી પ્રસ્તુત વસ્તુ મરાઠી ચોપડીને આધારે લેવામાં આવેલું છે, એ પણ એક લક્ષમાં લેવા જેવી બીના છે.

(૨) યુરોપનો રણ રંગ એ સસ્તી વાર્તા માળાના ગ્રાહકો માટે મહા અને ફાલ્ગુણ માસનુ પુસ્તક છે આ પુસ્તક અંગ્રેજી અને હિંદી ચોપાનિયામા આવેલી વિગતો દ્વારા લખવામાં આવેલુ જણાવવામા આવે છે. ચાલુ વિગ્રહને અંગે અંગ્રેજી ભાષામાં જેમ ઘણા પુસ્તકો પ્રગટ થાય છે, તેમ તેના પડછાયા રૂપે આવા પુસ્તકો હિંદુસ્થાનની જુદી જુદી ભાષામાં વખતના વહેવા સાથે જેમ પ્રકટ થતાં રહે તેવો જે અભવ રાખી શકાય તેવા સંભવનો આ પુસ્તક તે પ્રત્યક્ષ પુરાવો છે

J. L. D. B.



---

ધી બોમ્બે ટાઇલ માટ ૨૧ બેક ઓટ ફોટ, મુંબઇ.

# COMMERCIAL SUBJECTS.

# વેપારી વિષયો.

## ELEMENTS OF POLITICAL ECONOMY.

## અર્થશાસ્ત્રના સિદ્ધાંતો.

(માસિક માટે ખાસ લખનાર; મી. જેઠીસન લ. બારભાયા.)

(ઑગષ્ટનાં પાના ૫૬ થી ચાલુ.)

આ વિષય રાજ્યદ્વારી રીતે તપાસવાનો નથી, પણ એ વાત તો ખુલ્લી છે કે ઈંગ્લીશ પાર્લામેન્ટે પોતાના તાબાના મુલકોમાં લેવાના કર ઉપર કેવી રીતની દેખરેખ રાખવી વાજબી અને ડહાપણ ભરેલી છે તે વિષે ઘણાજ અગત્યના અને રાજ્યદ્વારી વિચારોને વિચારમાં લેવા ઘટે છે. લોકોની વૃત્તિ તથા તેમના ભાવની દરકાર વગર કર નાંખવો એ ખોટું છે, પણ એક દેશને માટે ઘડી કાઢવામાં આવેલી રાજ્યનીતિ બીજા દેશને અનુકુળ ન થાય એ સંભવે છે. ઘણા મહેસુલ સંબંધી જ્ઞાનવાળા વજનદાર મનુષ્યો કે જેઓ ઇંગ્લૅન્ડમાં હમેશાં ઇનકમટેક્ષ કાયમ રાખવો એમ માને છે તેઓનો એવો મત છે કે હિંદમાં ઇનકમટેક્ષ ઉઘરાવવાના સંબંધમાં જે ઘણા અનિવાર્ય અન્યાયો જોડાયેલા છે તેને લીધે તે દેશમાં આયપત વેરો જો નહિં ચાલે એવી ખાસ જરૂરીઆત હોય તોજ પાછો નાંખવો.

હવે હિંદમાં જતા કાપડ ઉપરની જકાત કહાડી નાંખવી કે કેમ તે નક્કી કરવામાં હિંદની મહેસુલની વિલક્ષણ સ્થિતિ ધ્યાનમાં રાખવાની છે. તે (હિંદુસ્થાન) દેશના ઘણા લોકો એટલા તો ગરીબ છે અને તેઓ એવી તો કરકસરથી રહે છે કે મિઠા સિવાય સામાન્ય વ્યાપારની એવી એકે ચીજ નથી કે જેના ઉપર કર કાઢી નાંખી શકાય; અને મીઠા ઉપરનો કર તો તેની સીમાએ પહોંચી પણ ચુકયો છે, કારણ કે જીંદગીને માટે મનાતી આટલી બધી ત્યાંની જરૂરીઆત વસ્તુ ઉપર આવો કર નાંખવો એ વાજબી નથી. આવી રીતે જ્યારે એવી સામાન્ય વપરાસની ત્યાં કોઈ પણ ચીજ નથી કે જેના ઉપર કર નાંખી શકાય ત્યારે, એ વાત તો સ્પષ્ટ છે કે હિંદમાં કર લેવાનો માર્ગો બહુ જુજ છે. વળી ત્યાં (હિંદુસ્થાનમાં) સાર્વજનીક વ્યાપારમાં હોય એવી ચીજ ઉપરના કરનું સૌથી વધુ ઉત્પન્ન થાય છે, કારણ કે તેવા કરનો બોજો પ્રજા સમસ્ત ખમે છે. હિંદનો ખર્ચ વધતોજ ગયો છે, અને ખર્ચના પ્રમાણમાં મહેસુલ ઓછી ઝડપે વધી છે; અને વારંવાર આવતી ખોટ દેવું કાઢીને પુરી કરવી પડે છે, અને તે દેવું પણ વધતુંજ રહ્યું છે. જ્યારે આવી સ્થિતિ છે ત્યારે હાલ આવતી મહેસુલનો કોઈ પણ રસ્તો બંધ કરવો એ પણ ડહાપણ ભર્યો નથી, અને એટલા માટે કાપડ ઉપરની હાલના જકાત કહાડી નાંખવા માટે તે સાથે નિચલા સવાલોનો પણ નિર્ણય કરવો ઘટે છે:—

૧. આ જકાત કાઢી નાંખ્યાથી મહેસુલમાં ખાડો પડે તે પુરવા શો રસ્તો લેવો?

૨. આ કર કાઢી નાખવાને બદલે વધુ બોજારૂપ ન થઇ પડે એવો બીજો કયો કર નાખવો અથવા વધારવો તે ઉપલો કર કાઢી નાખનારાઓ શા માટે દર્શાવી શકતા નથી?

૩ હિંદની મહેસુલમા થતો રહેલો સુધારો આ કરની ભરપાઈ કરી આપે તો પણ થતો રહેલો મહેસુલનો સુધારો કાયમ માટે છે તેની શી ખાત્રી?

કાપડ ઉપરની જકાત કહાડી નાખવા તરફ જેઓએ વિચારો દર્શાવ્યા છે તેઓની તેમ કરાવાની પ્રેરણા બેશક ઇંગ્લૅન્ડ પ્રત્યક્ષ અથવા પરોક્ષથી કોઇ પણ પ્રકારનુ રક્ષણ કાયમ રાખવામા સબધ રાખે એ તેમને અતકરણથી નાપસદ હોવાને લીધેજ ઉદ્ભવેલી છે ..”

છતા હાલમા વિલાયતથી આવતા કાપડ ઉપર અત્રે સાડા ત્રણ ટકા જેમ લેવામા આવે છે, તેમજ રીતે અત્રેની મીલોમા બનતા કાપડ ઉપર ખાસ કર તરીકે (“ એકસાઇઝ ડયુટી ”) ના સાડા ત્રણ ટકા સરકાર તરફથી લેવામા આવે છે આનુ પરિણામ એ આવ્યુ છે કે વિદેશની મીલોમા બનતો માલ એંફ્રીકે વગેરે સ્થળે જેટલો સસ્તો મોકલી શકાય છે એટલો સસ્તો અત્રેથી માલ મોકલી શકાતો નથી, અને તેથી વિદેશની કહેતા જેપૅન, ઇગ્લૅન્ડ અથવા જર્મની વગેરેની મીલો સાથે હિંદની મીલો હરિફાઇમા ઉતરી શકતી નથી

કેટલાક દેશોમા કારીગરીને ઉત્તેજન આપવા માટે રાજ્ય તરફથી કારિગરોને અમુક ઇનામ આપવામા આવે છે. ઇગ્લૅન્ડમા ત્યાની બનેલી ભાગ્યેજ સારી અને ઉજળી ખાડ મળે છે, અને ત્યા મળતી સઘળી ઉજળી ખાડ ફ્રૅન્સ પુરી પાડે છે આનુ કારણ એવુ નથી કે ફ્રેન્સ જેટલી ઇગ્લૅન્ડ ખાડ બનાવી શકતુ નથી, પણ ત્યાંના વ્યાપારીઓ ઇગ્લૅન્ડના વ્યાપારીઓ કરતા ખાડ સસ્તી વેચી શકે છે તેજ મુખ્ય કારણ છે, અને તેનુ બધારનુ વ્યાપારીઓને રાજ્ય તરફથી મળતી મદદને અગે અવલબીને રહેલુ છે રાજ્ય તરફથી મળેલી મદદને લીધે જ્યારે ફ્રૅન્સની ખાડ સસ્તી આવે છે ત્યારે હાલમા ઇગ્લૅન્ડે ખાતે એક વખતે ઉઘાડવામા આવેલા મોટા કારખાનાઓ બધ કરવામા આવ્યા છે પરતુ આ ઉદાહરણ ઉપરથી જણાશે કે ફ્રૅન્સની આવી રાજ્યનીતિથી ઇગ્લૅન્ડને જાવેદાનનો ગેરલાભ થયો નથી કેમકે ખાડ બનાવવામા રોકાયલી મુડી તેમજ મહેનત બધી તેમાથી નિકળી બીજા વ્યાપારમા રોકાઇ ગઇ. માત્ર તે રોકાઇ જતા વચમા જેટલો વિલબ થયો તેટલોજ ગેરલાભ થયો પરતુ પરિણામે ઇગ્લૅન્ડની પ્રજાને પહેલા કરતા ખાડ સોંઘી મળવા માડી અને એટલો ફાયદો થયો, પણ પોતાના વ્યાપારિઓને, પડી કિમત કરતા, ખાડ સોંઘી વેચવાને શક્તિવત કરવા જે બક્ષિસ અથવા મદદ ફ્રેન્ચ સરકારે આપી, તેટલો આખી ફ્રેન્ચ પ્રજા, ઇગ્લૅન્ડની પ્રજાના ફાયદા માટે કર ભરે છે એમ કહીએ તો ચાલે.

આપણી તરફના લોકોને અને ખાસ કરીને ચરોતર તરફથી આવતા રસોઇઆઓને આપણે ઘણી વેળા એમ કહેતા સાંભળીએ છીએ કે ‘ આગગાડી થયે નુકસાન થયુ’ બચારા ગાડાવાળાઓની રોજી ગઇ કાસદોનો કોઇ ભાવ પુછતુ નથી ” પરતુ આ વાત શુ સત્ય છે? ખરી રીતે જોતા આખી પ્રજાના પ્રમાણમા ગાડીવાળાઓની સખ્યા ઘણી નાની છે, તે જોતા આ કહેવુ એ મુઠીભર માણસો, અને તે દશબાર ખટારાવાળા, અને પચીસ ત્રીસ કાસદોના સ્વાર્થની વાત છે, પણ આખી પ્રજાનુ સુખ અને લાભ જોવા જેવી તેઓની દીર્ઘદૃષ્ટિ નથી આવી ઉડતી વાતો કરીને દેશની કારીગીરીને ટેકો આપવાના હવાઇ ખ્યાલો કરનારાઓની ફ્રેન્સના જાણીતા અર્થશાસ્ત્રી મૉન્ બૅસ્ટિયાએ કડી મશ્કેરી એક અરજીના સ્વરૂપમા કીધી છે, જે આ સમયે ટાકવી બીનસ્થાને નહિ લેખાય તો અરજીનુ ભાષાતર નીચે આપવામા આવે છે —

પી બેઝ્જી ટાક્ર માટે ૨૧ બેક સ્ટ્રીટ ફોર્ટ, મુબઇ.

"શાંબ્ર (Chamber) ઓવ ડેપ્યુટીઝના
સભાસદો જોગઃ— "

અમે મિણબતીઓ, દિવાઓ, ફાનસો, તેલ, ચરબી, દિવેલ વગેરે વેચનારા નીચે મૂજબ નમતાઇપૂર્વક અર્જ ગુજારીયે છીએ:-

એક વિદેશી હરીફની સ્પર્ધાથી, અમારૂં સત્યાનાશ વાળવા બેઠું છે. કારણ કે અજવાળું પેદા કરવાનું આ અમારા હરિફ માટે એટલું બધું તો સવળતા ભર્યું થઇ પડયું છે કે, તે આખા દેશ ઉપર નામના મૂલ્યે અને નહિં જેવી કિમતે અજવાળાની રેલ આણી આપે છે, અને સહેજ પોતાનું મોઢું બતાવે છે કે અમારો આખો રોજગાર સદંતર ડુબી જાય છે. વળી ગાંડા લોકો બધા તેની તરફ ધાય છે અને તેની પાસેથી અજવાળું ખરીદે છે જ્યારે અમારો તો કોઈ ભાવએ પુછતું નથી આવો હારફ તે સૂર્ય અમારાં મૂળ કાપવા બેઠો છે

એટલા માટે, સાહેબો, તમારી પ્રત્યે અમારી નમ્ર અરજ છે કે આપ મહેરબાની) ને એવો કાયદો બાધો, કે સઘળા લોકોર ખારણાં, જાળીયા, ચોક વગેરે બંધ કરવાં, અને તેના સારાંશમાં કહેવાનું કે કોઇ પણ રીતિએ રસ્તામાંથી કે કોઇ પણ વાટે ઘરમાં યર્સૂનું અજવાળું ન આવી શકે એમ કરવું. કારણ કે અમે આટલાં વર્ષથી જે પ્રકાશે પેદા કરનારા એક નહિં પણ અનેક રીતનાં સાધનો પેદા કીધા છે, અને તે રીતિએ દેશને સુખનું સાધન પ્રાપ્ત કરી આપ્યું છે તેના આભારાર્થે તમારે અમારૂં રક્ષણ કરવું ઘટે છે. કારણ કે આવા બળીઆ દુશ્મન સાથે હરિફાઈની બાથ ભિડી શકવાનુ અમારામાં સામર્થ્ય નથી.

આના ટેકામા અમે આપને નિચલાં કારણો બતાવીએ છીએ જેથી તમે અમારી વિનંતિ સ્વિકારવાને લલચાશો. પ્રથમ તો તમે કુદરતી અજવાળું લેવાનું બંધ કરીને કૃત્રીમ અજવાળું લેવું આવશ્યક માનશો તો અત્રેના (ફ્રેન્ચ) બધા કારીગરોને લાભ થશે

વળી જો ચરબી વધુ ખપશે તો તેના પ્રમાણમાં બળદ અને મેંઢાં વધુ ઉછેરવામાં આવશે, વળી તેઓને ખાવા માટે ચારો જોઇશે તો તે માટે નવાં ખેતરો ઉગાડવામાં આવશે તેમજ ઢોરોની સંખ્યા જેમ વધશે તેમ માંસ, ઉન, અને ચામડાંની છત થશે, અને વળી ઢોરોની લીદનું ખાતર થશે તે મોટો ફાયદો કરી શકશે. જેમ વધારે તેલ, દિવેલ ખપશે તેમ તલ, રીંવેલીયા વગેરેનો પાક વધશે, વધુ ઢોરો પાળવાથી આપણી જમીનની ફળદ્રુપતા વધી હશે તેને અંગે આવી ચીજોનો પાક પકવવો આપણને ઠીક થઇ પડશે વળી જ્યા ત્યાં વનો રાળ વાળાં ઝાડોથી ઘીચોઘીચ ભરાઇ જગે, પુષ્કળ મધમાખોના ટોળાં પર્વતો ઉપર કિમતી મધ એકઠું કરશે, અને તેથી દરેક વ્યક્તિની ખેતી ખીલ્યા વગર નહિં રહે. તે ઉપરાંત હજારો નૌકાઓ વ્હેલ માછલી પકડવા જશે, અને તેને પરિણામે જુજ સમયમાં ફ્રેંન્સ દેશનું નામ રાખે અને મગરૂબ બનાવે એવું મોટું નૌકા સૈન્ય પેદા થશે, અને તે રીતએ આપના નમ્ર અરજદારોની સ્વદેશના કલ્યાણાર્થેની સર્વસ્વ આ કાક્ષાઓ પુર્ણ થશે. વિશેષતઃ પારીસની દુકાનોની રોનક દેદીપ્યમાન થશે, અને જ્યાં ત્યં દુકાનોમાં, વખારોમાં અને મહોલે તથા ચૌટે બતિઓની અલગાર લાગશે અને અજવાળાનો ઝગઝગાટ થઈ રહેશે. વળી દરિઆકિનારાની ટેકરી ઉપરનો, રાળના ઝાડ રોપનારો, કિવાં કોયલાની ખાણમાં ઉંડે નિચાણમાં કામ કરનારો ભાગ્યેજ એવો મજુર મળશે કે જેને આમ થવાથી વધારે સુધારો નહિં મળે.

સહજ વિચાર કરતાં આપ મુરબ્બીઓના ખ્યાલમાં આવશે કે મોટી કોલસાની ખાણોમાં તેના માલીકથી માંડીને તે છેક ગરીબ દીવાસળીની ફેરી કરનારા સુધીની, ફ્રેંન્સ પ્રજાની કોઇ ભાગ્યેજ એવી વ્યકિત હશે કે જેને અમારી અરજી ફતેહમંદ થવાથી ફાયદો નહિં ...

મેટેલીક શીલીંગની સારી ડીઝાઇન ગમશે કે?

આપનું માનવું એવું હોય કે સૂર્યનું અજવાળું એ કુદરતે મનુષ્યને આપેલી મફતની બક્ષિસ છે, અને તેવી તરેહની બક્ષિસ ન કબુલતા તેનો અનાદર કરવો એ નાહકમાં પૈસા ગુમાવવા જેવું છે, તો અમારે માત્ર એટલીજ અરજ ગુજારવાની રહે છે કે, આ તમારૂં પગલું રાજ્યનીતિ ઉંધું વાળનારૂં થઇ પડશે. અત્યારસુધીમાં વિદેશથી આવતી સર્વ ચીજો તમે બંધ કરવાનાં પગલાં ભર્યાં છે, કારણકે અત્રે બનતી વસ્તુઓ કરતાં વિદેશથી આવતી ચીજો અત્રે સોંઘી મળતી હતી. તો પછી આપણા દેશમાં કૃત્રિમ બનાવેલાં અજવાળાં કરતાં આ કુદરતી અજવાળું તદ્દન સસ્તું (સદંતર મૂલ્ય રહિત) મળે છે, તો તે નિયમે તેને આપણા પ્રદેશમા સહેજ પણ પેસવા દેવું ન જોઇએ.

દરેક વસ્તુ બનાવવામાં કુદરત અને મનુષ્યની મહેનત વિવિધ પ્રકારે દેશની આબોહવાને લઇને કામે લાગે છે. છતાં કુદરત જે કાર્ય કરે છે, તે હંમેશાં મફતજ બજાવે છે, અને તેથી અમુક વસ્તુનું જે મૂલ્ય આપવું પડે છે તે-તે વસ્તુ તૈયાર કરવા અથવા આણી આપવા મનુષ્ય જે કાર્ય કરે છે તેના બદલા રૂપે હોય છે. પૅરિસની નારંગી કરતાં લિસ્બનની નારંગી અર્ધી ઓછી કિંમતે મળે છે, અને તેનું કારણ એટલુંજ હોય છે કે લિસ્બનની નારંગીના સંબંધમા કુદરતી તાપથી અને તેથી કરીને મફતમાં જે કામ થાય છે તે પૅરીસની નારંગીના કૃત્રિમ તાપથી અને તેમાં પૈસા ખર્ચાયા હોવાથી થઇ શકતું નથી. પોર્ટુગલની નારંગી જે આપણી પાસે આવે છે તે બનાવવામાં અડધો અર્ધો ભાગ કુદરતે મુફતમાં કરી આપેલો હોય છે અને તેને લીધેજ તે પૅરિસની નારંગી કરતા અર્ધી કિંમતે મળી શકે છે. આ ઉદાહરણો ટાંકવાનો અમારો હેતુ એજ છે કે જે અર્ધું મનુષ્ય—કુદરતી કાર્ય કરનારૂં—મળે છે તે બંધ કરવું. જ્યારે આવું અર્ધું કાર્ય મફતમાં મેળવનારાઓને તમે અટકાવો છો ત્યારે જે ચીજ, આખીએ મફતમાંજ, મળતી હોય ત્યારે તેને અમારી સાથે સ્પર્ધામાં ઉતરવા દેવાની તમને શી રીતે પ્રેરણા ઉદ્ભવે છે? માટે જો તમે એકવચનિય હોવ, તમને તમારા કામના એકજ ઢંગ રાખવા હોય તો જ્યારે જે અર્ધું મળે છે તેને દેશી કારીગીરીને જેમ ઉત્તેજન આપવાના ખ્યાલોથી અટકાવો છો તેમ આ આખું મફત મળે છે તેને તુરતજ અટકાવો. જ્યારે કોયલા, લોઢું, અનાજ તથા કાપડ જેવી ચીજો પરદેશથી આવે છે, અને તે અમે અહિં બનાવીએ તેના કરતા ઓછી મહેનતથી મળી શકે છે, ત્યારે અહિં ઉત્પન્ન કરવામાં જે કિંમત પડે છે અને પરદેશથી લેવામા જેટલી કિંમત પડે, તે બેના તફાવત જેટલું અમને બક્ષિશ મળે છે એમજ કહી શકાય. હવે જેમ આ તફાવત વધારે અથવા ઓછો તેજ પ્રમાણમાં આ બક્ષિશ પણ વધુ અથવા ઓછી હોઇ શકે. ત્યારે હવે અમારે એકજ પ્રશ્ન આપને પુછવાનો રહે છે. આપણા દેશને જે મફત મળી શકે છે તે ખરીદવા દેવાનો તમારો ઇરાદો છે કે આપણા દેશમાં વધારે ખર્ચે પણ ઉત્પાદન કરવાથી કેટલાક લોકો જે ફાયદાઓ થાય એમ ધારે છે તે ફાયદા કરવાનો છે? આ બે વાતનું કંઇ પણ નિરાકરણ કરો, અને તેમાંથી એકને પસંદ કીધા બાદ આપનાથી ફરી શકાશે નહિં, કારણ કે વિદેશથી આવતા માલની કિંમત જે પ્રમાણમાં શૂન્યની લગભગમાં હોય છે, તે પ્રમાણમાં તે માલને જો તમે આવતો બંધ કરો તો, સૂર્યનું અજવાળું કે જેની કિંમત દિવસની વેળાએ શૂન્ય જ હોય છે, તેને નિરાંતે આવવા દેવું અને તે સામે પગલા ન લેવાં, એના જેવી ઢંગ વગરની ગેરઇન્સાફી વાત તે બીજી કઇ હોય શકે?"

લી. હમો છીએ, આપના તાબેદાર
નમ્ર સેવકો,
(સહી) સ્વદેશી વસ્તુ ઉત્તેજનકારી દાસો.
તે
અર્થશાસ્ત્રના નિયમો જાણનારા
અનુભવિ કલેવરો.

ધી બોમ્બે ટાઇમ્સ માર્ચ ૨૧ [illegible]

ઉપલો પત્ર વાંચ્યા બાદ કોણને એમ નહિં થાય કે પત્રમાં લખેલી બીના અક્ષરશઃ મનન કરવા જોગ છે? તેના પરિણામે મુંબઇની શહેર સ્વચ્છતા રાખનારી સંસ્થા–મ્યુનિસી પૅલીટી–ના અને જાહેર બાંધકામ ખાતાંને ઘણી જાતની મહેનતમાંથી મૂક્ત થવું પડશે અને વળી તે સંસ્થાઓના સ્થપતિઓ—Engineers–ને પણ મકાનોના નકશામાં અજવાળું આવજા રાખવાના સાધનો ક્યા મૂકવાં તેનો વિચાર કરવાનું સાહસ એડવું નહિં પડે? વળી શેહેર સુધરાઈ ખાતું–"સીટી ઇમપ્રુવમેન્ટ ટ્રસ્ટ"–નકામું થઇ પડશે અને સૂર્યનું અજવાળુ બીલકુલ ન આવે એટલા માટે ઉંચે લોખંડનાં પતરાનાં માડવા બાંધવા પડશે જે બાંધ્યા બાદ દરેક ઠેકાણે ભણકદાર દિવા બતીઓ વધશે અને દિવાવાળા, વીજળીનો સામાન વેચનારા, ગ્યેસ ખાતું, મીણબતી બનાવનારા વગેરેને લાભ થશે તેમજ તેવા વ્યાપારીઓ ઘણા વધશે

---

## પ્રકરણ ૩ જું.

### વિદેશ સાથેનો વિનિમય.

વિદેશ સાથે વ્યાપાર કરનારા બે દેશોને લાભ થવા માટે વિનિમય કરાતી વસ્તુઓના ઉત્પાદન ખર્ચ વચ્ચેનું પ્રમાણ એક દેશમાં હોય તેથી બીજા દેશમાં જુદું હોવુ જોઈએ. ગયા પ્રકરણમાં આપણે અબાધિત વ્યાપારના ઘોરી નિયમો વિષે તપાસ કીધી, અને તેની વિરૂદ્ધ બોલનારા કેવા હવાઇ કિલ્લાઓની દલીલો કરી શકે ને પણ એક રમુજી અરજીના સ્વરૂપમાં જોઇ ગયા હવે આપણે ગમે તે બે દેશ વચ્ચે વસ્તુનો વિનિમય થતા તેની શી અસર થાય છે, તેનો વિચાર કરીશું. આ વિનિમયના મૂળમા પ્રથમ એ લક્ષમાં રાખવાનું છે કે, એક દેશ બીજા દેશ સાથે વિનિમય કરે તો તેમાં ફાયદો ક્યારે થાય, કે તે બે ચીજોના ઉત્પાદન ખર્ચ વચ્ચે વિનિમય કરનારા ઉભય દેશોમા, જુદું જુદું પ્રમાણ હોવું જોઇએ. બન્ને વસ્તુઓ એક દેશમાં બીજા કરતાં મોંઘી મળતી હોય, પરંતુ. જો તેના ઉત્પાદન ખર્ચ વચ્ચેનું પ્રમાણ ઉભય દેશોમાં ભિન્ન ભિન્ન હોય, તોજ તેનો વિનિમય થઇ શકે. આના ટેકામા એક ઉદાહરણ લઇશું. આપણા દેશમાંથી ચીન ખાતે સુતર અને અફીણ જાય છે જેના બદલામાં ત્યાંથી રેશમી કપડું તેમજ ચાહ આવે છે. છતા એમ ધારીએ કે હિંદુસ્થાનમાં તેવુંજ કાપડ અને ચાહ ઉપજાવવી એ સોંઘુ પડે છે, તો પછી વસ્તુસ્થિતિનો પરિપૂર્ણ વિચાર ન કરનારા એમજ કહેશે કે તો પછી ચીન સુતર મોકલી આ વસ્તુઓ અત્રે શા માટે મંગાવવી પરંતુ ધારો કે હિંદના પાચ રતલ સુતરનું મૂલ્ય એક રતલ ચાહના મૂલ્ય સરખું છે, અને ચીનમાં પાંચ રતલ સુતરનું મૂલ્ય સવા કે દોઢ રતલ ચાહના જેટલું છે, તો હિંદુસ્થાનના વ્યાપારીઓને જરૂર સુતર ત્યાંથી મોકલી ચાહ ખરીદવું સુગમ થઇ પડે હવે જો હિંદુસ્થાનમા તેમજ ચીનમાં સુતર અને ચાહના મુલ્ય વચ્ચેનું પ્રમાણ એકજ હોય તો તેમનો વિનિમય કરવાથી વ્યાપારીઓને ફાયદો થાય નહિ જો પાંચ રતલ સુતરના બદલામાં હિંદુસ્થાન તેમજ ચીને ખાતે સરખી ખાંડ મળતી હોય તો હિંદનો એવો એક પણ વ્યાપારી ગાંડો, નહિં હશે કે સુતર ચીન લઇ જઇ ત્યાંથી તેને બદલ હિંદમાં મળવા જેટલીજ ચાહ લઈ અત્રે મોકલવાનો ખર્ચ કરે. તેમ કરવાથી તો સુતર ચીન મોકલવા અને ચહા અત્રે લાવવાનો જે ખર્ચ થાય તે ખોટમા જાય આટલા ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે જે ચીજોનો વિનિમય કરવાનો હોય તેમના ઉત્પાદન ખર્ચ વચ્ચેના પ્રમાણમા વિનિમય કરનારા દેશોમાં તફાવત હોવો ઘટે છે આ તફાવત કેટલો હોવો ઘટે છે? એક દેશથી અન્ય દેશે વસ્તુ લઇ જવાનો ખર્ચ તથા તેમ કરનાર વ્યાપારીને સહેજ વધુ નફો પરવડે એટલો ઓછામા ઓછો તફાવત હોવો જોઇએ. કારણ કે જો તેને નફો ન મળે તો તે વિદેશ માલ ચડાવવાની, અને વિદેશથી

માલે મગાવવાની માથાકુટ ન જ કરે. આટલું છતા પણ શી રીતિએ અથવા શરતોએ વિનિમય થશે તેનો આધાર છત અને ખપ એ બે સુત્રોને સરખાં કરવાથી નિયમિત થાય છે. આપણે એમ માનીયે કે પાંચ રતલ આટાના બદલામાં આપણા દેશમાં એક રતલ બિસ્કીટ મળી શકે છે, અને ઈંગ્લેંડમાં પાંચ રતલ આટાના સાટામાં અઢી રતલ બિસ્કીટ મળે છે. તો તે વધારે માપમાં મળતાં બિસ્કીટ લેવાને લોભેજ અહિંનો વ્યાપારી પાંચ રતલ આટો ઇંગ્લંન્ડ મોકલી ત્યાં વેચશે. ત્યારે હવે સવાલ એ ઉપસ્થીત થાય છે કે, વ્યાપારી જે પાંચ રતલ આટો ઇંગ્લેંન્ડ મોકલશે તે ઉપર શું દોઢ રતલ બિસ્કીટ વધારાના નફા રૂપે તે રાખી શકશે? આનો પ્રત્યુતર એટલા ઉપરથીજ મળશે કે કોઇ પણ વસ્તુની આપણે આગળ જોઇ ગયા તેમ કિંમત, ખપ અને છત સરખાં થવાથી નક્કી થાય છે અને તેજ સિદ્ધાંત ઉપર ધ્યાન આપવું ઘટે છે. આપણે ઉદાહરણ કલ્પ્યો કે હિંદુસ્થાનનો વ્યાપારી આટો ઇંગ્લેંન્ડ મોકલે છે અને તેને બદલે બિસ્કીટ લાવે છે, આ ઉપરથી એમ થવાનું કે વિદેશી બિસ્કીટની છત હિંદમાં વધવાની અને તેથી અત્રેનાં બિસ્કીટનાં કારખાનાંમાં તેટલો માલ વધુ બનતો ઘટવાનો. તેવીજ રીતે ઇંગ્લેંન્ડમાં થતો આટો ઘટવાનો અને હિંદમાંથી જતા આટાની છત વધવાની તેમજ મૂલ્ય વિષેનો સિદ્ધાંત તપાસતા આપણે જોઇ ગયા છીએ કે જો બીજી બધી વીગતો સરખા પ્રમાણમાં રહી હોય, તો અમુક વસ્તુનો ખપ વધવાથી તેની કિંમતમાં વધારો થવાનો અને તેવીજ રીતે ખપ ઘટવાથી કિંમતમાં ઘટાડો થવાનો. એટલે કે કોઇ પણ વસ્તુની કિંમત તેનો ખપ તેમજ છત સરખી થવાથી મુકરર થાય છે. આ ઉપરથી એ પણ સિદ્ધ થાય છે કે હિંદ અને ઇંગ્લંડ વચ્ચે આટો અને બિસ્કીટ, તેમજ હિંદ અને ચીન વચ્ચે સુતર અને ચાહનો વિનિમય થવાથી ઉભય દેશોમાં વિનિમય કરવામાં આવતી અન્ને વસ્તુઓ ઉપર અસર થવાની. હિંદમાં આટાની અને સુતરની કિંમત વધવાની, કારણ કે તેનો ખપ વધ્યો છે, અને તેવીજ રીતે બિસ્કીટ અને ચાહની કિંમત ઘટવાની કારણ કે તેની છત વધી છે. પરંતુ ઇંગ્લેંડ કિંવા ચીનમાં આથી ઉલટી અસર થવાની. ત્યાં બીસ્કીટ અને ચહાની અને આટો તથા સુતરની કિંમત ઘટવાની. આમ બને ત્યારે એ વાત સ્પષ્ટ થાય છે કે ઉભય દેશો વચ્ચે વિનિમય, પહેલાં નક્કી કરેલી શરતોએ ચાલશેજ નહિં. કારણ કે સમય જતાં આટો અને સુતરની વિનિમયશકિત ઉભય દેશો વચ્ચે હવે કંઇ અઢી રતલ બીસ્કીટ કે પાંચ રતલ ચહા જેટલી નહિં રહે. ખરી રીતે સમય વિતતા હિંદમાં આટો અને સુતરની વિનિમયશકિત વધી હશે અને ચીનમાં ઘટી હશે અને તે રીતે લાંબા સમય સુધી અનિયંત્રિત સ્પર્ધા ચાલે તો આખરે સુતર અને ચાહના તેમજ આટો અને બિસ્કીટના ચાહના મૂલ્ય વચ્ચેના પ્રમાણમા બે દેશમાં એક દેશથી બીજે દેશ લઇ જવાનું ખર્ચ તથા મુડીદારોને વિદેશ માલ મોકલવાથી જે જોખમ અને મહેનત લેવાં પડે છે તેને યોગ્ય બદલો મળે એટલોજ તફાવત રહેવાનો.

યુરોપમાં હાલમાં દાવાનળ યુદ્ધ ચાલે છે અને તેને લીધે દુશ્મન રાજ્યોમાંથી હિંદ મધ્યે જે ચીજો આવતી હતી તેનો અટકાવ થયો છે. જર્મનીથી રંગવા માટેના રંગો જે આવતા હતા તે અટકવાથી હિંદમાં અગાઉ જે રંગની છત હતી તે અછત થઇ અને તેથી રંગના ભાવો અત્રે કુદકે અને ભુસકે વધ્યા ગયા. હવે જ્યારે લડાઇ બંધ થશે ત્યારે જર્મનીના રંગ બનાવનારાઓ સસ્તે ભાવે રંગ કાઢવા માડશે કારણ કે તેઓ જે રંગો અત્રે મોકલતા હતા તેના ઉપર અંકુશ મુકાવાથી ત્યાં રંગની છત થઇ હશે, અને તેવીજ રીતે અત્રેની અછતને અંગે અહિંના વ્યાપારીઓ પ્રથમ તો મોટા ભાવો આપશે. આવી રીતે થોડાંક વર્ષ વ્યાપાર

ચલાવ્યા પછી જ્યારે જર્મનીમાં રંગની અછત થશે અને અત્રે છત થશે ત્યારે અનિયંત્રિત સ્પર્ધાને અંગે તેના ભાવો તેના ઉત્પાદન ખર્ચ અને ખપને અવલંબીને બંધાઇ જશે

જો કોઇ પણ વસ્તુ ઉત્પન્ન કરનારાઓ વચ્ચે અનિયંત્રિત સ્પર્ધા ચાલતી હોય તો તેની કિંમત આખરે તેના ઉત્પાદન ખર્ચ ઉપર આધાર રાખે છે. અને તેથી વિદેશ અથવા પરદેશથી લાવવામાં આવતી ચીજોના સંબંધમાં લાવવાનું ખર્ચ એજ ઉત્પાદન ખર્ચનો અગત્યનો ભાગ હોય છે વિદેશથી આવતા અને જતા માલ ઉપરની જકાત કાઢી નાખી હોય તો ભિન્ન ભિન્ન દેશોમા એકજ વસ્તુની કિંમતમા માત્ર લઇ જવા લાવવાના ખર્ચના કારણોથીજ ફેર પડે

પરસ્પરતા વિદેશ સાથના વ્યાપારથી જે ફાયદો થાય છે તે વિષે કેટલાકનો બહુ ભૂલભરેલો વિચાર આપણે સાભળીએ છીએ. કેટલાક એમ કહે છે કે વિનિમય કહેતા અદલાબદલીમાં પરસ્પરતા જોઇએ એટલે કે વિદેશનો જે માલ આપણે મંગાવીએ તેના બદલામા આપણને ત્યાની ચીજો જવીજ જોઇએ. ઇંગ્લૅન્ડ ખાતે હિન્દ તેમજ ચીનથી જથ્થાબંધ ચાહ જાય છે હવે તેને બદલે હિંદ અને ચીન માત્ર નાણાંજ લીધા કરે અને ત્યાથી અત્રે કોઇ પણ પ્રકારનો માલ ન મંગાવે તે ઇંગ્લૅન્ડના લોકોને જે ગેરફાયદો થાય તેના કરતા હિંદ અને ચીન ઉભય દેશોને વધુ ગેરલાભ થાય

જ્યારે બે જુદા જુદા દેશો વચ્ચે વિનિમય થાય છે ત્યારે દરેક દેશનો નફો અન્ય દેશથી આવેલી વસ્તુનો તે દેશને જેટલો ખપ હોય તેના વિપરીત પ્રમાણમાં બની જાય છે. જ્યારે બે જુદાં જુદા દેશો વચ્ચે વિનિમય થાય ત્યારે જે દેશમા આણેલી ચીજોનો અન્ય દેશ કરતાં ખપ જો હોય તો તે દેશમાં તે ચીજો વધુ નફો આણી આપે છે દાખલા તરીકે ચીનમા રેશમી કપડું બને છે તે અત્રે આવે છે અને તે china silk ચીનઈ છાઉ ને નામે ઓળખાય છે, તેમજ મોટા પ્રમાણમા અત્રે તેની માગણી છે, અને માંગણીના પ્રમાણમા અત્રેના વ્યાપારીઓને તે ઉપર ઓછો નફો ન મળે એ પણ સંભવિત છે એટલે કે જો મુંબઈનો વ્યાપારી ચીનથી ૫૦ તાકા મંગાવે અને તે આખા વર્ષમા વેચે તો એમ ધારીએ કે દરેક તાકે રૂપીઆ બે લેખે નફો મેળવી શકે તો તેને પરવડે પણ ભાવનગર જેવા સ્થળે જ્યા તેની ઝાઝી ખપત ન હોય ત્યા વ્યાપારીને માત્ર બે રૂપીઆજ નફો મેળવવો પરવડે નહિં તે જોતાં જ્યારે મુંબઈના વ્યાપારીને ૫૦ તાકા વેચે રૂપીઆ સો મળે, તો તેટલે નફો ભાવનગરનો વ્યાપારી વીસ કે પચીસ તાકા વેચીને મેળવી શકે. માટે એ વાત ધ્યાનમા રાખવાની આવશ્યકતા છે કે વિદેશ સાથેના વ્યાપારનો પ્રત્યક્ષ ફાયદો એ છે કે, દરેક દેશ પોતાની મુડી તેમજ મહેનત જે ધંધાઓમા સૌથી તે વધારે ઉત્પાદક કરી શકે તેમાજ રોકી શકે છે, અને તેને અંગે અખિલ દુનિયામા ઉત્પાદન શકિત વધે છે આમ હોવાથી સર્વ વસ્તુઓ તૈયાર કરવામા ઓછામા ઓછી મુડી અને મહેનત ખર્ચવામા આવે છે એ વિષય ઉપર અર્થશાસ્ત્રી મીલ નિચે મૂજબ વિવેચન કરે છે—

વ્યાપારથી દેશને ફાયદો થાય છે તે વિષે સાધારણ લોકોમા ઘણી ભૂલભરેલી સમજ હોય છે જ્યારે વ્યાપારને લોકો દેશના દ્રવ્યનુ મૂળ કહે છે ત્યારે માલ વાપરનારાઓને કિંમતમા જે કિફાયત લાગે છે તે ઉપર નહિ પણ વ્યાપારીઓ જે બારે દોલત મેળવે છે તે ઉપરજ તેઓની દૃષ્ટિ હોય છે પરંતુ વ્યાપારીઓને જો કાઇ ખાસ હકો ન હોય તો તેઓને મળતો લાભ પોતાના દેશમાજ મુડી કામે લગાડવાથી નફો મળે તેથી વધુ હોઇ શકતો નથી તે જોતા વ્યાપાર એ ઉત્પાદન સોંઘુ કરવાની સગવડભરી આવશ્યક રીતિ છે

દેશાંતરના વ્યાપારથી ઉપર ટાંકેલા ફાયદા સિવાય વળી નીતિ સંબંધી તથા બુદ્ધિ વિષયક ઘણીક અગત્યની અસર થવા પામે છે. આને લીધે દુનિયાની સર્વ પ્રજાઓનો લોકો પરસ્પર સંબંધમાં આવી શકે છે, તેમજ કેળવણીનો પ્રચાર કરવાનું તે પ્રબળ સાધન બને છે, તેમજ સુલેહશાંતિ પથરાઇ રહેવાનો સંભવ રહે છે. વળી ભિન્નભિન્ન પ્રજાઓનો પરસ્પર સંબંધ થવાથી પ્રત્યેક દેશના લોકોને પોતાના કાયદાઓ, રીત રીવાજો, વગેરે અન્ય દેશ સાથે સરખાવવાનો, તથા તે ઉપરથી સુધારો વધારો વધારે કરવાનો પ્રસંગ મળે છે. તે ઉપરાંત વ્યાપારથી જુદી જુદી પ્રજાઓને એકબીજાની આબાદાની તેમજ ઉત્કર્ષમાં પ્રત્યક્ષ સ્વાર્થ થાય છે.

નિકાશ અને આયાત. જ્યારે એક દેશમાં અમુક ચીજ સ્નેહએ તે કરતા વધુ થાય છે ત્યારે તે દેશના લોકો તે બીજાને આપવાની ઇચ્છા કરે છે, અને તે રીતે અન્ય દેશના લોકોને પૂછાવે છે કે, અમારે આ વસ્તુ મોકલવી છે જે તમારે લેવાની ઇચ્છા છે? જેઓને તે ચીજ લેવાનો વિચાર હોય છે તે તે વસ્તુ મગાવે છે અને આ રીતિએ પ્રથમ નિકાશ શરૂ થાય છે અને નિકાશને અંગે આયાત થવા પામે છે. આ મુજબ જ્યારે દેશ દેશ સાથે આયાત અને નિકાશનો પરસ્પર વહેવાર બંધાઇ જાય છે ત્યારે નિકાશ અને આયાત હમેશાં સરખી થવાનું વલણ બની જાય છે. આના ટેકામા મિલ કહે છે કેઃ—"કોઇ પણ દેશની નિપજનો બીજા દેશોની નિપજ સાથે એવા મૂલ્યોએ વિનિમય થાય છે કે તે દેશની બધી નિકાશ તેની બધી આમદાની માલની કિંમત બરોબર આવી રહે" પરંતુ આમ ક્યારે બની શકે? જ્યારે એક દેશને બીજા દેશમાથી આવેલા માલની કિંમત સિવાય બીજી કોઇ પણ બાબત સારૂ કંઇ આપવાનું નહિ હોય તેમજ અન્ય દેશોને તે દેશથી પોતાને ત્યા આવેલા માલની કિંમત સિવાય બીજી કંઇ બાબત સારૂ કંઇ પણ આપવાનું હોય નહિં ત્યારેજ તેમ બની શકે.

આના ટેકામાં આપણે એક ઉદાહરણ લેશું. હિંદુસ્થાન જે માલ ઇંગ્લૅન્ડ મોકલે છે તેનું મૂલ્ય, ઇંગ્લૅન્ડ જે માલ હિંદ મોકલે છે તેના કરતાં જો વિશેષ હોય તો, એ ખુલ્લું થાય છે કે દર વર્ષે હિન્દનું ઇંગ્લૅન્ડ કને લહેણું નિકળશે. આમ વસ્તુસ્થિતિ હોવાથી ઇંગ્લૅન્ડમાં નાણાંની છત ઘટતી જશે અને હિંદમાં વધતી જશે. પરન્તુ આમ થવાથી હિંદને ઇંગ્લૅન્ડ પાસેથી ચીજો લેવાનું વધુ ફાયદાકારક થશે અને ઇંગ્લૅન્ડને હિંદ કનેથી ચીજો ખરીદવાનું ઓછું ફાયદાકારક થશે. પરિણામે હિન્દથી *ઇંગ્લૅન્ડ જતી નિકાશ ઘટશે અને ઇંગ્લૅન્ડથી* આવતી આયાત વધશે. એટલે કે આયાત કરતાં નિકાશ વધારે હોય તો નિકાશ ઘટવાની તેમજ આયાત વધવાનું વલણ થવા પામે અને તે વલણ નિકાશ તેમજ આયાત ઉભયને સરખાં બનાવે ત્યારેજ અટકે. પરન્તુ આપણે તેનું ખરૂં તાત્પર્ય કાઢવા જઇએ તો એમ હમેશાં થતુ નથી, કારણ કે વ્યવહારમાં તેમ બની શકતું નથી, જેથી આયાત અને નિકાશ સરખી ઉતરતી નથી. ઉપલોજ દૃષ્ટાંત મનમાં કલ્પીને આપણે એવું અનુમાન કરીએ કે ઇંગ્લૅન્ડને ધીરેલા રૂપીઆના વ્યાજ બદલ એક કરોડ રૂપીઆ દર વર્ષે હિંદુસ્થાનને આપવાના છે. હવે તેવી સ્થિતિમા આયાત અને નિકાશ કદાપી પણ સરખી થઇ શકે જ નહિં, કારણ કે જો તે સરખી હોય તો ઇંગ્લૅન્ડને દર વર્ષે એક કરોડ રૂપીઆ વ્યાજનું દેવું પુરૂં કરવા હિંદ મોકલવા પડે અને તેવી રીતે જ્યારે હિન્દમા નાણુ વધે અને ઇંગ્લૅન્ડમાં ઘટે તો હિંદ ખાતે કિંમત વધે અને ઇંગ્લૅન્ડમાં ઘટે. આના કરતા હિંદ ખાતે દરવર્ષે તેટલા રૂપીઆનો માલ મોકલવો ઇંગ્લૅન્ડને વધુ લાભદાયી થઇ પડે. આમ થવાથી વ્યાપાર ઉપરાંત ઇંગ્લૅન્ડ પોતાનું દેવું પણ પુરૂં કરી શકે. આમ હોવાથી આયાત અને નિકાશ એક સરખી હોય એવું પણ સંભવી શકતું નથી

અપૂર્ણ.

# WAR AND TRADE.

## GOVERNMENT NOTIFICATIONS.

# ચાલુ લડાઇને પ્રસંગે વ્હેપાર સંબંધી બહાર પડેલાં વધુ સરકારી જાહેરનામાં.

**બ્રિટીશ હિંદમાંથી અબરખની નિકાશ.**

નામદાર હિંદી સરકારના વ્હેપાર ઉદ્યોગ ખાતા તરફથી તા. ૧૦ મી જુન ૧૯૧૬ ને રોજ આ સંબંધી એક જાહેરનામું નીચે મુજબનું બહાર પાડવામાં આવ્યું હતું.

(अ) બ્લૉક ક્લીયર રૂબી તથા બંગાળ સ્ટૅન્ડર્ડના નં. ૩, ૪, ૫, ૬ ના અબરખની કોઇ પણ સ્થળે નિકાશ કરવાની મનાઈ કરવામાં આવી છે.

(ब) એ સિવાયના બીજી કોઇ પણ જાતનાં અબરખ યુનાઇટેડ કીન્ગડમ અને બ્રિટીશ સંસ્થાનો સિવાયના બીજા દેશોએ મોકલવાની મનાઇ કરવામાં આવી છે.

નામદાર મુંબઇ સરકાર તરફથી જણાવવામાં આવ્યું છે કે ઉપરની (अ) કલમમાં જણાવેલી જાત સિવાયના બીજી કોઇ પણ જાતનાં અબરખ જાપાન સિવાયના બીજાં મિત્રરાજ્યોએ લાઇસન્સથી મોકલવાની રજા કલેકટરો તરફથી આપવામાં આવશે તથા બીજા મનાઇ કીધેલાં સ્થળોએ નિકાશ કરવા માટે લાઇસન્સની અરજીઓ કલેકટરો નામદાર હિંદ સરકારના અભિપ્રાય માટે તેઓ પર મોકલી આપશે.

નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટ તરફથી જણાવવામાં આવ્યું છે કે નામદાર સરકારને ખાતે અબરખ ખરીદવા ગવર્મેન્ટ એજન્ટ તરીકે મેશર્સ ક્રીશ્રીયન ઑફ કૉટર મૅનની નીમણુક તેઓએ મંજુર કરી છે અને એવો હુકમ આપ્યો છે કે ૩, ૪, ૫, ૬ સાઇઝના ચોખ્ખાં લાલ અને થોડાંક લાલ રંગના અબરખના બધા જથ્થા આ પેઢી હસ્તેજ પસાર થવા દેવામાં આવશે અને તેઓની સીફારસથીજ નિકાશ કરવા દેવામાં આવશે. મેશર્સ ક્રીશ્રીયન ઍન્ડ કું. (લન્ડન) ને નામે કન્સાઇન્મેન્ટ મોકલવાં પડશે. તથા સરકારી કન્સાઇન્મેન્ટ માટે શીપીંગ એજન્ટ તરીકે મેશર્સ બામર લૉરીને રોકવામાં આવશે. આ સિવાયના બીજા નંબરોના અબરખ કલેકટરો હસ્તક નિકાશ કરવા દેવામાં આવશે.

વધુમાં જણાવવાનું કે નીચેની યાદીમાં જે પેઢીઓનાં નામ આપવામાં આવ્યાં છે તે પેઢીઓએ અબરખની આયાત માટેના નવાં ગૅરંટી ફૉર્મ પર સહી કરી છે અને તેથી નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટે યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરીકામાં અબરખની આયાત કરવા માટે તેઓનાં નામ મંજુર કર્યાં છે. એ પેઢીઓને અબરખ મોકલવા માટે લાઇસન્સ આપવામાં આવશે એવી શરતે કે તેને લગતાં કન્સાઇન્મેન્ટો આયાત કરનારી પેઢીના હીસાબે

ન્યુયૉર્ક અથવા સૅન્ફ્રેન્સીસ્કો ખાતેના કૉન્સલ જનરલને નામે મોકલવામાં આવે.

---

યુ. સ્ટેટ્સ ઑફ અમેરીકામાં અબરખની આયાત માટે મંજુર થયેલી પેઢીઓ.

માઇકા ઇન્સ્યુલેટર કંપની—ન્યુયૉર્ક.
એસ. એ પ્રીલીયોન ( માઇકા મૅન્યુફૅક્ચરીંગ કુા. સાથે જોડાઇ ગયેલી )—ન્યુયૉર્ક.
યુજીન મનસેલ—ન્યુયૉર્ક.
કૅમેરોન ઇલેક્ટ્રીક મૅન્યુફૅક્ચરીંગ કંપની—ઍન્સોનીયા.
જે. હ્યુસ એન્ડ સન—બૉસ્ટન.
ચીકાગો માઇકા કંપની—વાલ પેરેઇસો.
ઇન્ડીયાના હૉટ પૉઇન્ટ ઇલેક્ટ્રીક હીટીંગ કંપની—ઑન્ટેરીયો.
કૅલી ફોરનીયા અમેરીકન માઇકા કંપની.
જનરલ ઇલેક્ટ્રીક કુંપની.
વૉટસન બ્રધર્સ.
વૉશીંગટન ઇલેક્ટ્રીક મન્યુફૅક્ચરીંગ કંપની.
જોસ રૂડીકસન કુમીબલ કંપની.
એ. સી શુનમેકર કંપની—ન્યુયૉર્ક
ડબલ્યુ. વેટસ ઍન્ડ કુંપની ન્યુયૉર્કમાં સ્થપાયલી.
લૅન્ડર્સ, ફ્રૅરી, ક્લાર્ક—ન્યુ બ્રીટન

---

આ સબંધમાં તા૦ ૨૨ મી ઑગષ્ટ ૧૯૧૬ ને રોજ વધુ જણાવવામા આવ્યું છે કે જપાનમાં અબરખની આયાત કરવા માટે અમેરીકન ટ્રેડીંગ કંપની, હીલીંગ ઍન્ડ કંપની તથા મીટસુઇ ઍન્ડ કંપનીને મંજુર કરવામાં આવી છે. જેઓને મોકલવાનાં કન્સાઇન્મેન્ટ યોકોહામા ખાતેના બ્રિટીશ કૉન્સલ જનરલ પર મોકલવાં પડશે. મીટસુઇ ઍન્ડ કંપનીને મોકલવાનાં કન્સાઇન્મેન્ટ કોબી ખાતેના બ્રિટીશ કૉન્સલ જનરલના નામપર પણ મોકલી શકાશે. ત્રણ, ચાર, પાંચ અને ૭ નંબરનાં તથા ચોખ્ખાં લાલ રંગનાં તથા થોડા ડાઘાવાળાં લાલ રંગના સિવાયનાં દરેક જાતનાં અબરખની નિકાશ માટેના લાઇસન્સ કસ્ટમસ કલેકટર તરફથી છુટથી મળી શકશે. જાપાનમાંની બીજી પેઢીએ નિકાશ કરવા માટેની રજા મેળવવા ઇન્ડીયા ઑફીસે પુછાવવામાં આવશે.

---

હાલને પ્રસંગે પરદેશોએ તાર મોકલવા માટે સીરનામાં, તથા સહી વિગેરે કેવી રીતે કરવાં તથા કોડનો કેવી રીતે ઉપયોગ કરવો કે જેથી સેન્સર તરફથી તાર રોકવામાં નહિં આવે તે માટે કેટલીક અગત્યની સુચનાઓ પોસ્ટ અને ટેલીગ્રાફ ખાતાં તરફથી બહાર પાડવામાં આવી છે. જે સાહેબોને એ જોવી હોય તેમણે ચેમ્બરની ઑફીસમાં આવી જોઇ જવી.

---

આખી દુનિયામાંની જે જે પેઢીઓ સાથે આયાતી તથા નિકાશી વેહેપાર કરવાની નામદાર સરકાર તરફથી મનાઈ કરવામાં આવી છે તેને લગતી આખી યાદી હમને તા. ૧૦ મી ઑગષ્ટ ૧૯૧૬ ને રોજ મોકલવામાં આવી છે. જે સાહેબોને એ યાદી જોવી હોય તેમણે આ ચેમ્બરની ઑફીસમાં આવી જોઇ જવી

---

**હિંદમાંથી જ્યુટની નિકાશ**

નામદાર સરકારના તરફથી તા. ૩૧ મી જુલાઇ ૧૯૧૬ને રોજના પત્રથી વધુ જણાવવામાં આવ્યું છે કે જ્યુટ પરના અંકુશને લગતી યોજના પૅરેગ્વે અને ઉરૂગ્વેને પણ લાગુ પાડવામાં આવી છે. એટલે કે પૅરેગ્વે અને ઉરૂગ્વે માટે કાચા જ્યુટની નિકાશની મનાઈ કરવામાં આવી છે સિવાય કે નિકાશી બંદર પરના મુખ્ય કસ્ટમ્સ અધિકારી પાસેથી લાઇસન્સ મેળવીને જે માલ મોકલવામા આવે તે સંબંધમાં આ મનાઈ હુકમ લાગુ પડશે નહિં.

---

**ચીનમાંની પેઢીઓનાં વ્હાઇટ લીસ્ટ.**

ચીનમાંની જે જે પેઢીઓના પર માલ નિકાશ થઇ શકે અને જે જે પેઢીઓ પાસેથી માલ આયાત થઇ શકે તેવી પેઢીઓનાં નામોની સુધારા તથા વધારાની યાદી તા. ૩૧ મી જુલાઈ ૧૯૧૬ ને રોજ નામદાર હિંદ સરકાર તરફથી બહાર પાડવામાં આવી છે. જેઓને એ યાદી જોવી હોય તેમને ચેમ્બરની ઑફીસમાંથી જોવા મળી શકશે.

---

**મૅનીલા ખાતેની એક સીગાર ફૅક્ટરીના માલ આયાત કરવાની મનાઈ.**

નામદાર સરકારના તા ૨ જી ઑગષ્ટ ૧૯૧૬ ના પત્ર નં. ૮૦૬ પી. માં જણાવવામાં આવ્યું છે કે મૅનીલા ખાતેની લા પરલા ડેલ ઓરીયેન્ટ સીગાર ફૅક્ટરીએ બનાવેલી સીગાર હિંદમાં આયાત કરવાની નામદાર હિંદ સરકારે મનાઈ ફરમાવી છે.

---

**યુનાઇટેડ કીન્ગડમમાં કોકેન તથા અફીણની આયાતની મનાઈ.**

નામદાર સરકાર તરફથી તા૦ ૪ થી ઑગષ્ટના પત્ર નં. ૭૯૬૫ મા જણાવવામા આવ્યું છે કે યુનાઇટેડ કીન્ગડમમાં કોકેન તથા અફીણની લાઈસન્સ વગર આયાત કરવાની તા૦ ૨૮ મી જુલાઇ ૧૯૧૬ ને રોજથી મનાઈ કરવામાં આવી છે એ મુજબનું તેજ તારીખે એક જાહેરનામું બહાર પાડવામા આવ્યું છે.

---

**બ્રિટીશ સરકાર તરફ સુલેહની લાગણી ધરાવતો ઈરાનનો એક વધુ વ્હેપારી.**

નામદાર હિંદ સરકારના વ્હેપાર ઉદ્યોગ ખાતા તરફથી તા૦ ૧૪મી જુલાઇ ૧૯૧૬ ને રોજના ૫૮૫૭ ડબલ્યુ (૨) નંબરના બહાર પડેલા જાહેરનામાથી જણાવવામાં આવ્યું છે કે કરમાનશાહનો જેકબ ગહટન નામનો વ્હેપારી નામદાર બ્રિટીશ સરકાર તરફ સુલેહની લાગણી ધરાવે છે.

---

**યુનાઇટેડ કીન્ગડમમાં આયાત માટે મનાઈ થયેલા કેટલાક માલો.**

તા૦ ૨૮ મી જુલાઈ ૧૯૧૬ ને રોજ એક બાદશાહી જાહેરનામાંથી નીચેના માલોની યુનાઈટેડ કીન્ગડમમાં આયાતની મનાઇ કરવામાં આવી છે.—

" હવાઈ બંદુકો તથા રાઇફલો, રમવાની બંદુકો તથા રાઇફલો, તથા બ્રિટીશ સંસ્થાનોમાં નહિં પાકી હોય એવી નારંગીઓ."

---

યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરીકામાં જે જે પેઢીઓ પર કાચાં ચામડાં તથા ચામડી ચઢાવી શકાય એવી રીતે મંજુર કરવામાં આવી છે તેવી પેઢીઓનાં નામોની વધુ સુધારા વધારાની યાદી હમને તા. ૧૦ મી ઑગષ્ટે મોકલવામાં આવી છે.

---

**જયુટ તથા જયુટના માલોની નિકાશ પર અંકુશ.**

નામદાર સરકારના તા. ૭ મી ઑગષ્ટ ના પત્ર નં. ૮૯ પી. થી જણાવવામાં આવ્યું છે કે જયુટ તથા જ્યુટના માલોની નિકાશની મનાઈ તા ૨૯ મી જુલાઇ ૧૯૧૬ થી સેન્ડવીચ ટાપુઓ તથા પોર્ટોરીકો માટે પણ ફરમાવવામાં આવી છે. એ જગ્યાઓએ લાઈસન્સ મેળવી કાચુ જયુટ અને જ્યુટના માલો મોકલવા માટે એ જગ્યાઓનાં નીચેનાં બંદરોએ મોકલી શકાય એમ મંજુર કરવામાં આવ્યા છે.

સેન્ડવીચ ટાપુઓ—હોનોલુલુ.

પોર્ટોરીકો—સૅન જુઆન.

માલ તે બંદર પરના બ્રિટીશ કૉન્સલને નામે ચઢાવવા પડશે.

પોર્ટોરીકો મોકલવા માટેનાં શીપમેન્ટ યુનાઇટેડ સ્ટેટ્સમાં ટ્રાન્શીપ થતાં હોવાથી ન્યુયૉર્કના 'ટેક્સટાઈલ એલાયન્સ'ના નામપર મોકલવાં પડશે. આ બાબત વિશેષ આહિતી

---

# "યાકુતી" શેની બને છે !

ઘણા નકલીઆઓ પૈસાદાર થવાની આશામા યાકુતી અથવા તેને ભલતું જ નામ આપી અમારી દવાના નામની નકલો કરે છે પણ રજવાડી રીત પ્રમાણે બનાવવામા આવતી અમારી અસલ શોધેલી બાદશાહી યાકુતી અનંગવિલાસની બનાવટ અમારી પાસે છે તેની નકલ કોઇથી હજુ સુધી થયેલ નથી અને ભવિષ્યમા થાય તેમ પણ નથી. રસાયણ, પારો, સોમલ, ધાતુ, વછનાગ, ભાગ, અફીણ કે એવી કોઇ પણ નુકસાનકારક ચીજ જેમા આવતી હોય તેનું નામ "યાકુતી" નહીં પણ "ઝેર" છે માટે એવી નકલી યાકુતા–યાકુતીથી સાવચેત રહેવુ ગવર્નમેન્ટ લેબોરેટરીમા વિદ્વાન સરકારી ડાકટરે અમારી બનાવેલ યાકુતી એનાલાઇઝ કરીને તેમા કોઇ પણ જાતની નુકસાનકારક ચીજ નથી એવુ સરટીફીકેટ આપેલ છે અને એ ઉમદા રાજવંશી દવા અકસીર હોવાથીજ વિલાયતમા પાસ થયેલા મોટા ડાકટરો, રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને ઇગ્રેજ ગૃહસ્થો અને મોટા સરકારી અમલદારોમા પણ બહુ વખણાય છે

## બાદશાહી યાકુતી અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવેછે પુરૂષાતન કાયમ રાખેછે આ રાજવંશી યાકુતી વીર્યવીકારની તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂ પુરૂષાતન આપેછે ખરી મરદાઇ આપનાર અને નબલા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે આ દવા વાપરવામા કોઈ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂા દશ

**ડાકટર કાલીદાસ મોતીરામ-રાજકોટ-કાઠીયાવાડ.**



## જોઇએ છે.

એમ એ સુધી અભ્યાસ કરેલા અને ઉંચું વ્યાપારી જ્ઞાન તથા શિક્ષક તરીકેનો અનુભવ ધરાવતા એક ગ્રેજ્યુએટને સવાર સાંજનુ પરચુરણ કામ યા ખાનગી ટયુશનો જોઇએ છે તમારા પુત્રોને વ્યાપારી શિક્ષણ સાથે અંગ્રેજી કેળવણી આપવા માગતા હો, અંગ્રેજી પત્રવ્યવહાર શીખવવા માગતા હો, સ્કુલમા યા કૉલેજમા શીખવાતા વિષયોનુ ખાનગી શિક્ષણ આપવા માગતા હો તો આ માસિક પત્રની ઑફીસમા બૉકસ નં. ૧ મા લખવા મહેરબાની કરશો.

જા ખ.

માટે 'ટેક્સ્ટાઇલ એલાયન્સ'ના પ્રતિનિધિને અરજી કરવી.

આ બાબતમાં તા. ૯ મી ના પત્ર નં. ૮૭૫ પી. થી નામદાર સરકાર જણાવે છે કે ડચ ઇસ્ટ ઇન્ડીઝ, જાપાન અને જાપાનીઝ સંસ્થાનો, પોર્ચુગીઝ સંસ્થાનો તથા આઇસ લૅંડ કાચું જ્યુટ મોકલવા માટે નીચેની તારીખેથી બંધી કરવામાં આવી છે.

ડચ ઇસ્ટ ઇન્ડીઝ તથા આઇસલૅંડ તા. ૫ મી ઑગષ્ટ ૧૯૧૬.

જાપાન અને જાપાનીઝ સંસ્થાનો—તા ૮ મી ઑગષ્ટ ૧૯૧૬.

પોર્ચુગીઝ સંસ્થાનો–તા. ૧૫ મી ઑગષ્ટ ૧૯૧૬.

૨) ડચ ઇસ્ટ ઇન્ડીઝમાં નીચેની પેઢીઓ પર કાચું જ્યુટ તથા જ્યુટના માલો મોકલી શકાય એવી રીતે મંજુર કરવામાં આવી છે.

૧) ઇન્ટર નૅશનલ ક્રેડીટ હૅન્ડેલ સ્વેરી નીગીન્ડા રૉટરડૅમ (બૅટેવિયા, ચેરી બૅાન, સમરંગ, સુરાબયા અને ટેલક બીટૉન્ગ).

૨) એલ ઇ. ટેલ્સ અૅન્ડ કંપનીઝ હૅન્ડેલ મ્માટ શૅપીજ બૅટવીયા, પડંગ અૅન્ડ સુરબયા.)

૩) બૅટેવિયા અને સુરબયાની મીટસુઇ બુગાન કૅઇશા.

૪) ઍંગ્લો–ડચ એસ્ટેટેસ એજન્સી. લી. (મેદાન).

૫) હન્ડેલ માટ શૅપીજ ડેલી અટેજેહ. (મેદાન)

૬) શુથરી અૅન્ડ કું. લી. (મેદાન).

૭) હેરીસન્સ અને ક્રાસફીલ્ડ લી. (મેદાન)

પહેલા તથા ત્રીજા નંબરની પેઢીપર મોકલવાનાં કન્સાઇન્મૅન્ટ બૅટેવીયા ખાતેના કૉન્સલ જનરલને નામે તથા બાકીના મેદાન ખાતેના બ્રીટીશ વાઇસ કૅાન્સલના નામપર મોકલવા પડશે

જાપાન અને જાપાનીસ સંસ્થાનોએ જ્યુટ તથા જ્યુટના માલો નિકાશ કરવા હોય તો તે મંજુર થયલી પેઢી માટે અને મંજુર થયેલાં બંદર પરના નામદાર શહેનશાહના કૉન્સલના નામપર મોકલવામાં આવનાર હોય તોજ તે માટે લાઇસન્સ મળી શકશે. નીચેના બંદરો મંજુર કરવામાં આવ્યા છે

યોકોહામા, કોબી, અને ડેઇરેન યોકોહામામા ટોકીયોનો તથા કોબીમાં ઓસાકાનો પણ સમાવેશ થાય છે.

અત્યાર સુધીમા નીચેની પેઢીઓ મંજુર થઇ છે.

૧. મીટ સુઇ અૅન્ડ, કંપની
૨ જારડાઇન મૅથીસન અૅન્ડ કંપની.

} આ બે પેઢી પર માલ ચઢાવવો હોય તો તે ઉપર જણાવેલાં મંજુર થયેલાં બંદરોમાંના કોઇ પણ બંદરે મોકલી શકાશે.

૩. અમેરીકન ટ્રેઇડીંગ કંપની
૪. શાવાન ટેન્સ ઍન્ડ કંપની
૫ સુઝુકી ઍન્ડ કંપની
૬. ટો યાસા
૭. સૅસ્યુઅલ ઍન્ડ કંપની

} આ પેઢીઓ પર માલ ચઢાવવો હોય તો તે ફક્ત યોકોહામા અથવા કોબી ખાતેજ મોકલી શકાશે.

૮. એફ. જી. બાર્ડન્સ
૯. કોરનેઇબ એકફર્ડ
૧૦. થૉમ્પસન હેનન
૧૧ નીશીન ઑઇલ મીલ લી.

} આ પેઢીઓ પર માલ ચઢાવવો હોય તે ફક્ત ડેઇરન ખાતેજ મોકલી શકાશે.

જ્યુટ તથા જ્યુટના માલો આઇસલૅંડ ખાતે મોકલવા હોય તો તે મંજુર થયેલી પેઢી માટે રેઈક જેવીકના બ્રિટીશ કૉન્સલના નામ પર

જો ચઢાવવામાં આવે તોજ તે માટે લાઇસન્સ આપવામાં આવશે રેઇકજેવીકમાંની એસ. ઇનારસનની પેઢી મંજુર ઠરવામાં આવી છે.

જ્યુટ તથા જ્યુટના માલો પોર્ચુગીઝ સંસ્થાનોએ મંજુર કરેલી પેઢીઓ ( જેના નામ હવે પછી જણાવવામાં આવશે ) તેઓપર નીચેનાં મંજુર કરેલાં બંદરોમાંના કોઇ બંદરે ચઢાવવાની રજા આપવામાં આવશે ચીન્હે; ફુન્સલ, મારમાગોઆ, સેન્ટમાઇકેલ્સ; સેન્ટ વિન્સેન્ટ; લૉરેન્કો મારકેસ અને લોઆન્ડા.

જે કૉન્સલ જનરલ પર અથવા તો તે બંદરપરના કૉન્સલના નામપર મોકલવાં પડશે. એવી ચઠતમા જો કોઇ બેંકને સંબંધ હોય તો તે બેંકને હિમાબે કોન્સલના નામ પર ચઢાવવાં પડશે, એવી સૂચના કરીને કે તે બેંક તરફથી ખરા માલ લેનાર ધણીનું નામ આપવું પડશે.

---

ચીન તથા સિયામમાની જે જે પેઢીઓ પર માલ મોકલાવી શકાય તથા જે પેઢીઓ પાસેથી માલ આયાત થઇ શકે એવી પેઢીઓના નામોની વધુ યાદી તા ૨૪ મી જુલાઇ ૧૯૧૬ ને રોજ તથા બીજી તા. ૧૨મી ઑગષ્ટને રોજ બહાર પાડવામાં આવી છે.

---

ટરમીની, ઍમ્બોયા, અને પરસીપોલીસ નામની જરમન સ્ટીમરોના જે માલ તેની ઠરાવેલી મુદ્દત પુરી થતા ઇટાલીઅન સરકાર તરફથી વેચી નાખવામા આવનાર છે, તે માલોની યાદી તા ૨૨ મી, જુલાઇને રોજ બહાર પાડવામાં આવી છે.

---

જે જરમન સ્ટીમરો ઇટાલીઅન સરકાર તરફથી કામમાં લેવામાં આવી છે તે પરના, ઉતારેલા માલ ખાનગી વખારોમાં ભરવા દેવા માટેની શરતો ઇટાલીઅન સરકાર તરફથી બહાર પાડવામાં આવી છે તેની નકલ હમને નામદાર હિંદ સરકાર તરફથી મળી છે.

---

બ્રિટીશ રાજ્યમાંની ટન્ગસ્ટનવાળી કાચી ધાતુ અમુક ઠરાવેલા ભાવે હાલના વખતથી તા૦ ૩૧ મી ઑગસ્ટ ૧૯૧૭ સુધી ખરીદવાનું મીનીસ્ટ્રી ઑફ મ્યુનીશન્સે નક્કી કર્યું છે. જેને લગતી વધુ વિગત લીવરપુલવાળી એચ. એ. વૉટસન કંપનીને પુછાવવાથી મળી શકશે.

---

યુનાઇટેડ કિન્ગડમ તથા બ્રિટીશ હિંદ માંથી નિકાશ માટે મનાઇ થયેલા માલોની નવી સુધારેલી યાદી હમને મળી છે.

---

બ્રીટીશ સરકાર સાથે સારી નિયત ધરાવનારા ઇરાનમાં વ્હેપાર કરતા નીચેના વ્હેપારીઓનાં નામો નામદાર સરકાર તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે.

| | |
|---|---|
| ક્રીસ્ટો ડૉરૉફ ઝૅરેસ. | રેમી |
| કેમીએલી. | મેશેડ |
| મીસીરીયન | કરમાનશાહ. |
| ટેબીબીઅન. એમ. | હમદાન. |
| હેરકેલ ઇન્ગુર | ,, |

---

લન્ડનમા ગયા ફેબ્રુઆરી માસમાં બ્રીટીશ ઉદ્યોગોને લગતો જે મેળો ભરવામાં આવ્યો હતો તેને લગતું કૅટેલૉગ હમારાપર મોકલવામાં આવ્યુ છે આ કૅટેલૉગ વિલાયત સાથેના વ્હેપાર કરનારા વ્હેપારી વર્ગને ઉપયોગી થઇ શકે એવું છે.

---

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરોની કમિટીની એક સભા બુધવાર, તા૦ ૧૨ મી જુલાઈ ૧૯૧૬ ને રોજ ૨-૩૦ કલાકે (મું ટા.) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા

૧) ઑન શેઠ દીનશાહ એદલજી વાચ્છા
૨) ઑન સર ફાઝલભાઈ કરીમભાઈ
૩) ઑન. શેઠ મનમોહનદાસ રામજી
૪) સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી
૫) શેઠ જેઠાભાઈ વાલજી
૬) શેઠ લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણી
૭) શેઠ એમ પી. માદન
૮) શેઠ મોતીલાલ કાનજી
૯) શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી
૧૦) શેઠ પી. જે. બીલ્લીમોરીયા
૧૧) શેઠ રેવાશંકર જગજીવન
૧૨) શેઠ ગોપાલજી વાલજી સુંદરજી
૧૩) શેઠ નારણજી હરીભાઈ
૧૪) શેઠ સોરાબજી એદલજી વૉર્ડન

૧) કમિટીની આગલી સભાઓની મીનીટ જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી

૨) નામદાર હિંદી સરકારના ખજાનચી ઑન. સર વિલીયમ મેયર તથા વ્હેપાર ઉદ્યોગ ખાતાના સભાસદ ઑન સર જ્યોર્જ બાર્ન્સ આ કમિટીની મુલાકાતે આવનાર છે તે પ્રસંગે તેમની સાથે કયા કયા વિષયો પર વાદવિવાદ ચલાવવો તે બાબત નક્કી કરવામાં આવ્યું હતું.

૩) રેલ્વે બોર્ડ તરફથી એક પત્ર આવ્યો હતો જેમાં રેલ્વેનું મૅનેજમેન્ટ સ્ટેટ તરફથી ચાલે તો સારૂં કે કમ્પની તરફથી એ પ્રશ્ન પર આ કમિટીનો મત પુછાવવામાં આવ્યો હતો તે ઉપર વિચાર કરવાને નીચે જણાવેલા ગૃહસ્થોની સબ-કમિટી નીમવામાં આવી હતી.

૧) ઑન. શેઠ દીનશાહ એદલજી વાચ્છા.
૨) ઑન શેઠ લલ્લુભાઈ શામળદાસ સી. આઇ. ઇ.
૩) ઑન શેઠ મનમોહનદાસ રામજી
૪) ઑન સર ઈબ્રાહીમ રહીમતુલ્લા.
૫) ઑન સર ફાઝલભાઈ કરીમભાઈ.
૬) સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી
૭) શેઠ સોરાબજી એદલજી વૉર્ડન

૪) ઇન્ડીયન કૉટન ઑઈલ કું. પર તેઓની ફરિયાદ બાબે જે જવાબ રેલ્વે બોર્ડે મોકલાવ્યો હતો તેની એક નકલ રેલ્વે બોર્ડ તરફથી આ ચેમ્બર પર પણ મોકલવામાં આવી હતી, તેની નોંધ લેવામાં આવી હતી.

૫) ઇન્ડીયન રેલ્વે કૉન્ફરન્સની જે બેઠક સીમલા ખાતે ભરવામાં આવી હતી તેના ઉપર આ ચેમ્બર તરફથી જે બે સૂચનાઓ રજુ કરવામાં આવી હતી તેનો જવાબ તેઓ તરફથી આવ્યો હતો, જેની નોંધ લેવામાં આવી હતી ચેમ્બરની પહેલી સૂચના એમ હતી કે રેલ્વેના દર તથા વ્હેપાર અને ઉદ્યોગ ઉપર તેની અસર તે બાબત તપાસવાને રેલ્વેના પ્રતિનિધિઓ તથા વ્હેપારી પ્રતિનિધિઓની એક સભ-

કમિટી નીમવી. આ સૂચના રેલ્વે કૉન્ફરન્સના મત મુજબ નવા નિમાયલા ઇન્ડસ્ટ્રીયલ કમિશન સમક્ષ રજુ કરવી જોઇએ. બીજી સૂચના એમ હતી કે ૧૯૧૫ ના મે મહિનામાં દેશી ઉદ્યોગોને ખીલવવા માટે રેલ્વેના દર વિગેરેમાં ફેરફાર કરવા બાબે રેલ્વે બોર્ડે જુદી જુદી રેલ્વેઓને જે સૂચના કરી હતી તે સઘળાનું પરિણામ શું આવ્યું તે બાબત છપાવી બધે ઠેકાણે વ્હેંચવી. આ સૂચના અમલમા મુકવામાં આવશે એમ જણાવવામા આવ્યું હતું.

૬. પૅરીસ ઇકૉનોમીક કૉન્ફરન્સ ખાતે હિંદુસ્તાનનો કોઇ પણ પ્રતિનિધિ નહિં હોવા માટે આ ચેમ્બરે જે વાંધો ઉઠાવ્યો હતો, તે બાબે નામદાર સરકારનો જવાબ આવ્યો હતો કે તે કૉન્ફરન્સમા સંસ્થાનોના પણ કોઈ પ્રતિનિધિ આવ્યા નહોતા તથા કે હિંદુસ્તાનના વ્હેપારી લાભોની બરાબર સંભાળ લેવામાં આવશે. તે જવાબની નોંધ લેવામાં આવી હતી.

૭. મેશર્સ ધી બૉમ્બે યાર્ન, કૉપર ઍન્ડ બ્રાસ મર્ચન્ટસ ઍસોસિએશન, મેશર્સ ત્રીવેદી ઍન્ડ કું; તથા ઑન. શેઠ નારાયણ ત્રીંબક વૈદ્ય તરફથી ચેમ્બરના સભાસદ થવા માટે અરજી આવી હતી જે માટેના મત પત્રકો સભાસદોમા ફેરવવાનો ઠરાવ થયો હતો. બૅલટ બોક્સ ખુલ્લી રાખવાના દિવસો તા. ૨૪ મી જુલાઇ ૧૯૧૬ થી તા. ૩૧ મી જુલાઇ ૧૯૧૬ સુધીના ઠેરવવામાં આવ્યા હતા તથા સ્ક્રુટિનિયર તરીકે શેઠ મોતીલાલ વલ્લભજીને નીમવામાં આવ્યા હતા.

૮. રેલ્વેમાં માલની થતી ભીડ અટકાવવા ચોમાસાની અંદર કોલસો વધારે લઇ આવી શકાય કે કેમ તે અને તેની સાથેના એવાજ સવાલો તપાસવા કલકત્તા ખાતે રેલ્વેની કૉન્ફરન્સ તા. ૨૬ મી જુલાઇએ ભરવામાં આવનાર છે તે વખતે આ ચેમ્બર તરફથી પ્રતિનિધિ મોકલવા માટે રેલ્વે બોર્ડ તરફથી પુછાવવામાં આવ્યું હતું તેના જવાબમાં લખી મોકલવાનું ઠરાવવામાં આવ્યું હતુ કે આ ચેમ્બરના સેક્રેટરી મી. જે. કે. મેહતા ચેમ્બરના પ્રતિનિધિ તરીકે કૉન્ફરન્સમાં આવશે.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરોની કમિટીની એક ખાસ સભા બુધવારે તા. ૧૯ મી જુલાઇ ૧૯૧૬ ને રોજ બપોરે ૨ વાગે (મું. ટા.) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

૧) ઑન. શેઠ દીનશાહ એદલજી વાચ્છા.
૨) ઑન. શેઠ લલ્લુભાઇ શામળદાસ.-સી. આઇ ઇ.
૩) સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી.
૪) શેઠ મોતીલાલ વલ્લભજી.
૫) શેઠ એમ. પી. માદન.

કલકત્તા ખાતેની રેલ્વે કૉન્ફરન્સ સમક્ષ રજુ થનારા સવાલોની જે ટીપ આવી હતી તે બાબત પર વિચાર કરતાં એમ ઠેરવવામાં આવ્યું હતું કે ચેમ્બરના પ્રતિનિધિએ નીચેની બાબતો ઉપર કૉન્ફરન્સનું ખાસ ધ્યાન દોરવું.

૧) ચોમાસાની રૂતુમાં બીજી રૂતુ કરતા કોલસા માટે રેલ્વેનો ઓછો દર રાખવો કે જેથી કરીને તે વખતે વધારે કોલસો ભરવામાં આવે.

૨) કોલસા માટેનો દર તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૧૬ થી વધારવામાં આવનાર છે તેને બદલે ૧ લી નવેંબર ૧૯૧૬ થી વધારવો.

# રૅાયલ ટૅાનીક પીલ્સ.

## તાકાત આપનારી શુદ્ધ વનસ્પતીની ગોળીઓ.

આ ગોળીઓ દરેક પ્રકારની નબળાઇ દુર કરી પુરૂષાતન આપે છે. સ્વપ્નામાં કે પીશાબમાં જતી ધાતુ બંધ કરી વીર્યવીકારના ગુપ્ત દરદો મટાડી પાચનશકિત વધારી તાકાત આપે છે.

કેળવણી લેતા વીદ્યાર્થીઓનાં મગજને પુષ્ટી આપી તેમની ઓછી થએલી યાદદાસ્ત શકતીને પુરજોશમાં ખિલતી રાખે છે.

કેશર, કસ્તુરી, અંબર વીગેરે દેશી વનસ્પતીની બનેલી "રોયલ ટૅાનીક પીલ્સ" લોહી વધારી અવયવોને તાકાત આપે છે. ભુખ વધારી શરીરનું પોષણ કરે છે એટલુંજ નહીં પણ ફકત ત્રણ દીવસમાં પોતાની અદભુત શકિત આબેહુબ બતાવે છે. સ્ત્રીઓના અનિયમીત રૂતુશ્રાવને અટકાવી ગર્ભસ્થાનને સુધારી તંદુરસ્તી બક્ષે છે.

રજીસ્ટર નંબર ૧૮૦ તપાસી લેજો. નકલી માલથી ખુબ સાવચેત રહેજો.

કીંમત ૩૦ ગોળીની રૂ. ૧-૪-૦

**ગોવીંદજી દામોદરની કું૦**

જથાબંધ તથા છુટક દવાઓ વેચનાર,

૧૧-૬ નં. ૩ સુતાર ચાલ, માર્કેટ, મુંબઇ નં. ૨.

---

**અતિ સસ્તું સાહિત્ય! અપૂર્વ વાંચન!**

**વાર્ષિક રૂા બેમાં ૧૫૦૦ પૃષ્ટ**

બોધપ્રદ ઐતિહાસિક સામાજીક નવલકથાઓના વાચનથી મનુષ્ય ધર્મ અર્થ કામ મોક્ષ, પ્રાપ્ત કરે છે!

**આજેજ ગ્રાહક થાઓ**

## સસ્તી—વાર્તામાળા.

**ચિકણા કાગળ, સ્વચ્છ છાપ, જાડા મજબૂત સુંદર પૂઠાં, ચાલુ વર્ષમાં નીચલી નવલ કથાઓ—**

૧ લું **શાંતિ નિકેતન** અથવા સુખ **પ્રાપ્તિનો મહામંત્ર**, સામાજીક, ધાર્મિક પૃષ્ઠ ૩૭૨. ૨ જું **રાજા** છત્રસાલ ઐતિહાસિક ઉત્તમ નવલકથા ૩ જું **યુરોપનો** રણુરંગ યુદ્ધને લગતી ચમત્કારક વાર્તાઓ ૪ થું **સુધરેલી સીતા** અથવા **સુધારાને નામે કુધારો!** ચાલુ જમાનામા સુધારકોની અદ્દભુત લીલા! અવશ્ય વાંચો. ૫ મું **તપાની જાસુસ**–જાપાનની ઠગણી સ્ત્રી, ડીટેકટીવોના અદ્દભૂત પરાક્રમ બુદ્ધિ ચાતુર્યનો ભંડાર, સર્વ પુસ્તકો બહુ ઉત્તમ છે દરેક સજ્જને ગ્રાહક થવા ચુકવું નહિ.

વાર્ષિક મૂલ્ય—ગયા જાડા મજબુત પૂઠાના **રૂા. બે** પાકા સુંદર પૂઠાના **રૂા ૩** આફ્રિકા માટે કાચા પૂઠા રૂા ૨-૧૦-૦ પાકા પૂઠાના રૂા ૪-૦-૦

**સર્વત્ર એજન્ટો જોઇએ છીએ** પત્ર વ્યવહાર—

**ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા.**

મેનેજર—સસ્તી વાર્તામાળા–અમદાવાદ

---

**હિન્દી વેપારીઓ તેમજ ઉતારૂઓને અગત્યની સુચના.**

ત્રીજા વર્ગના ઉતારૂઓ તેમજ વેપારીઓને રેલ્વે, સ્ટીમર આદી વાહનોમા જે હાડમારી ભોગવવી પડે છે તે દુર કરવા માટે મુંબાઇમા **"ધી ઇન્ડીયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન"** ની સ્થાપના કરવામા આવી છે. ઉતારૂઓને તેમજ વેપારીઓને જે જે હાડમારીઓ ભોગવવી પડતી હોય તે તેઓએ વીગતવાર નીચેના સરનામે લખી મોકલવી માત્ર વાર્ષિક રૂ ૧) એક આપીને પણ તેમા મેમ્બર થઈ શકાય છે કાયદા કાનુનની ચોપડી અરધા આનાની સ્ટામ્પ મળતા મફત મોકલવામાં આવશે વધુ માટે મળો યા લખો

Jivraj Goculdas Nensey.

ઠેકાણું.
૨૯૧-૨૯૩ બોરા બઝાર
સ્ટ્રીટ, કોટ, મુંબઇ

ઓ. જો. સેક્રેટરી
**"ધી ઇન્ડીયન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશન.**

૩) કઈ ચીજોને બાદશાહી અગત્યની ગણવી અને કઈ ચીજોને સ્થાનિક અગત્યની ગણવી તે સવાલ ઉપર જુદા જુદા ચેમ્બરની કમિટીઓનો નામદાર સરકાર મત પુછાને પણ છેવટનો નિર્ણય નામદાર સરકારે પોતાને હાથે જ રાખવો અને નહિ કે કોઇ પણ નવી નીનાયવી કમિટીને એ બાબત સોપવી.

૪) આવી જાતની જો કોઇ નવી કમિટી કરવામાં આવતો તેમાં આ ચેમ્બરનું પણ પ્રતિનિધિત્વ હોવું જોઈએ

બાદ સભા બરખાસ્ત થઇ હતી

---

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બુરોની કમિટીની એક સભા શનીવાર તા. ૨૨ મી જુલાઇ ૧૯૧૬ ને રોજ બપોરે ૨ ઠવાકે (મુ. ટા.) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા

ઑનરેબલ શેઠ દીનશાહ એદલજી વાચ્છા
શેઠ એમ બી બીલીમોરીયા
શેઠ મોતીલાલ વલ્લભજી
શેઠ રેવાશંકર જગજીવન
શેઠ મોતીલાલ કાનજી
શેઠ એમ પી માદન

સબ-કમિટીએ તૈયાર કરલો ઇન્ડસ્ટ્રીયલ કમિશન સમક્ષ રજુ કરવાનો ખરડો કેટલાક સુધારા વધારા સાથે પસાર કરવામાં આવ્યો હતા

બાદ સભા બરખાસ્ત થઇ હતી

---

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બુરોની કમિટીની એક સભા બુધવાર તા. ૨ જી ઑગષ્ટ ૧૯૧૬ ને રોજ બપોરે ૧૧-૨૦ વાગે (મુ. ટા.) હિન્દી વેપાર અને ઉદ્યોગ ખાતાના પ્રધાન ઑનરેબલ સર જ્યોર્જ બાર્ન્સ તથા હિન્દી ખજાનચી ઑનરેબલ સર વિલીયમ મેયરની મુલાકાત લેવા મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા —

૧) ઑનરેબલ શેઠ દીનશાહ એદલજી વાચ્છા.
૨) ,, ,, લલ્લુભાઈ શામળદાસ સી. આઇ ઇ.
૩) ,, ,, મનમોહનદાસ રામજી
૪) ,, ,, પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
૫) ,, સર ફાઝલભાઈ કરીમભાઈ ઇબ્રાહીમ
૬) સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી
૭) શેઠ સોરાબજી એદલજી વૉર્ડન
૮) ,, રેવાશંકર જગજીવન
૯) ,, ચતુર્ભુજ શીવજી
૧૦) , એમ પી માદન
૧૧) ,, લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણી
૧૨) , જેઠાભાઈ વાલજી
૧૩) ,, પી જે બીલીમોરીયા
૧૪) ,, મોતીલાલ વલ્લભજી
૧૫) ,, મોતીલાલ કાનજી

હિંદી ઉદ્યોગ ખાતાના સેક્રેટરી ઑનરેબલ મી. લો પણ હાજર હતા

ઑનરેબલ શેઠ દિનશાહ એદલજી વાચ્છાનું ભાષણ

'અમારી કમિટી તરફથી તમો સર વિલીઅમ મેયર અને સર જ્યોર્જ બાર્ન્સને આજે અમારી સભામાં કેટલાક વ્હેપારી તથા નાણા સબંધી મનાયોના સબંધમાં વિચારોનો વિનિમય કરવા માટે આવકાર આપતા મને ઘણો આનંદ થાય છે

પ્હેલા, સર જ્યોર્જ બાર્ન્સ, આપને કહેવાની રજા લઉં છું કે મારી કમિટીને ભરોસો છે કે

તમારા ઓદ્ધા દરમ્યાન ભવિષ્યમાં પણ તમો તમારી વધુ મુલાકાતોનો લાભ હમારી કમિટીને આપશો. કારણ કે જે આખી દેશી વ્હેપારી આલમના અભિપ્રાય આ ચેમ્બર રજુ કરે છે તે આવી મુલાકાતોની કિંમત સમજે છે અને તે જાણે છે કે આવી મુલાકાતોથી વ્હેપારી આલમ તથા નામદાર સરકાર ઉભયને ઘણો લાભ થાય છે. હિંદી વેપારી કોમ તરફથી તેમની મોટી નિરાશા જાહેર કર-

**પૅરિસમાં મળેલી આર્થિક પરિષદ– હિંદી પ્રતિનિધિ-ત્વની ખિન્ન.**

વાની મને રજા આપશો, કારણ કે, પૅરીસ ખાતે ગ્રેટ બ્રીટન અને તેનાં મિત્ર રાજ્યો તથા તટસ્થ રહેલા મિત્ર રાજ્યોનો વ્હેપાર સુલેહ પછી કેવી રીતે ખીલવવો તેનાં ધોરણ ઉપર વિચાર ચલાવવા તથા તે સબંધી ઠરાવ કરવા માટે જે આર્થિક પરિષદ ભરવામાં આવી હતી. તેમાં હિંદ તરફના કોઇ પણ પ્રતિનિધિને નીમવામાં આવ્યો હતો નહિ. હિંદી પ્રધાનને પુછવામાં આવેલા એક સવાલના જવાબમા તેમણે જણાવ્યું હતું કે, હિંદના પ્રતિનિધિને તે કૉન્ફરન્સમાં મોકલવામાં નહિં આવે. હમને સમજી શકાતુ ...ગા માટે જાણી જોઇને ... છે? અમો આશા ...ાં આવી જે કોઇ ... હિંદના પ્રતિ-



પરભારી આપશે તો વ્હેપારી ખબરો પૂરી પાડનારાં ખાતાં ઉપર તેટલો બોજો ઓછો થશે. હિંદી તેમજ બ્રિટીશ બાબતોનો બહોળો અનુભવ ધરાવનારા કોઇ હિંદીને તે જગ્યાએ નીમવામાં આવશે એવી આશા રાખવામાં આવે છે. જો તેમ બની શકે તેમ ન હોય તો હિંદી બાબતોનું સારૂ જ્ઞાન ધરાવનારા કોઇ યુરોપીઅનને નીમવો.

ઇંડીયા ઑફીસે સીમીટને માટે મેસર્સ પોર્ટલૅન્ડ સીમેન્ટ મેન્યુફેક્ચરર્સને જે કૉન્ટ્રાકટ આપ્યો છે, તેની ઉપર અમે તમારૂં ધ્યાન ખેંચીએ છીએ. હિંદમાં સીમીટની બે કંપનીઓ સારા પાયા ઉપર ચાલતી હોવા છતાં સરકારે તેની પાસે ઉપરની કંપનીની માફક ટેન્ડરો માંગ્યાં હોય એવું અમારા જાણવામા નથી. જ્યાં માલની જાત અને કિંમત સરખી કે લગભગ સરખી હોય ત્યા હિંદી માલ ખરીદવાને લગતા સરકારી હુકમ તરફ કારોબારી અમલદારો ઓછું ધ્યાન આપતા હોય એવો ભય રહે છે. આ સરકારી હુકમને અહીંના કારોબારી અમલદારો તમજ ઇંડીયા ઑફીસ હમેશા ધ્યાનમાં રાખે એ ઘણું ઇચ્છવા યોગ્ય છે. લશ્કરી કે બીજા કારણે ગુપ્તતા રાખવાની જરૂર ન હોય ત્યા ખુલ્લા ટેન્ડરો માગવાની રૂઢી દાખલ કરવી ઘટે છે.

દેશી રાજ્યોમાંથી મીઠાંની નિકાશ થતી અટકાવવાનો જે સખત જાપતો છે, તે પરદેશો- આવેરો વધુ ...થી સરખાવતાં તેમને નુકસાનકારક છે ...માં ન્યાયની નજરે સુધારો થવાની ...મારી કમિટી માનપૂર્વક જણાવે છે કે ...ત થયાં દેશી રાજ્યોમાં એવા જે ... મુકવામાં આવ્યા છે તે ન ... મુલક બ્રીટીશ હોય કે દેશી ...ણુ આવા અંકુશથી આખા ... ખલલ પહોંચે છે. પરદેશી માવાંડનું મીઠું કલકત્તામાં પડતું હોય તો દેશી મીઠું બનાવન... મળશે?

ને ઘટની સગવડો કરી આપવી યોગ્ય થઈ પડશે. મીઠાંના સંબંધમાં સરકારી રાજ્યનીતિ શું ધોરણો ઉપર રચાયલી છે તે જાણ્યા વગર મારી કમિટિ આ બાબતમાં કાંઈ વધારે કહેવા અશકત છે પણ કમિટિ એમ માને છે કે જ્યારે પરદેશથી વગર હરકતે બ્રીટીશ હીંદમાં મોટા જથ્થામાં મીઠું આવે છે ત્યારે દેશી રાજ્યોમાંથી તે ચીજની બ્રીટીશ હીંદમાં આયાત થતી અટકાવવાનો સરકારનો ઈરાદો હોવો જોઇએ નહિં. વળી ઘણી બનાવટોમાં મીઠાંની અગત્ય જણાય છે. પરદેશી મીઠાંની આયાત ઉપર અટકાવ મૂકી દેશી રાજ્યોનાં મીઠાં ઉપરની અટકાયતો કહાડી નાંખવામા આવે તો દેશના કેટલાક નફાકારક ઉદ્યોગોની ખીલવણી કરવાનું કામ સરળ થઇ પડે.

સને ૧૮૯૪ ના જકાતને લગતા ત્રીજા કાયદાની ૧૦ મી કલમના જે જુદા જુદા અર્થો ઉઠાવવામાં આવે છે તે ઉપર હું તમારૂં ધ્યાન ખેંચું છે. આ કલમથી સરકાર મૂળ ખરીદનાઓની સાથે પછીના ખરીદનારાઓ એટલે કે મૂળ વસ્તુનો કૉન્ટ્રેકટ જેના જેના હાથમાં આવે તે ખરીદનારાઓને પણ ગણવા માગે છે એ સવાલ છે. તેના સંબંધમાં જે ગુંચવડો ઉભો થાય છે તે દૂર કરવા માટે તમારા ખાતાં તરફથી એક સતાવાર યાદી બાહેર પાડવાની જરૂર છે.

સર વિલીયમ મેયર, મારી કમિટિ તમોએ કાઢેલી છેલી કનવરઝન લોનની ફત્તેહ માટે મુબારકબાદી આપે છે, કે જેમાં મુખ્ય ભાગ મુંબઇએ લીધો છે. ગયે વર્ષે પોસ્ટ ઑફીસો મારફતે સંતોષકારક રકમો ભરાઇ હતી અને આ વર્ષે તેથીએ વધારે સતોષકારક જવાબ ફરી વળશે એમ અમે હિમતથી કહીએ છીએ. તમારી બાહોશ રાહબરી અને સલાહ હેઠળ સરકારે જ્યારે પોસ્ટ ઑફીસો મારફતે નાની થાપણ રોકનારાઓને પોતાનાં નાણા સરકારી નોટોમા ખેંચ્યા છે તેવે વખતે સને ૧૮૮૨ ની વડી ધારાસભામા હીંદી ખજાનચી ઑન. સર ઇવલીન બેરીંગે સ્ટૉક નોટોની જે યોજના કહાડી હતી તે તરફ હું તમારૂં ધ્યાન ખેંચીશ. તમોને આ વાત જાણીતી હશે કે તે યોજના સરકારે અમલમાં મુકી હતી, પણ સરકારની ઉમેદ મુજબ આ નોટો ફત્તેહમંદ નહિં નીવડવાથી તે પાછી ખેંચી લીધી હતી. પણ તે છતાં તે આગલી યોજના તમે પાછી સજીવન કરી શકશો કે કેમ તે બાબે મારી કમિટિ તમારી તરફથી જાણવા માંગે છે

## ઓનરેબલ સર જ્યાજ બાર્ન્સનું ભાષણ.

મી૦ વાછા અને ઇંડીઅન મરચંટસ ચેમ્બર અને બ્યુરોના સભાસદો—આજે મને અત્રે તમારી સાથે મુલાકાત લેતાં ઘણોઆનંદ થાય છે કારણ કે, તમારી ચેમ્બર મુંબઇની હિંદી વેપારી કોમની પ્રતિનિધિરૂપ છે તથા તમોએ મને જે આવકાર આપ્યો છે તે માટે હું તમારો આભાર માનું છું. મુંબઇના હીંદી વ્હેપારીઓની હિમ્મત તથા કાર્યદક્ષતા આખી દુનિયાનાં વેપારી મંડળોમા જાણીતી છે. તમારા વિચારો સાભળવાની તથા તમારી ઓળખાણ કરવાની મને જે તક આપવામાં આવી છે તે માટે હું તમારો આભાર માનું છું.

તમારા ભાષણમાં તમે જે જુદા જુદા મુદ્દાઓ ઉપર વિવેચન કર્યું છે, તે બાબે હું થોડુંક બોલીશ. પૅરીસ ખાતે મળેલી આર્થિક કૉન્ફરન્સમાં હિંદના પ્રતિનિધિની નીમણુક કરવામાં નહિં આવો તે બાબે જે ગેરસમજુતી ઉભી થઇ છે, તે દૂર કરવી જોઇએ. પૅરીસ ખાતે જે કૉન્ફરન્સ મળી હતી તે કામચલાઉ જેવી હતી અને તેમાં ચોક્કસ ઠરાવો ઠરાવવામાં આવ્યા નથી. જ્યારે ખરી કૉનફરન્સ મળશે ત્યારે હિંદના પ્રતિનિધિ માટે ગોઠવણ કરવાનું હિંદિ પ્રધાન તરફથી અમને વચન આપવામાં આવ્યું છે. આ બાબતમાં આટલી ઉલટ લેવામાં આવે છે તે એક સારાં ચિન્હ સમાન છે.

એમ ધારવામાં આવ્યું છે કે પૅરીસ કૉન્ફરન્સમાં સંસ્થાનોના પ્રતિનિધિને મોકલવામાં આવ્યો હતો, પણ હિંદના પ્રતિનિધિને તેમાં

ભાગ આપવામાં આવ્યો નહિં. પણ હિંદી પ્રધાને આપેલી ખાત્રી મુજબ ખરી બાબત તેવી નથી. આ દેશમાં મળેલા તારોમાં ખોટી રીતે મી૦ હ્યુજ અને સર જ્યોર્જ ફોસ્ટરને આસ્ટ્રેલીયા અને કેનેડાના પ્રતિનિધિઓ તરીકે જણાવવામાં આવ્યા હતા તેથી આ ભૂલ થવા પામી હતી. પણ હિંદિ સરકારે તાર મારફતે ખબર કહાડતાં તેને સત્તાવાર રીતે જણાવવામા આવ્યું હતું કે તેઓને સંસ્થાનોના પ્રતિનિધિઓ તરીકે નહિં પણ બ્રીટીશ સરકારને મદદ આપવાને ખાતર અંગત આમંત્રણ આપવામા આવ્યું હતું. વડા પ્રધાને તા૦ ૮ મી માર્ચે આમની સભામાં જાહેર કર્યું હતું કે આપણા પ્રતિનિધિઓ પૅરીસમા કોઇ પણ રીતે બંધાઇ જશે નહિ. અને ભવિષ્યની રાજ્યનીતિ નક્કી કરવા આગમજ શેહેનશાહતના સઘળા ભાગો સાથે મસલહત ચલાવવામાં આવશે. પૅરીસની કૉન્ફરન્સ માત્ર શુરૂઆત જેવી હતી અને તેમાં આખી શેહેનશાહતને એકત્ર રીતે સામેલ કરવામાં આવી હતી. હવે પછીના તબક્કામાં બીજા જોડે હીંદના પ્રતિનિધિને પણ સામેલ કરવામાં આવશે. તા૦ ૨૪ મી જુને મળેલી અગત્યની કૉન્ફરન્સમાં વડા પ્રધાન ઉપરાત મી૦ ચેમ્બરલેન, લૉર્ડ ક્રુ અને લૉર્ડ હારડીંગ પણ હાજર હતા. આ કૉન્ફરન્સને પૅરીસની કૉન્ફરન્સ સાથે સંબંધ હતો. હિંદિ સરકારે હિંદના ખાસ લાભોની સંપૂર્ણ વિગતો હિંદી પ્રધાનને પુરી પાડી છે. લડાઇને લીધે નવી મુશ્કેલીઓ ઉભી થશે એમ જણાતાંજ હિંદી સરકારે સઘળી બાબતો ઉપર સંભાળપૂર્વક ધ્યાન પુગાડવા માંડયું અને સલાહકારક જણાતાં હિંદી વ્હેપાર ઉદ્યોગની બાબતો વિષેના પોતાના વિચારો હિંદી પ્રધાનને દર્શાવ્યા. આથી હિંદી વ્હેપારી આલમે ખાતરી રાખવી કે પૅરીસની ભલામણો છેવટના નિર્ણય માટે જ્યારે રજુ થશે, ત્યારે હિંદના લાભો તપાસવાના સઘળા અગત્યનાં મુદ્દા પણ તે તપાસનારાઓ સન્મુખ રજુ થયા વગર રહેશે નહિ અને વડી ધારાસભામાં મી૦ આચાર્યને જણાવવામાં આવ્યું હતું તેમ હિંદી સરકાર સાથે મસલત ચલાવ્યા વિના કાંઇ પણ અગત્યનું પગલું ભરવામાં આવશે નહિં.

**લન્ડનમાં ટ્રેઇડ કમીશનર.** લન્ડનમાં ટ્રેઇડ કમીશનરની ભલામણના સંબંધમાં તમારી કમિટી સાથે હું તદ્દન મળતો છું. મી૦ ગબે તે ઓદ્ધાપર કામચલાઉ ઓદ્ધેદાર હતા તે દરમ્યાન મારી જુની ઑફીસ બોર્ડ ઑફ ટ્રેડમા હું બેઠક ધરાવતો હતો તે વખતે હિંદી લાભો માટે તેનાં કામની યોગ્યતા જોવાની મને પુરતી તકો મળી હતી. આ બાબતમાં હિંદી પ્રધાન ઉપર સૂચના અગે મોકલેલી હોવાથી હાલ તે વિષે લંબાણ વિવેચન કરવાની હું જરૂર જોતો નથી. પણ મને ઉમેદ છે કે તે સામાન્ય સૂચના મંજુર કરવામાં આવશે

**સીમેન્ટનો કૉન્ટ્રેક્ટ.** ઇન્ડીયા ઑફીસ તરફથી પોર્ટલેંડના સીમીટ બનાવનારાઓને આપેલા કૉન્ટ્રેકટ બાબે તમે ઇસારો કર્યો છે. લડાઇના અસાધારણ મામલાને લીધે આ ચાલુ કૉન્ટ્રેકટ તા૦ ૧ લી જુન ૧૯૧૫ થી નવેસરથી પાછો ચાલુ કરવામા આવ્યો નથી.

"હિંદમાં જે માલ પેદા થાય છે અથવા જે માલ હિંદમાં નીપજતી પેદાયશમાંથી બનાવવામાં આવે છે તેમને પસંદગી આપી તે ખરીદવો જોઇએ, જો ફકત તેની જાત તે કામ માટે પુરતી સારી હોય અને તેના ભાવ પ્રતિકુળ નહી હોય" એ પ્રમાણેના સ્ટોર્સને લગતા પ્હેલા નિયમ અનુસાર હમારી સામાન્ય રાજ્યનીતિ છે

હું જાણુ છું કે, તમો એવો વિચાર ધરાવો છો કે, હિંદી સીમીટ કંપનીઓ જેએ ગ્રેટ બ્રિટનમાં બનતાં સીમીટ જેવી સીમીટ બનાવે છે તેમની કશી દરકાર કરવામાં આવતી નથી અને

# હઠીલી નબળાઈ.

હાલના જમાનામાં સેકડે ૯૦ ટકા જેટલો ભાગ કમતાકાતીના બુરાં દરદથી પીડાય છે. અને પછી સલામત રીતે ઇલાજ કરાવાને બદલે ચકચકીત જાહેર ખબરો વાચીને ગભરાટના માર્યા, મોટી મોટી કીંમતની દવાઓ અને તેવીજ ગભીર અને નુકશાનકારક પરીઓ વાપરીને કાંઇજ ગુણ તો નહીંજ થતાં પોતાના શરીરની અને પઇસાની ખરાબી કરીને બીચારા આબરૂને લીધે ગીરફતારીમાં કર્યા કરે છે અને ઘણીક વખતે પોતાની કીમતી જીંદગીનો કમોતે અંત પણ લાવે છે બાબદ વીચારવા જેવી છે ખરી, પણ એમ નથી કરતું જે તે બીચારાઓએ તેવીજ હાલતમા મગડયા કરવું માટે હાલમાં જાણીતા ડાકટરે. ઘણોજ ચોકસ, ખાતરી પુર્વક, અને અજમાવેલ ઇલાજ શોધી કાઢયો છે, જે ઇલાજ કરવાથી તે માણસ પાછી તાકાત મેળવી શકે છે. છેલ્લા (૫) વરસમાં આ ઇલાજ સેકડાબંધ પારસી, ખોજા, ભાટીયા, મેમણ, વોહરા, ઇંગ્રેજ ખ્રીસ્તી તથા યાહુદી ગૃહસ્થોનો કરવામા આવ્યો હતો અને તેનું પરીણામ સેકડે ૭૫ ) ટકા લાભકારક આવ્યું હતું ઉપલા લાભ કારક પરીણામ પછી ઇલાજ બહાર પાડવામા આવ્યો છે, માટે એક ગૃહસ્થ જાણે તેવી કમતાકાતીથી પીડાતો હોય નાનાનીપણની ગફલતીથી અથવા કોઇબી કારણથી તાકાત જતી રહી હોય, અસલ કરતાં ઓછી તાકાત પડતી હોય તો નીચે લખેલે ઠેકાણે પહેલા ૨ કાગળ લખીને વીગતવાર છાપેલું ખુલાસાપત્ર મગાવવું તે ધ્યાનથી વાચીને સાથે બીડેલા સવાલ પત્રક ભરીને દવા જો મગાવવી હોય તો કાઇબી શરમાયા વગર મોકલી આપવું, જે ખુલાસા પત્રમા દરેક બાબદનો મતલબસર ખુલાસો દવા શું છે, દવા શું કામ કરે છે, દવાની કીમત શું છે, દવા વાપરીને આરામ પામેલા ગૃહસ્થો શું સરટીફીકેટ આપે છે વીગેરેનો સર્વ ખુલાસો કાંઇબી ટપાલ ખર્ચ લીધા વગર તદન જ મફત મોકલી આપવામાં આવશે, પછી તે આવેલી કીમત પ્રમાણે દવા બનાવીને મોકલવામાં આવશે જેથી કરીને શરમાવાનું કારણ રહેશેજ નહી ખાત્રીથી માનવુ જે દરેક દરદીની હકીકત તદન ખાનગી રાખવામાં આવશે, એક દરદીનુ નામ બીજા દરદી આગળ બાહર કહેવાની મતલબથી દેવામા આવશેજ નહી. ખાનગી રાખવાની બાબદ વકીલને બારણે થએલા લખત બરાબર સમજવી જે ગૃહસ્થોએ મોટા મોટા ડાકટરો તથા રાજવંશી હકીમોની મુલાકાત લીધી હોય સેંકડો રૂપીઆ બગાડયા હોય, તેવા ગૃહસ્થોને પણ આ દવાથી ફાયદો તો થશેજ દવામા રસાયણ રૂપેરી ખાક, ધાતુ શોમલ, પારો, અફીણ, વછનાગ અથવા તો શરીરપર ફુટી નીકળે એવી અથવા તો દવા વાપરવા પછી આબરૂને નુકશાન પહોચે તેવી કશી પણ ચીજ વાપરવામા આવતીજ નથી, જે વીષેની ખાતરી માનવંત મુંબઇ સરકારની ગવરમેંટ લેબોરેટરીમા વીદ્વાન સરકારી ડાકટરે આ દવા તપાસીને આપેલી સરટીફીકેટ ખુલાસા પત્રમાં વાંચવાથી પુરેપુરી ખાતરી થશે, જેથી પરેજી કરવાની પણ જરૂર નથી દવા નીર્ભય છે, દવાની કીંમત સેંકડો રૂપીઆ નથી. કીમત પણ નજીવી, શકતીની દવાની જાહેરખબરો તો હાલમા હિસાબ તંગાઇ જાએ છે. પણ હવે તે લોકો વાપરીને કંટાળી જઇને સમજવા લાગે છે જે એકજ પેટંટ દવા સર્વેની તબીઅતને માફક આવતી નથી અને પઇસાની ખરાબી થાય છે, અને તેટલા માટેજ આ દવા ફક્ત મુબઇમાંજ નહિ, પણ આખા હીંદુસ્થાન, ગુજરાત અને લ બાણ દુર દેશાવરોમા પણ આશકારા થઇને વીશ્રામ પામી છે, એજ તેની ખરાપણાની સાબેતી છે ખુલાસા પત્ર વાંચીને દવા મગાવવાનીજ જરૂર નથી, પણ એ બાબદના ઇલાજની જરૂર હોય તો ખુલાસા પત્ર મંગાવીને વાચવાની ખાસ ભલામણ કરવામા આવે છે. બહારગામ તથા મુબઇના ગૃહસ્થોએ ઇંગ્રેજી અથવા તો ગુજરાતીમાં કાગળ લખીને ખુલાસાપત્ર મગાવી વાચી પોતાની ખાત્રી કરવી.

ડાકટર પેત્રીક પોષ્ટ નબર ૧૧ મુબઇ

લંડનની કંપનીઓને પસંદગી આપવામાં આવે છે. હું તમોને ખાત્રી આપીશ કે માલ મંગાવનારા અમલદારો હિંદી સીમીટ ખુશીથી ખરીદશે એટલુંજ નહિં પણ તેઓ તે માટે ઇંતેજાર રહેશે. ફક્ત એટલુંજ કે હિન્દી પ્રધાનની ઑફીસ મારફતે લેવામાં આવતા માલનીજ જાતનો હોય અને તે ચાલુ કળાના ભાવ કરતાં વધુ કિંમતનો નહિં હોય. હું જાણું છું ત્યાં સુધી લડાઇ આગમચ તેવી સ્થિતિ નહિં હતી અને તેટલા માટે સસ્તાં અંગ્રેજી બજારોમાં જવાની જરૂર હતી. તમો મને જો દેખાડો કે હિંદમાં પણ તેના જેવાજ સારી અને તેટલીજ સોમીટ મળી શકશે તો તે ખબર જાણીને હું ખુશી થઇશ.

દેશી રાજ્યોમાંથી મીઠાંની નિકાશની ઘણાં વર્ષો ઉપર થયલા કબાલાની રૂયે મનાઇ કરવામાં આવી છે. તમો જે ગેરઇનસાફ થતો માનો છો તેના કાંઇ ચોક્કસ સંગીન દાખલા આપશો તો તેના સંબંધમાં હું સંભાળપૂર્વક ધ્યાન આપીશ. પણ મારી ખાતરી છે કે આ બાબતમાં તમે મારી સાથે એકમત થશો કે, આ બાબતની બંધી જોકે ઇચ્છવાજોગ નથી તોપણ આ દેશનાં મેહેસુલને રક્ષણ આપવાને લીધે તદ્દન જરૂરની છે.

જગાતના કાયદાનો અર્થ કરવામાં વખતો વખત જુદા જુદા સવાલો ઉભા થયા છે પણ હાલમાં તેની દશમી કલમના સંબંધમાં તમે જે જણાવ્યું છે તે ઉપર મારી જાણ મુજબ હિંદી સરકારે વિચાર ચલાવ્યો નથી. તેટલા માટે હું એટલુંજ કહીશ કે, સીમલા ખાતે જઇ મારે એ સવાલની તપાસ ચલાવવી પડશે અને તેના સંબંધમાં જો હિંદી સરકાર કાંઇ મત આપી શકે તેમ હશે તો જરૂર અમે તે બાબત મત આપીશું. પણ તમારે યાદ રાખવું કે સાધારણ રીતે કાયદાના અર્થના સવાલમાં નામદાર સરકાર માટે કવચીતજ મત જાહેર થઇ શકે છે, કેમકે તે બાબતનો ફેંસલો કાયદાની અદાલતોજ છેવટનો કરે છે.

અંતમાં તમે મને આપેલા આવકાર માટે ઉપકાર માનું છું અને તમોને હું જણાવીશ કે તમારી મુલાકાત લેતાં મને ઘણીજ ખુશાલી ઉપજી છે.

## ઓનરેબલ સર વીલીઅમ મેયરનું ભાષણ.

મી. વાચ્છા તથા ગૃહસ્થો, મ્હારૂં વિવેચન શરૂ કરતા પ્હેલા મ્હારા મિત્ર મી. વાચ્છાને એમની સાલગીરી માટે હું મુબારકબાદી આપું છું. તેમ- ઇમ્પીરીયલ કાઉન્સીલની ધારાસભામાં થયેલી એમની ચુંટણી માટે પણ એમને જાહેર મુબારકબાદી આપું છું કારણ એમની નીમણુકથી વાઇસરૉયની ધારાસભાને એમના વિશાળ જ્ઞાન અને અનુભવનો લાભ મળશે.

અમારી છેલ્લી લોનનાં તમે કરેલાં વખાણની હું નોંધ લઉં છું અને મુંબઇએ તેમાં બજવેલા ભાગને હું સ્તુતીપાત્ર લેખું છું. તદ્દન જ નાની રકમોની સરકારી પ્રોમીસરી નોટો કહાડવાનો સવાલ તમારી ચેમ્બર તરફથી મારી સમક્ષ મુકવામાં આવ્યો છે તે ઉપર હું વિચાર ચલાવું છુંજ. હું સરકારને નાની રકમ રોકનાઓના પરિચયમાં લાવવા ચાહું છું અને નાણાંની રોકાણ બાબતના કાનુનોમાં સુધારો કરવાની બાબતમાં મેં પગલાં ભર્યાં પણ છે. મેં તે માટે ટપાલ ઑફીસ મારફત ગોઠવણ કરી આપી છે. ૧૮૮૨ ની સ્ટોક નોટની યોજના નિષ્ફળ નીવડી હતી કેમકે તત્કાળ સરકારી નોટોનો ભાવ ઘટી ગયો હતો. વળી વ્યાજ ઘણું થોડું હતું. કોઇ પણ નવી યોજના તૈયાર કરવા પેહેલાં નિષ્ફળ જવાના સંજોગોનો ખ્યાલ કરી તે દૂર કરવાના ઉપાયો વિષે હું પેહેલાં વિચારૂં છું. તમો જાણો છો કે આવી યોજના માટે હિંદી પ્રધાનની બહાલી મેળવવી પડે છે. આ બાબતમાં હું બારીક ધ્યાન આપી રહ્યો છું એટલુંજ હું હાલ કહીશ, અને મારા ઓહ્દાની

નષ્ટપ્રાય: થઈ ગયા છે કિંવા થાય છે, તેમને બનતા સુધી પાછા સજીવન કરવા ( ૨ ) હાલ સારા પાયા ઉપર આગલા ઉદ્યોગોની વિશેષ પ્રગતિ કરવી ( ૩ ) અને નવીન ઉદ્યોગોને ઉત્તેજન દેવું. આમ થવાથી આ દેશને વિદેશથી આવતા માલ ઉપર બિલકુલ આધાર રાખવો પડશે નહિં.

હુન્નર ઉદ્યોગ સંબંધમાં જે જુસ્સો હવે દ્રષ્ટિએ પડવા લાગ્યો છે, તેને લીધે હિંદીઓને પોતાની ફાલતુ થાપણ, જામી ગયલા ઉદ્યોગ હુન્નરો પાછળ રોકવામાં ઓછો ભય લાગવા માંડયો છે. તેઓ હવે સમજવા લાગ્યા છે કે, આ સૈકાની હુન્નર ઉદ્યોગોની જે આબાદી દેખાય છે, તે બ્રિટિશ સાહસનેજ આભારી છે. હુન્નર ઉદ્યોગોના એ 'પાયોનીઅર્સ' વગર આ દેશ જગતની મહાન્ આદ્યોગિક પ્રજાઓમાં હજી પણ ઘણો પાછળ રહેત, પરંતુ હવે વિચાર કરતાં દેશની પ્રગતિને વધુ ખીલવાનો સમય આવી પહોંચ્યો છે અને તે માટે નકકામી પડી રહેલી થાપણ હિમ્મતભર્યા સાહસમા રોકવી જોઇએ. એ લાગણી હવે ઘણી વ્યાપી ગઇ છે. તેનો મોટો પુરાવો એ છે કે ઘણાજ ગરીબ નાણાં રોકનારાઓ પોષ્ટ ઑફિસની તેમજ બીજી લોનોમાં નાણાં રોકવા લાગ્યા છે.

થાપણની વ્યવસ્થા કરવા સાથે બધા વર્ગના મજુરોને લગતા પ્રશ્ન ઉપર પણ ધ્યાન આપવાની જરૂર છે જુના અને નવા ઉદ્યોગોને યોગ્ય રીતે ખીલવવા હોય તો, તે માટે મજુરોને પુરતો બદલો આપવો જોઇએ.' મજુરોને લગતો એક અગત્યનો પ્રશ્ન તેમની તંદુરસ્તી અને કેળવણીનો છે. મજુરોને મોટી સંખ્યામાં રોકનારા માલીકો, ઉદ્યોગ હુન્નરની અંદરખાનેની બાબતો સમજતા જણાતા નથી'અને તેથી થવો જોઇએ તે મુજબ અમલ થતો નથી રૂના ઉદ્યોગના આ મોટા મથકમાં થાપણવાળા મીલમાલિકો પોતાના કામદારોને સુખશાંતિનાં મકાનો પુરાં પાડવાની બાબતમાં કેટલીક સગવડો મળતી હોવા છતાં તેમ કરવામા દિલગીરી ઉપજાવે એવી રીતે પાછળ છે. એ કહેવાની જરૂર નથી કે ટેકનોલોજીકલ સંસ્થાઓ સ્થાપવાની જરૂરત હાલમાં લોકોને વધુ લાગે છે. ખાસ કરીને વધારે ચઢતા પ્રકારની અને વૈજ્ઞાનિક ઢબસર કામ કરતી સંસ્થાઓ સ્થપાવી જોઇએ. તેમાં રસાયણશાસ્ત્રીઓ, દેશના કાચા પદાર્થો સંબંધી અને બીજી એવીજ કેટલીક શોધખોળ ચલાવી શકશે, જે કાચા પદાર્થો હાલમાં ખેદકારક રીતે પડતા મૂકાયલા છે, તે વેપાર વણજ તથા હુન્નર ઉદ્યોગમાં વાપરી શકાય તેમ છે. મારી કમિટી ધારે છે કે, અમુક ઉદ્યોગોને ઉત્તેજન આપવા માટે સરકારને ભલામણ કરતી વખતે, મુખ્ય ધ્યાન ખેતી અને ખેતીવાડીની પેદાશો ઉપર, બીજા કાચા પદાર્થો ઉપર, ખાણો ઉપર અને હાલના ચાલુ નાના મોટા ઉદ્યોગો ઉપર આપવું જરૂરનું છે

વિગ્રહ પૂર્ણ થયા પછી નવી મહેસુલી રાજનીતિ નક્કી કરવી પડશે એ ચોક્કસ છે. એ સંયોગોમાં મારી કમિટી આશા રાખે છે કે, દેશ વિદેશના કોલકરારો કરતી વખતે, વિદેશી રાજ્યો સાથે સમજુતી કરતી વખતે અને સ્વરાજનો હક્ક ધરાવતાં સંસ્થાનો સાથે ગોઠવણ કરતી વખતે નામ૦ શહેનશાહની સરકાર હિંદુસ્તાનના વ્યાપાર વિષયક તથા ઔદ્યોગિક લાભોને સહેજ પણ ધક્કો લાગવા દેશે નહિં. હાલમાં જે અનેક તર્કવિતર્કો પ્રજામાં ઉપસ્થિત થાય છે, તેમને સત્તાવાર રીતે ખોટા પાડવાની જરૂર છે હાલની ચાલુ બાબતો અને ચાલુ અનુભવો તેમજ ઘણા વર્ષથી ચાલતી આવેલી મહેસુલી રાજનીતિ બારીકાઇથી તપાસાશે, ત્યારેજ ઉન્નતિનો માર્ગ મોકળો થશે —ત્યારેજ કમિશન પોતાના વિચારો દર્શાવી શકશે અને મોટો કાર્યક્રમ રજુ કરી શકશે. અમે આશા રાખીશું કે, કમિશનને તેના કામમાં સહાય આપવા દરેક પ્રાંતમાંથી પુરતા વજનદાર અને અનુભવીઓની જુબાનીઓ રજુ કરવામાં આવશે. એ પછી મી૦ વાચ્છાએ આ ઇલાકાના હુન્નરોની યાદી, જે આ ચેમ્બરની કમિટીએ તૈયાર કરી હતી તે તેમજ સાક્ષીઓને પુછવા

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૯મું VOL. IX. OCT. 1916. No. 4. ઑક્ટોબર ૧૯૧૬. અંક ૪થો.

અનુક્રમણિકા.



INDEX.

# EDITOR'S STUDY.

# અધિપતિની નોંધ.

પરીસ ખાતે ભરાયલા કૉન્ફરન્સમા જે ઠરાવો પસાર કરવામા આવ્યા હતા અને જેને બ્રિટીશ પ્રધાન મી એસ્કવીથે લગભગ પસ દગી આપેલી છે, તે ઠરાવોએ જુદા જુદા તટસ્થ રાજ્યોમા તેમજ સસ્થાનોમા ઘણી ચક-ચાર ફેલાવેલી છે મુખ્યત્વે કરીને યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરીકામા તે બાબત બહુ લાગણી દેખાય છે કારણ કે, જો પૅરીસ ખાતે ઠરાવો થવા મુજબ ગ્રેટબ્રિટન અને મિત્રરાજ્યો કામ લે તો અમેરીકાના વેપારને પણ ઘણુ નુકસાન પહોચે ગ્રેટબ્રિટનમા પણ સ્વતત્ર અને છુટાપણાની વેપારની રાજ્યનીતિવાળા ઓએ તે બાબતમા ઘણી ઝુબેસ ઉઠાવેલી છે કારણ કે તેમના મત મુજબ ઉપરના ઠરાવોથી દુનિયામા કલેશ ઘટવાને બદલે ઉલટો વધશે હજુ આ દેશમા આ તકરાર બહુ શરૂ થઇ નથી કારણ કે સેક્રેટરી ઑફ સ્ટેટ તરફથી નામદાર વૉઇસરોય ઉપર તે બાબતનો પેગામ આવ્યો નથી, તેમજ આપણી વડી ધારાસભાને તે બાબત પોતાના મતો બહાર પાડવા માટે હજુ તક મળી નથી

ગયા નાતાલમા વેપારી કૉંગ્રેસના પ્રમુખ ઑન સર ફાઝલભાઇએ તેમજ મદ્રાસની ઔદ્યોગિક કૉન્ફરન્સના પ્રમુખ ઑન મી મનમોહન દાસે જણાવ્યુ હતુ તેમ, તેમજ દેશી વેપારી ચેમ્બરે નામદાર લર્ડ ચેમ્સફર્ડને પોતાના માન પત્રમા જણાવ્યુ હતુ તેમ આ દેશને અનુસરતો ટૅરીફ ગોઠવવાને છુટાપણાની પહેલા આવશ્યકતા છે ત્યાર અગાઉ છુટાપણાની, રાજ્યનીતિ સારી છે કે પસ દગીની રાજ્યનીતિ તે બાબત નિર્ણય કરવો તે બહુ મુશ્કેલ છે પૅરીસના ઠરાવો એકદમ દેશની વસ્તુસ્થિતિ જાણ્યા સિવાય અમલમા મૂકવા તે કેટલુ જોખમ ભરેલુ છે, તે બતાવવાને ઇંગ્લડનુ નેશનલ પત્ર એક દાખલો આપે છે પશ્ચિમ આફ્રિકામા નાળીયેરનો ધધો અને ઉદ્યોગ લડાઇ પહેલા જર્મનોએ હાથ કરી લીધો હતો લડાઇ શરૂ થયા પછી બ્રિટીશ વેપારીઓને તે હાથ કરવાની તક મળી ખુશીથી તેઓ સીધી રીતે તેમ કરી શકત તેમ કરવાને બદલે સરકારે એક કમિટી નીમી અને આ કમિટીએ રીપોર્ટ કર્યો કે નાળીયેરની નિકાશ ઉપર ૫ ટકા નિકાશ જકાત મૂકવી મી બૉનર લૉ જેઓ હમણા સસ્થાનોના સેક્રેટરી છે. તેઓએ તુરત તારથી આ જકાતને ટેકો આપ્યો પરિણામે આ જકાત મૂકવામા આવી અને તેથી જોકે બ્રિટીશ વેપારીઓને ફાયદો થયો, પણ ત્યાની દેશી રૈયતને ઘણુ નુકશાન થયુ કારણ કે નાળીયેરના ભાવો ગગડી ગયા બ્રિટીશ રૈયત તરીકે જેને લડાઇ પહેલા પણ ઉચા ભાવો આપવા પડયા હતા તેને આ નવી ગોઠવણથી કંઇ પણ ફાયદો થયો નથી કારણ કે, ગ્રેટબ્રીટનના ભાવ ઉલટા વધી ગયા છે આવી રીતે કાચી ચીજોની નિકાશ અટકાવવાની નેમ છે તેનાથી વિચિત્ર પરિણામો આવે એમ લાગે છે 'એશિઆટીક રીવ્યુ'મા સર હોમર લેથબ્રીજે થોડુક ઉપર એક આર્ટીકલ લખતા જણાવ્યુ હતુ કે, પેરીસના ઠરાવોથી હિદુસ્તાનની કાચી ચીજો સલ્તનતને માટેજ રહેશે, જ્યારે બ્રિટનના તૈયાર થયેલા માલોને આ દેશમા વધારે પસ દગી આપવામા આવશે આવી ગોઠવણોથી આ દેશને નુકશાન થશે કે

ફાયદો તે હજુ તપાસવાનું છે, પણ બીજે ઠેકાણે જ્યાં આવી રૂઢી અમલમાં મૂકવામાં આવેલી લાગે છે, ત્યાંના અનુભવ ઉપરથી ફાયદા માટે બહુ આશા લાગતી નથી. ઔદ્યોગિક કમિશન આગળ આવી જાતના સવાલો ન લાવવા દેવામા આવ્યા તે માટે સર્વે ઠેકાણેથી જે અફસોસ બતાવવામાં આવ્યો છે, તે વાજબીજ છે, કારણ કે આવા ઉપયોગી સવાલોનો નિર્ણય થયા વગર રેહશે.

---

દુનિઆમા હમણાં રૂપાની મોંઘવારી ચાલે છે. ઘણા વર્ષે આ ધાતુને પાછી સુધરેલી દુનિયાએ અગત્યતા આપી છે. સોનાનો જથ્થો બેંકોમા રીઝર્વ તરીકે મુખ્ય દેશોમાં રાખવામા આવેલો છે અને જે મુલકો લડાઇમાં જોડાયલા છે ત્યાં તો સોનાના સિક્કાની આપલે સદંતર બંધ થઇ ગઇ છે. કાગળની નોટો તથા રૂપાનાણુ તેથી બધે ઘણા જથ્થામાં પ્રચલિત થઈ રહેલ છે અને રૂપા માટેની આ અસાધારણ માંગણીથી તેની કિમ્મતમાં વધારો થયેલો જણાવવામાં આવે છે બીજું કારણ એમ પણ જણાવવામા આવે છે કે, મૅક્સિકો કે જ્યાં હાલ બળવો વિગેરે પુરજોસમાં છે, ત્યાં તથા ઑસ્ટ્રેલિયામાં રૂપાંની પેદાશ ઓછી થઇ છે. ત્રીજું કારણ એ છે કે, સોનું કિમતમાં ઓછું થયું છે. આ કારણ નવાઇ ભરેલું લાગશે. કારણ કે અહીંયા તેમજ બીજા દેશોમાં સોનાંનો ભાવ વધેલો છે પણ તે બાબત એમ કહેવામાં આવે છે કે જેટલું રૂપું ભાવમાં વધ્યું છે, એટલું સોનું વધ્યું નથી અને કે હાલ બધી ચીજના ભાવ સોનામાં અંકાતા હોવાથી રૂપાનું વધવાનું કારણ સોનાની કિમત ઘટવાનુંજ હોવું જોઇએ. રૂપાંની પેદાશ દુનિયામાં ૧૮૭૦ થી કેટલી થયેલી છે તથા છેલ્લા ત્રણ વર્ષોમા મુખ્ય દેશોમાં તેની પેદાશ કેટલી થઇ છે, તે જાણવું બહુ ઉપયોગી થઇ પડે તેમ હોવાથી તેના આંકડા નીચે આપીએ છીએ —

### આખી દુનિયાની રૂપાની પેદાશ.

(લન્ડન સ્ટેટીસ્ટ પત્રે કાઢેલી ગણતરી મુજબ.)

| | આઉન્સ | | |
|---|---|---|---|
| | ૧૯૧૫. | ૧૯૧૪. | ૧૯૧૩. |
| યુનાઇટેડ સ્ટેટ્સ ... ... | ૬,૭૪,૮૫,૬૦૦ | ૭,૨૪,૫૫,૧૦૦ | ૬,૬૮,૦૧,૫૦૦ |
| કેનેડા .. ... .. .. | ૨,૮૪,૦૧,૭૩૫ | ૨,૭૫,૪૪,૨૩૧ | ૩,૧૮,૪૫,૮૦૦ |
| ઑસ્ટ્રેલેસીયા—ન્યુ સાઉથ વેલ્સ ... | ૬૫,૦૦,૦૦૦ | ૧,૩૩,૬૦,૨૫૬ | ૧,૪૫,૦૪,૮૮૯ |
| બીજા મુલકો ... ... .. | ૮,૧૬,૮૭૬ | ૮,૧૬,૮૭૬ | ૩૯,૬૪,૪૨૭ |
| ઑસ્ટ્રેલીયા કુલ... ... ... | ૭૩,૧૬,૮૭૬ | ૧,૪૧,૭૭,૪૦૨ | ૧,૮૪,૬૯,૩૧૬ |
| મૅક્સીકો .. .. ... | ૫૦,૦૦,૦૦૦ | ૬,૦૦,૦૦,૦૦૦ | ૭,૦૭,૦૩,૮૨૮ |
| સેન્ટ્રલ અને સાઉથ અમેરીકા .. | ૧,૫૩,૫૫,૦૦૦ | ૧,૫૩,૫૫,૩૨૬ | ૧,૫૨,૬૨,૧૩૧ |
| જાપાન . ... | ૫૦,૦૦,૦૦૦ | ૪૬,૪૯,૯૧૦ | ૪૧,૪૯,૯૧૦ |
| બીજા દેશો ... ... ... | ૧,૭૧,૧૮,૨૭૧ | ૧,૭૧,૧૮,૨૭૧ | ૧,૬૮,૩૭,૧૮૯ |
| એકંદર કુલ ... ... ... | ૧૯,૬૬,૭૭,૮૦૯ | ૨૧,૧૨,૦૦,૨૪૧ | ૨૨,૪૫,૬૯,૬૮૦ |

## આખી દુનિયામાં સને ૧૮૭૦ થી નીચે મુજબની પેદાશ થઇ હતી

| | આઉન્સ. | વ્હેપારી કિંમત |
|---|---|---|
| ૧૮૭૦ | ૪,૩૦,૫૧,૫૮૩ | (ડૉલર) ૫,૭૧,૭૩,૦૦૦ |
| ૧૮૮૦ | ૭,૪૭,૯૫,૨૭૩ | ૮,૩૬,૫૮,૦૦૦ |
| ૧૮૯૦ | ૧૨,૬૦,૯૫,૦૬૨ | ૮,૩૬,૦૫,૦૦૦ |
| ૧૯૦૦ | ૧૭,૩૫,૯૧,૩૬૪ | ૧૦,૭૬,૨૬,૪૦૦ |
| ૧૯૦૧ | ૧૭,૩૦,૧૧,૨૮૩ | ૧૦,૩૮,૦૬,૭૦૦ |
| ૧૯૦૨ | ૧૬,૨૭,૬૩,૪૮૩ | ૮,૬૨,૬૪,૭૦૦ |
| ૧૯૦૩ | ૧૬,૭૬,૮૯,૩૨૨ | ૯,૦૫,૫૨,૨૦૦ |
| ૧૯૦૪ | ૧૬,૪૧,૯૫,૨૬૬ | ૯,૫૨,૩૩,૩૦૦ |
| ૧૯૦૫ | ૧૭,૨૩,૧૭,૬૮૮ | ૧૦,૫૧,૧૩,૭૦૦ |
| ૧૯૦૬ | ૧૬,૫૦,૫૪,૪૯૭ | ૧૧,૧૭,૨૧,૧૦૦ |
| ૧૯૦૭ | ૧૮,૪૨,૦૬,૯૯૬ | ૧૨,૧૫,૭૭,૧૦૦ |
| ૧૯૦૮ | ૨૦,૩૧,૩૧,૪૦૪ | ૧૦,૮૬,૫૫,૧૦૦ |
| ૧૯૦૯ | ૨૧,૨૧,૪૯,૦૨૦ | ૧૦,૦૩,૬૪,૪૦૦ |
| ૧૯૧૦ | ૨૨,૧૭,૧૫,૭૬૩ | ૧૧,૯૭,૨૭,૦૦૦ |
| ૧૯૧૧ | ૨૨,૬૧,૯૨,૯૨૩ | ૧૨,૨૧,૪૩,૮૦૦ |
| ૧૯૧૨ | ૨૨,૪૪,૧૦,૬૫૪ | ૧૩,૭૮,૮૩,૮૦૦ |
| ૧૯૧૩ | ૨૨,૪૫,૬૯,૬૮૦ | ૧૩,૫૨,૪૬,૪૦૦ |
| ૧૯૧૪ | ૨૧,૧૨ ૩૦,૨૪૧ | ૧૧,૬૮,૪૯,૯૦૦ |
| ૧૯૧૫ | ૧૯,૬૬,૭૭,૮૦૯ | ... .. |

---

લડાઈને માટે જે મોટી મોટી લોનો જુદી જુદી પ્રજાઓ તરફથી ઉભી કરવામાં આવે છે તેમાં વચલા વર્ગ તથા ગરીબ વગના લોકો તરફથી ઘણો ઉપયોગી ફાળો આપવામાં આવ્યો છે. આ દેશમાં પણ 'ઑન. સર વીલીયમ મેયરે સેવીંગ્સ બેંકને લગતા નિયમોમાં સુધારો કરી તથા સરકારી લોનો પણ પોસ્ટ ઑફિસ માંથી મળે એવી સગવડ કરી આપી ગરીબ અને વચલા વર્ગના લોકો પોતાનું નાણું વધારે પ્રમાણમાં લોનો વિગેરેમાં આપે તે માટે સગવડ કરેલી છે. પણ પશ્ચિમના દેશો કરતાં સ્વભાવિક રીતે આવી જાતનો ફાળો અંહિયાં જુજ છે, કારણ દેશ ગરીબ છે અને અભણ છે. ઈંગ્લંડમાં લડાઈ શરૂ થઇ ત્યાર પેહલાં બે મહિનામાં અહિયાંની માફકજ લોકોએ પોતાનું નાણું સેવિંગ્સ બેંકમાંથી ખેંચી લીધું હતું જે આશરે રૂ. ૬ કરોડને ૭૫ લાખ જેટલું હતું. પણ ત્યાર પછી દેશાભિમાનની લાગણીથી તથા લડાઈનું ખરૂં સ્વરૂપ સમજવાથી અને એમ જાણવાથી કે દુશ્મનને મારવામાં બંદુકની ગોળી જેટલીજ 'રૂપાંની ગોળી' કામની થઇ પડશે. બ્રિટીશ ગરીબ અને મધ્યમ વગના લોકોએ વધારે ને વધારે લોનો લેવા માંડી, જેના આંકડાઓ નીચે આપીએ છીએ.

લડાઇ શરૂ થયા પછી અકટોબર ૧૯૧૪ થી ડીસેમ્બર ૧૯૧૪ સુધી નાના થાપણકારોનો ફાળો ૭ લાખ ૫૦ હજાર પોંડનો થયો હતો ૧૯૧૫ના પ્હેલા ત્રણ માસમાં ૫૫ લાખ પોંડ બીજા ત્રણ માસમાં ૬૦ લાખ પોંડ. ત્રીજા ત્રણ માસમાં ૧ કરોડ ૨૦ લાખ પોંડ હતો આ છેલ્લો ફાળો ૪॥ ટકાની વૉર લોનને અંગે થયો હતો. ડીસેમ્બર ૧૯૧૫ સુધીમાં ૬૦ લાખ પોંડ ફાળો નાના થાપણકારોએ આપ્યો. લગભગ આજ સમયે વૉર સેવીન્ગસની હીલચાલ શરૂ થઇ અને તેના આંકડા ઘણાજ જાણવા લાયક છે. ૧૯૧૬ ના પ્હેલા ત્રણ માસમાં નાના થાપણકારો તરફથી ૧ કરોડ ૬૨ લાખ ૫૦ હજાર પોંડ બીજા ત્રણ માસમાં લગભગ ૧ કરોડ ૫૦ લાખ પોંડ ભરાયા એ ઉપરાંત પોસ્ટ ઑફીસ સેવીન્ગસ બેંકમાંની થાપણો પર એકઠું થયેલું વ્યાજ જે ઉપાડી લેવામાં આવ્યું નથી, તે લગભગ ૬૦ લાખ પોંડ થાય છે. એટલે કે લડાઇના બે વર્ષમાં નાના થાપણકારોએ થોડો થોડો બચાવ કરી લગભગ ૬ કરોડ ૮૦ લાખ પોંડ ભર્યા. આપણી ફરજ એવી રીતે નાણાં બચાવી લડાઈને માટે આપવા કોશેશ કરવાની છે જેથી આ વર્ષના છેલ્લા ત્રણ માસમાં આગલા ત્રણ માસ કરતાં પણ મજબૂત વધારો થઇ શકશે.

ઉપર જણાવેલી બિનાના સંબંધમાં જાણવું ઉપયોગી થઇ પડશે કે, જર્મનીમાં પણ સેવિંગ્સ બેંકનાં ખાતાંઓમાં જબરો વધારો થયો છે. લડાઇનાં બીજા વર્ષમાં ૨,૯૮,૦૦૦ ખાતાંઓ નવાં ખોલવામાં આવ્યાં અને ડીપોઝીટની કુલ્લે ચોખી રકમ વધારા તરીકે ૬૨,૫૦,૦૦,૦૦૦ ડાલરની હતી. ૧૯૧૩માં દુનિયાના બીજા કોઇ દેશ કરતાં જર્મનીમાં સેવિંગ્સ બેંકનાં ખાતાંઓની વધારે સંખ્યા હતી. જર્મનીમાં સંખ્યા ૨,૩૦,૦૦,૦૦૦ હતી, જાપાનમાં તે સંખ્યા ૨,૧૦,૦૦,૦૦૦ હતી. ગ્રેટબ્રિટનમાં ૧,૪૬,૦૦,૦૦૦ હતી અને ફ્રાન્સમાં પણ તેજ સંખ્યા હતી. યુનાઇટેડ સ્ટેટ્સમાં ૧,૧૫,૦૦,૦૦૦ ખાતાં હતાં.

---

હિંદુસ્તાનનાં મુખ્ય બંદરો કલકત્તા, મુંબઇ, કરાચી અને મદ્રાસ ખાતે દેશના અંદરના ભાગોમાંથી જે આયાત થાય છે, તેના આંકડા નામદાર સરકારના 'આંકડા' ખાતાં તરફથી આપવામાં આવે છે. ગયા જુન મહિનાના આંકડા ઉપરથી

મહિનામાં આવી જાતની આયાત ઘણીજ ઓછી થઇ હતી. તે બતાવી આપે છે કે પરદેશનો વેપાર મંદ થવા સાથે અંદરનો વેપાર પણ મંદ થયેલો છે. ૧૯૧૫ ના જુન કરતાં ૧૯૧૬ ના જુનમાં જુટમાં ૬૮ ટકા ઘટાડો, ઘઉમાં ૬૮ ટકા, ચોખામાં ૪૮ ટકા, ચાહમા ૩૦ ટકા, મરસવમાં ૨૭ ટકા, ચર્મામાં ૧૯ ટકા, અને રૂમાં ૧૫ ટકા ઘટાડો થયો હતો.

---

લડાઈના વખતમાં મોટોરકારની આયાત ઇંગ્લંડમાં તો અટકાવી દેવામાં આવી છે. આ દેશમાં તે ઘટવાને બદલે ઉલટી વધી ગઇ છે, જે નીચેના આંકડા ઉપરથી જણાશે:--

## મૉટર ગાડીની આયાત.

| | યુનાઈટેડ કીન્ગડમમાંથી. | યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરીકામાંથી. | બીજા દેશો મળી કુલે. |
|---|---|---|---|
| તા૦ ૩૧ મી માર્ચને દિને પુરાં થયલા વર્ષ ... | | | |
| ૧૯૧૪ માં | ૧૬૬૯ | ૮૬૮ | ૨૮૮૦ |
| ૧૯૧૫ ,, | ૧૩૫૦ | ૫૧૦ | ૨૦૦૫ |
| ૧૯૧૬ ,, | ૭૮૭ | ૨૧૩૬ | ૩૬૨૧ |
| વર્ષના એપ્રીલથી જુન લગીના પ્હેલા ત્રણ માસમાં ... ... ... | | | |
| ૧૯૧૪ મા | ૨૭૭ | ૨૦૪ | ૫૬૬ |
| ૧૯૧૫ ,, | ૨૬૧ | ૩૩૪ | ૬૫૪ |
| ૧૯૧૬ ,, | ૧૧૪ | ૯૭૧ | ૧૧૪૫ |
| (૨) કિંમત | | | |
| તા૦ ૩૧ મી માર્ચને દિને પુરાં થયલાં વર્ષ... ... | પૌંડ. | પૌંડ. | પૌંડ. |
| ૧૯૧૪ માં | ૫,૧૫,૧૩૯ | ૧,૪૦,૨૧૧ | ૭,૫૬,૩૬૬ |
| ૧૯૧૫ ,, | ૩,૮૭,૨૭૯ | ૭૪,૫૭૪ | ૫,૦૪,૬૩૯ |
| ૧૯૧૬ ,, | ૨,૧૬,૮૫૧ | ૩,૪૭,૪૪૬ | ૬,૨૬,૯૫૩ |
| દરેક વર્ષના એપ્રીલથી જુન લગીના પ્હેલા ત્રણ માસમાં ... ... ... | | | |
| ૧૯૧૪ માં | ૭૯,૯૨૧ | ૩૦,૨૦૦ | ૧,૩૬,૨૦૩ |
| ૧૯૧૫ ,, | ૭૧,૪૩૧ | ૪૪,૫૭૭ | ૧,૩૨,૫૪૭ |
| ૧૯૧૬ ,, | ૩૬,૧૧૯ | ૧,૭૫,૯૯૩ | ૨, ૨,૯૮૯ |

---

અનાજની વખારો, બંદર અને ગોદીઓ, કોલાખાનો રૂનો જથ્થો, સેંટ્રલ કૉ-ઑપરેટીવ બેંક વગેરે સ્થળે કેવી રીતનું કામકાજ અને વ્યવહાર ચાલે છે, તે નજરો નજર દેખાડી અનુભવ સહિત જ્ઞાન આપવા અને તે સાથે 'હિંદ સેવક સમાજ' ના મકાનમા ભિન્નભિન્ન વ્યકિતઓ પાસે જૂદે જૂદે સમયે ભાષણોદ્વારા સમજણ પાડવા આ વર્ગ ચાલુ કરવામાં આવ્યો હતો તેની પૂર્ણાહુતી ફતેહમંદી સાથે થઈ હતી તેની તેમજ આવો વર્ગ ઉઘાડવા માટે મહેનત લેનારા તેના ચાલકોની ખંત માટેની નોંધ લેતા અમને ભારે સંતોષ વ્યાપે છે

## ધોરાજી ફેમીન રીલીફ કમીટીનો રીપોર્ટ.

(જુલાઇ તા ૧૨ મીથી ઑગસ્ટ તા ૮ ૧૯૧૬ સુધીનો.)

દુકાળના ફંડને લીધે જુદેજુદે સ્થળે જે કમીટીઓ નિમવામા આવી હતી, તે માહેલી એક ધોરાજી ખાતે નિમાઇ હતી જેમાં ત્યાની તેમજ અન્યસ્થળની જે મદદ તરીકે રકમો મળી હતી તે એકંદરે રૂ. ૩૫૯૧ ની થઇ હતી. જેમાંથી રૂ ૧૯૪૮ાા૦ાા ખર્ચવામા આવ્યા હતા અને સીલકમા રૂ ૧૬૪૨ાાા રહ્યા છે.

## સોની કામનો હુન્નર.

પ્રકાશક :—ભીખાભાઇ છો. ચોધરી

કીમત ૦-૪-૦

૪૫ પાનાની એક નાની ચોપડીમાં સોની લોકોની ખાસ ભાષામા સોની લોકો ગ્રાહકનુ કામ કરતા શી રીતે ચોરી કરે છે તે દેખાડવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. ચોપડીમા આપેલા ખાસ શબ્દો (કોડ વર્ડસ) જો મોઢે કરવામા આવે તો પુસ્તક વાચતાં આનંદ આવે એમ છે.

# ડૉ૰ ભાઉ દાજી યાંચે
# એશિયાટિક બામ

## લૉર્ડ કીચનરના ઉત્તમ શબ્દો.

"પૂર્ણ તૈયારી કરો. સર્વ ખાતામાં સર્વ વહિવટમાં કરકસર કરો" આ ઉત્તમ શબ્દો, આ શત્રુને મારાકારક શબ્દો; તે મહાવીર-મહા-પુરૂષ-સેનાપતિ. લૉર્ડ કિચનરના મુખમાંથી તા. ૪ થી ઓગસ્ટ સન ૧૯૧૪ના રોજ જયઘોષ કરતા અને ઝટપટ નીકળ્યા તે સર્વ લોકોએ સ્વિકાર્યા. તેજ પ્રમાણે પોતાના તથા પોતાના વ્હાલઓની જીંદગી સુખી કરવા સારૂ આવેલું દુઃખ દૂર કરવા કરકસર કરીને પૂર્ણ તૈયારી કરી રાખવી એ હમેશાં સારૂં છે. આપણા જગપ્રસિદ્ધ ડાકટર ભાઉ દાજીની અનુભવથી સિદ્ધ થએલી દૈવી **અસરકારક દવા એશીઆટિક બામ** પાસે રાખવાથી દુઃખ દૂર કરી શકાશે.

વાયુ, શર્દી, ઘા, ડંખ, વગેરેથી ઉત્પન્ન થતા અનેક રોગોપર **આ અચૂક રામબાણ** દવા છે. ખરીદતી વખતે પેકીંગ પર **અસલ છાપ રજીસ્ટર્ડ**ની સીલ તથા આગળ બાજુપર ડા. ભાઉ દાજીનો ફોટોવાળું એશિયાટિક બામ તપાસીને લેજો. આ દવા બે સાઈઝમાં સર્વ ઠેકાણે વેચાતી મળે છે.

**તાબડતોબ આજને આજ મંગાવો.**

---

## વનૌષધી સાર્સાપરેલા.

આ સાર્સાપરેલા સેવન કર્યાથી ઉપદંશજન્ય, ગરમીના રોગો તથા રસાયણી સેવન કરવાથી શરીર ઉપર થનારા ભયંકર વીકારો (લોહીનું બગડી જવું) તથા ધાતુના વીકારોને નાબુદ કરીને લોહીને સુધારે છે અને ચામડી ઉપર થતા અનેક પ્રકારના રોગોને મટાડે છે.

વળી આ સાર્સાપરીલા ગમે તે માણસે લીધી હોય તો લોહીનો સુધારો કરીને કૌવત આપે છે તથા સ્મરણશક્તિ વધારે છે. બાટલી એકની કીમત રૂ. ૧1

### મહા કુષ્ટ તથા સફેદ કોઢ ઉપર

### બે અતિ ઉત્તમ ગુણદાયક ઔષધી.

ભારત મધુવલ્લી કીમત રૂ. ૨1 } આ દવા પેટમાં લીધાથી અને તેલ ઉપર લગાડવાથી નીચે
નાગવલ્લી તેલ ,, રૂ. ૨ } લખેલા વિકારો ખાત્રીથી સારા થાય છે. અઢાર પ્રકારના કુષ્ટ-રોગ, જેવા કે શરીરની ત્વચા ઉપર સફેદ, લાલ, કાળા, જાંબુ રંગના ડાઘ તથા સુનબરી ઇત્યાદિ સર્વે રૂપથી દવા લીધાથી ખાત્રીથી સારાં થાય છે, તેમજ લોહીનો સુધારો થઇ કાંતિને વધારે છે.

**ડૉ૰ ધાકજી ભાણજી સાવંત**

**કુણબીવાડી,—મુંબઈ, ...**

# COMMERCIAL SUBJECTS.

# વેપારી વિષયો.

## ELEMENTS OF POLITICAL ECONOMY:

## અર્થશાસ્ત્રનાં સિદ્ધાંતો.

(માસિક માટે ખાસ લખનાર; મી. જેઠીસન લ. બારભાયા.)

(સપ્ટેમ્બરના પાના ૧૧૧ થી ચાલુ.)

ઈંગ્લેંડની આયાત નિકાશ કરતાં ૧,૦૦,૦૦,૦૦,૦૦૦ રૂપીઆ વધારે છે, તેમ બીજી તરફથી આપણા દેશની નિકાશ આયાત કરતાં ૨૦,૦૦,૦૦,૦૦૦ રૂપીઆ વધુ છે. આનું કારણ એ છે કે દુનિયામાં એક દેશથી બીજે દેશે માલ લઈ જવાનું કામ ઈંગ્લેંડને હસ્તક છે. અને ઘણા દેશો મૂખ્યત્વે ઈંગ્લેંડના દેવાદાર થયા છે. આથી ઉલટો હિંદનો ક્રમ બન્યો છે. હિંદી સરકારે ઈંગ્લેંડનું દેવું કાઢેલું છે, તેમજ રેલ્વે તથા અન્ય કામોમાં ઇંગ્લંડની મુંડી આપણા દેશમાં રોકાયલી રહે છે, અને તેથી દરવર્ષે હિંદને એ દેવા બદલ ભારે રકમ ભરવાની હોય છે. તેમજ સરકારી મહેલોના ખર્ચ, સરકારી નોકરોના પગાર, ફારેગ થયલા અમલદારોના વડીલોના પગારો, ઇંગ્લેંડ ખાતે હિંદ માટે કરવામાં આવતો ખર્ચ વગેરે હિંદને આપવું પડે છે.

આ કારણાર્થે આપણા દેશમાં આયાત થતા માલની કિંમત પુરી કરે એટલું જ નહિં પણ ઉપર કહેલી ખર્ચોની રકમ પૂર્ણ થાય તેટલા મૂલ્યની આપણા દેશની નિકાશ હોવી ઘટે છે. અર્થાત્ કે દરવર્ષે આપણી આયાત કરતાં નિકાશ ઘણી વધારે હોવી જોઇએ છે.

આયાત કરતાં દેશની નિકાશ જેમ વધુ તેમ વધુ આબાદાની આવો જે ખ્યાલ છે તે ઉપલા સંજોગોને લીધે ખોટો ઠરે છે.

---

### પ્રકરણ ૪ થું.

#### સાખ, ધીરધાર વગેરે.

આપણે આગલાં પ્રકરણોમાં પરદેશ તેમજ વિદેશ સાથના વ્યાપારનું વિવેચન કરી ગયા, પરંતુ તે સર્વનો આધાર વ્યાપાર કરનાર વ્યાપારીઓની સાખ અને ધીરધાર કરવાની શકિત ઉપર ઘણે ભાગે રહે છે; માટે તેને વિષે વિવેચન કરવું આવશ્યક છે.

શાખ એટલે શું ? દેવું કાઢવાની આવડત અથવા શકિત તેનું નામજ સાખ. જ્યારે આપણે એમ કહીએ કે ફલાણા આસામી સારી સાખ ધરાવે છે ત્યારે તેનો અર્થ એમજ થાય કે તે આસામીને જેટલું લોકો ધીરે તો પાછું તે વાળી શકશે તેવી તેની શકિત છે તેનો લોકોને ભરોસો છે. આથી જેની સાખ સારી હોય—એટલે કે જેની શકિત વાસ્તે લોકોને ખાત્રી ન હોય—તે ઓછે વ્યાજે નાણું કઢાવી શકે છે તેથી ઉલટું

જેમ જે આસામીની સાખ ઓછી તેમ તેને નાણું કઢાવવા માટે વધુ વ્યાજ આપવું ઘટે છે અને જેની સાખ માટે લોકોને ભરોસો હોતો નથી, તે મોટું વ્યાજ આપવા કબુલ કરે પણ તેને નાણું મળી શકતુ નથી. એટલે કે એકજ દેશમાં અને એકજ વેળાએ જૂદા જૂદા વ્યાપારીઓ અથવા માણસોની સાખ કેવી અથવા કેટલી છે તે જેટલે વ્યાજે તેમને નાણું મળી શકે છે તે ઉપરથી બરાબર રીતે નક્કી કરી શકાય છે.

દેશની સાખ જેમ માણસોની સાખ હોય છે તેમજ દેશની સાખ હોય છે. એટલે કે દેશે કઢાવેલા નાણા પાછા આપવાની શકિત ઉપરથી તેની સાખ બંધાય છે સાધારણ રીતે ટર્કીની શાખ ખરાબ મનાય છે. કારણ કે તુરકીએ એક વેળાએ દેશી લોન ઉપર ઘણા વર્ષ લગી ૧૨ વ્યાજ આપ્યુ ત્યારબાદ ૧૮૭૫માં ટર્કીની ?: કહ્યુ કે લેણદારોને તેઓના વ્યાજનો કત અડધો ભાગજ નાણાંના રૂપમા મળશે, પરંતુ આખરે તે સરકાર (ટર્કી) અડધો ભાગ પણ આપી શકી નહિ. આ પછી ટર્કી સરકારનાં સઘળા કાગળીઆઓની કિંમત ઘટી જવા પામી છે, અને વખતે તેના ઉપર વ્યાજ મળે તો અસલ કિંમતના પચાસ ટકા ઉપરજ મળે ઇ. સ. ૧૮૮૪ માં રૂ. ૧૦૦૦ ના દરેક ટુર્કી બૉન્ડની કિંમત બજારમા રૂ ૮૫) ને આશરે લેખાતી હતી આવી રીતે કિંમત ઘટી તેનું કારણ એટલુંજ હતુ કે સરકાર વ્યાજ આપશે એવી કોઈને આશા નહોતી. સ્પેન જો લોન કાઢે તો તેને વ્યાજ ૭ થી ૮ ટકાનુ આપવું પડે છે હિંદની સરકારને જ્યારે ત્યારે ચાર ટકાનું વ્યાજ આપવું પડે છે, અને ઇગ્લન્ડની સરકારને તો તેથીએ ઓછે વ્યાજે નાણું મળી શકે છે, જે સાખની શકિત દેખાડે છે. જુદા જુદા દેશો ને પોતાની લોનો ઉપર જે વ્યાજ આપવું પડે છે તે ઉપરથી તે દેશોની સાખ જાણી શકાય છે, કારણ કે જુદા જુદા દેશોમાં સાખ સિવાય અન્ય કારણોને લીધે પણ વ્યાજના દરમાં ફેર હોય છે. આપણે આગળ જોઈ ગયા કે માલ મિલ્કતની સલામતી તથા ધીરનારે ખમેલા જોખમથી વ્યાજના દર ઉપર અસર થાય છે, એટલુંજ નહિં પણ ખેડાણની સીમા ઉપર તેનો આધાર રહે છે. ઇંગ્લન્ડની સરકાર પોતાના (સ્ટૉક) કાગળીઆ ઉપર ૩ ટકા જેટલું વ્યાજ આપે છે, અને અમેરિકાને પોતાના (સ્ટૉક) કાગળીઆ ઉપર તેથી વધુ વ્યાજ આપવું પડે છે, એટલા માટે ઇંગ્લંડની સાખ અમેરિકા કરતાં સારી છે એમ કહી શકાય નહિ. આ બન્ને સરકારના વ્યાજનો અંતર તે સરકારના દેશમાં રહેલી ખેડાણની સીમા જે ઉંચી નીચી છે તેને આભારી છે. ઇંગ્લન્ડમા જમીન ઘરેણે મુકતા જતા ૪ ટકાએ નાણાં મળે પણ અમેરિકામાં તેમ કરતા જતા ૭ ટકાએ પણ નાણું મેળવવું મુશ્કેલ થઇ પડે. માટે કોઇ પણ દેશ પોતાની લોન ઉપર જે વ્યાજનો દર આપે છે તે ઉપરથી તેની સાખ ખરેખર જોઇ શકાતી નથી, જો કે એ વાત સત્ય છે કે દરેક દેશની કરજ પાછું આપવાની શકિતની, વ્યાજના દર ઉપર અસર થાય છે. તો પણ જેમની મહેસુલ સબંધી સ્થિતિ સારી હોય એવા જૂદા જૂદા દેશોમા તેઓની ખેડાણની સીમા ઉપર આવેલી જમીન ફળદ્રપતામાં ભિન્ન ભિન્ન પાયરીના ચઢ ઉતર સ્થાન ઉપર આવેલી હોવાને લીધે વ્યાજના દર ભિન્ન ભિન્ન હોવા પામે છે.

કેટલીક વખતે લોકો એમ કહે છે કે 'સાખ એ મૂડી' છે, આમ કહેવું એ અર્થ વગરનું છે. આપણે હમણાજ ઉપર વાંચી ગયા કે "સાખ એટલે દેવુ કાઢવાની શકિત" દ્રવ્યનો જે ભાગ ભવિષ્યમા ઉત્પાદનાર્થે મદદ લાગવાને રાખી મૂકયો હોય તે મુડી એમ.

આપણે જોઇ ગયા છીએ. મુડી કર્મકારોનું પોષણ કરે છે અને તેમનાં કામોને જરૂરી ઓજારો, સાહિત્યો તેમજ આશ્રમો પુરા પાડે છે. ત્યારે એ વાત સ્પષ્ટ થાય છે કે દેવું કાઢવાની શકિત આમાનું કંઇ પણ કરી શકે એમ નથી. કારણ કે સાખ કંઇ કર્મકારોને ખાવાનું તથા કપડાં અને ઓજારો પુરા કરી શકશે નહિં. દેવુ કાઢવાની શક્તિ વાપરી હોય તો મુડી મળી શકે છે. હાથનું જોર જો વાપર્યું હોય તો જ મણ ઘઉં ઉપાડી જવાય, માટે હાથનું જોર તેજ મણુ ઘઉં જેમ કહેવું ભૂલ ભરેલું છે, તેમ સાખ વાપરી હોય તો મુડી મળે પણ તેથી સાખ તેજ મુડી છે એમ કહેવું પણ ભુલભરેલુ છે.

### સાખને લીધે ઉદ્‌ભવતા વ્યવહારો.

બેંકોઃ સાખને લીધે થતી ધીરધારથી મોટો ફાયદો એ થાય છે કે દેશની દોલતનો વધારે ભાગ મુડી તરીકે ઉત્પાદક રસ્તે વપરાય છે કોઇની પાસે હજાર, કોઇની પાસે પાંચસો, કોઇ પાસે સો, પચાસ કે પચીસ રૂપીઆની પુંજી હોય તે પોતે એટલું નાણું રોકીને વ્યાપાર કરી શકે નહિં. વળી પોતાની સાખ સારી ન હોય તો બહારથી નાણું મેળવી શકે પણ નહિં. ત્યારે તેવા આસામીઓ પોતાનું નાણું સલામત રહે અને તે ઉપરાંત પૈસાનું વ્યાજ મળે એવા ઇરાદાથી બેંકોમા મુકી આવે છે બેંકો આ નાણું ભિન્નભિન્ન રીતિએ પોતાની પાસે રાખે છે તેમા મુખ્યત્વે બાંધી મુદત માટે અથવા ટુંકી મુદત માટે અને ચાલુ ખાતામાં છે. બાર માસ અગર તેની વધુ મુદત માટે રાખેલી રકમ વ્યાજ સાથે જ્યારે મુદત પાકે ત્યારેજ પાછી મળે છે ટુંકી મુદત (એટલે કે ત્રણ, છ, અથવા નવ મહિના) માટે રાખેલી રકમ પણ મુદત આવી રહેતા વ્યાજ સાથે પાછી મળે છે, જે માટે કયારે રકમ આપવાની છે, અને તેની મુદત કયારે પાકે છે, તે દેખાડનારી બેંક તરફથી પાવતી (*Receipt*) આપવામા આવે છે. ચાલુ ખાતાની વિગત એવી હોય છે કે બેંકમા મૂકેલી રકમ ગમે ત્યારે મરજીમાં આવે ત્યારે ચેક (દર્શની સ્થાનક હુંડી) લખી ગમે એટલી ઉપાડી શકાય છે. અને રોજની જે બાકી રહે તેના ઉપર બેંક તરફથી વ્યાજ આપવામાં આવે છે. આ સિવાય સરકારી સેવિંગ્સ બેંકસ અને બીજી બેંકોમાં સેવિંગ્સ બેંકના ખાતાં ઉઘાડવામાં આવે છે આવા ખાતાંઓમાં વધતામા વધતી અમુક રકમજ મુકી શકાય છે, અને તેમાથી ગમે એટલી પણ દર અઠવાડીયે એકજ વખતે રકમ ઉપાડી શકાય છે, અને તેમ કરતા જે બાકી રહે તે ઉપર ચોક્કસ વ્યાજ બેંકો તરફથી આપવામા આવે છે.

બેંકો આ મુજબ જુદીજુદી રીતિએ ભિન્ન ભિન્ન વ્યકિતના નાણા રાખી તે મુડીવતી વ્યાપાર કરે છે. બેંકમા નાણાં મુકનારા બધા એકજ વેળાએ નાણું પાછું લેવા આવતા નથી. અને તેથી બેંકવાળા પોતાને ત્યાં રાખવામાં આવેલા કુલ રૂપીઆનો થોડો ભાગ લેના આવનારાઓને માટે રાખી, બીજાનો ઉત્પાદક ઉપયોગ કરે છે જેમ બેંકની સાખ સારી તેમ તેને વધુ પૈસા બહારથી મળે છે. આપણી તરફ આવી બેંકોના પૈસા રોકવાનો ઝાઝો રવૈયો નથી, કારણ કે અસલના વખતથી આવું કાર્ય આપણી તરફ શ્રોફો અને સાહુકારો કરતા આવ્યા છે. વળી અભણ માણસોને બેંકમાં જઇ ચેક લખી નાણા લેવા એવી સાથાકુટમા પડવું ગમતુ નથી, અને તેથી, શ્રોફોને ત્યાં નાણા મૂકે છે આ સિવાય લોકોને આપણી તરફ દિનપ્રતિદિન બેંકો ઉપર જે વિશ્વાસ વધ્યો હતો તેમા સ્વદેશી બેંકોના ભંગાણોથી ખતરો પડયો છે. પરંતુ સમજનારાઓ તેનું રહસ્ય સમજ્યા છે, અને તેઓ પોતાનું નાણું સારી બેંકોમા રોકવું વાજબી લેખે છે ઇગ્લંડમા તો ઘણુંખરૂ દરેક માણસ પોતાની મહિનાની અથવા વર્ષ દિવસની બધી આવક બેંકમાં મૂકી આવે છે, અને ત્યારબાદ ખર્ચને પેટે જે લેણદારો હોય તેને

બેંકનું ...

સારી સાખને આધીન છે, કારણ કે કોઇ પણ વ્યકિતના પ્રમાણિકપણાનો અથવા તેની પાછું આપવાની શકિતનો ભરોસો હોવા સિવાય કોઇ પોતાની પુંજી તેને ત્યાં જઇને મૂકે નહિં. આ રીતિએ આપણા દેશના સાહુકારો ને શ્રૅાફ્રો કે જ્યાં લોકો છુટક નાણું મૂકી આવે છે, અને તેઓ તે ઉપર વ્યાપાર કરે છે તે જોતાં તેઓ પણ નાની નાની બેંકોજ છે.

અમુક હિસ્સાદારી સર્વ ભાગીદારોની મંડળી (જૉઇન્ટ સ્ટૉક કમ્પનિઓ): પ્રથમ જાણવુ આવશ્યક છે કે ભાગીદારોની સાહાતાએ ઉભી થયેલી મંડળીઓ બે પ્રકારની હોય છે એક તો અમુક હદની જોખમદારી વાળા (લીમીટેડ=હદ જોખમી) અને હદની જોખમ રહીત (અન લીમીટેડ=વીન હદ જોખમી). આપણી તરફ કેટલાક લોકો આ સમજવામાં ભૂલ કરે છે. જે બધી મંડળીઓ ભાગ (શેરો) કાઢી ઉભી થઇ હોય તે બધીએ 'લીમીટેડ' હોય એવું કંઇ ઠરતું નથી. ..પણી તરફ ઉભી થયેલી 'મુંબઇ બેંક' ના શેરો છે છતાં તે 'લીમીટેડ' નથી. જ્યા સુધી એક ભાગીદાર (શેરહોલ્ડર) ની પોતાના ભાગની ઉપરની જોખમદારી વધતામાં વધતી નિર્માણ કરી ન હોય ત્યા સુધી તે 'લીમીટેડ' કહેવાય નહિં. આ સિવાય 'કમ્પની' (મંડળી) અને 'કૉરપૉરેશન' (અમુક વ્યકિતકારી મંડળી) માં ફેર છે. અને તે ફેર તેનો વિષય જોવાથી જણાશે. (માટે જુઓ પરિશિષ્ટ અ)

મોટા સંચાઓ, કામ કરનારી મીલો, કારખાનાં, રેલ્વે બાંધનારાઓ વગેરેને બહુ મોટું ભંડોળ જોઇએ છીએ, કે તેટલું ભંડોળ ભાગ્યેજ કોઇ ખાનગી માણસ કાઢી શકે. તેથી તેના કામ માટે જે મૂડી લેવામાં આવે છે તેમાં હજારો માણસો પોતાની શકિત મૂજબ પોતાનો ભાગ ભરી દે છે, અને તે રીતે એક ભાગીદારોની મંડળી (જૉઇન્ટ સ્ટૉક કમ્પની) ઉભી કરવામાં આવે છે. આપણે એમ ધારીએ કે એક માણસના મનમાં એવો ખ્યાલ આવ્યો કે કોલાબાના નાકાથી વાલુકેશ્વરના અણી સુધીના દરિયાના ભાગ ઉપર ઝુલતો પુલ મૂકી તે ઉપર જો રેલ્વેનો વ્યવહાર કીધો હોય તો લોકોને લાંબો ચકરાવો લઇને જવાની માથાકુટમાથી બચવું પડે. આ બધાં માટે એમ ધારીએ કે ૧,૦૦,૦૦,૦૦૦ પાઉંડનો ખર્ચ થાય છે. તો એ તો ખુલ્લુ છે કે એવી કોઇ પણ વ્યકિત ન મળે કે જે પંદર કરોડ રૂપીઆ કાઢી શકે. તો તે માટે દર રૂપીઆ પંદરનો શેર કાઢવામાં આવે, તો એક શેર ભરનાર તેમાં પંદર રૂપીઆ ઉપર જેટલો નફો થાય તે મેળવવાને લાયક બને. તેથી એક ભાગીદારે બચાવેલી પંદર રૂપીઆની નાની રકમ પણ ભવિષ્યમાં દ્રવ્ય ઉત્પાદન કરવામાં કામે લાગે. જો આવી યોજનાઓ ઉભી કરવામાં ન આવે તો આવા પંદર રૂપીઆ ફાઝલ પાડનારા હજારો લોકોની રકમો કોઇ પણ જાતના અનુત્પાદકમા વપરાઇ જાય.

આવી મંડળીઓ ઉભી કરવામાં જેઓ યોજકો હોય અને તે સંસ્થામાં જેઓ માર્ગોપદેશકો (ડાયરેકટર્સ) હોય તેઓની સાખ ઉપરથી લોકો તેમાં ભાગીદારીમાં જોડાવા લલચાય છે. તે ઉપરથી જણાશે કે સાખને અંગે થતી ધીરધારને લીધે દેશની મુડી ખરું જોતાં વધે છે, કારણ કે ધીરધારને લીધે દ્રવ્ય ઉત્પાદક રીતે વાપરવાને વધારે સુગમતા પડે છે.

હુંડી. હુંડી એ ચલણીનોટ કે સ્થાનિક દર્શની તકાદાપત્ર (ચેક) નથી. અમુક અવેજ ફલાણાને (દર્શને અથવા દર્શન કીધા બાદ અમુક મુદતે) આપવો, એમ કરીને બીજા ગામના રહેનારા ઉપર જે ચીઠીઓ લખી છે તેનું નામ હુંડી ('ડ્રાફ્ટ'). કોઇ વ્યાપારીએ પોતાનો માલ કોઇ એકને મોકલ્યો, એટલે તે માલનો અવેજ ફલાણી તારીખે જેનું નામ હુંડીમાં લખ્યું તેને આપવો. 'અ' નામનો વ્યાપારી મુંબઇમાં અત્તરનો વ્યાપાર કરે છે

અને 'ब' નામનો વ્યાપારી કલકત્તામાં અત્તર બનાવે છે. 'अ' એ 'ब' કનેથી પાંચસો રૂપીઆનો માલ મંગાવ્યો. 'ब' એ પાંચસો રૂપીઆનો માલ રેલ્વે માર્ફતે 'अ' ને નામે ચઢાવ્યો, અને આગગાડીની તે માટેની પાવતી તેમજ જે માલ મોકલ્યો તે શો છે તે દર્શાવેલો આંકડો તે સાથે બીડી રૂ. ૫૦૦) ની હુંડી બંગાળ બેંક માર્ફતે 'अ' ને મોકલી. બંગાળ બેંકની મુંબઈની શાખાએ 'अ' ને હુંડીનો દેખાડ કીધો એટલે 'अ' એ તેના નાણાં બંગાળ બેંકમાં ભરી ત્યાંથી આગગાડીની પાવતી લીધી, અને તે લઇ પોતાને જોઇતો માલ મંગાવી લીધો. આ એક પ્રકારની હુંડીનો ક્રમ થયો.

કોઈ વખતે એવુ બને છે કે મુંબઇનો વ્યાપારી સુરત માલ મોકલે છે અને સુરતના વ્યાપારીની સાખ મુંબઇના વ્યાપારી જેવીજ સારી છે. છતાં સુરતનો વ્યાપારી મુંબઇના વ્યાપારી પાસેથી એવી સરતે માલ મંગાવે છે કે હુંડીનો દેખાડ થયા બાદ ત્રીસ દહાડે તે નાણાં ભરે મુંબઇનો વ્યાપારી હુંડી મુંબઇ બેંકને આજે આપી આજેજ નાણા લેય છે અને બેંક તે નાણાં સુરતના વ્યાપારી પાસેથી મહિના પછી મેળવવાની આશાએ મુંબઇના વ્યાપારીને ૭ ટકાનું માસ એકનું વ્યાજ કાપી લઇ આજેજ પૈસા આપે છે. પછી મુંબઇ બેંકની સુરતની શાખા ત્યાંના વ્યાપારીને દેખાડે છે, જે ઉપર સહિ કરી ત્રીસ દિવસ પછી તે આપવાની શર્તે વ્યાપારી હુંડી કબુલે છે. હવે ત્રીસ દિવસ પછી સુરતનો વ્યાપારી જો નાણાં આપવાને અશકત હોય તો બેંક તે નાણાં મુંબઇના વ્યાપારી પાસેથી વસુલ કરે છે, એટલે કે બેંક જે હુંડી ઉપર નાણું ધીરે છે તે હુંડી લખનાર અને સ્વિકારનાર એ બે આસામીની સાખ ઉપરજ ધીરે છે. આ હુંડીનો બીજો પ્રકાર થયો.

આપણે આગળ કહી ગયા છીએ કે વિદેશ સાથેના વ્યાપારમાં કંઇ હમેશા એક દેશથી બીજે દેશ નાણાં મોકલવાની જરૂર પડતી નથી. ધારો કે એક લન્ડનનો 'क' વ્યાપારી ફ્રેંન્સના 'ख' વ્યાપારીને રૂ ૧૦૦૦ ના કપડાં વેચે છે, અને ફ્રેંન્સનો 'ग' વ્યાપારી લંડનના એક 'घ' વ્યાપારીને રૂ ૧૦૦૦ નું રેશમ વેચે છે. હવે જો આમ સામસામાં લેણાં પતાવવાની બીજી કોઇ રીત અસ્તિત્વમાં ન હોય તો ફ્રેન્સનો 'ख' વ્યાપારી 'क'ને લન્ડન ખાતે રૂ ૧૦૦૦ મોકલશે. અને તેજ પ્રમાણે લન્ડનનો 'घ' વ્યાપારી ફ્રેંન્સના 'ग' વ્યાપારીને રૂ. ૧૦૦૦ મોકલશે. હવે તેને બદલે 'क' 'घ' પાસેથી લન્ડનમાં અને 'ग' 'ख' પાસેથી ફ્રેન્સમા પૈસા લેય તો આ પૈસા મોકલવાની માથાકુટમાંથી મુકત થવુ પડે છે ત્યારે 'ख' એક ચીઠ્ઠી લખી 'क'ને રૂ. ૧૦૦૦) આપવાનું માથે લેય છે અને તેવીજ રીતે 'ग' ફ્રેંન્સથી 'घ' ને કાગળ લખે છે. એટલે આ લિખિત ચીઠ્ઠીઓ તેજ હુડી થવા પામે છે, કારણ કે 'क' અને 'घ' લન્ડનમાંજ આ ચીઠ્ઠીઓ 'च' ની માર્ફત ફેરબદલી કરે છે. 'च' તે શ્રૉફ કિંવા બેંક છે, જે પોતાની ફ્રેંન્સ ખાતેની શાખાના ખાતાં જોડે આ હુંડીઓને આધારે જમે ઉધાર કરી નાંખે છે.

હુંડીઆમણ. વ્યાપારીઓને આવી રીતની હુંડીની સવળતા કરી આપનારા દલાલો હોય છે, જેઓ જુદા જુદા દેશની હુંડીઓ વેચે છે અને લેય છે, અને એક બીજાની ગરજ ઉપર હુંડીઆમણનો ભાવ રહે છે. એમ ધારીએ કે મુંબઇની બંગાળ બેંકની શાખામાં આજે પચાશ હજાર રૂપીઆ કલકત્તે મોકલવા માટે જમે છે અને કોઈ વ્યાપારીને કલકત્તેથી પચાસ હજાર રૂપીઆ મંગાવવા છે. તો તે વ્યાપારી દલાલને વાત કરે, અને દલાલ કંઈ બેંકને રૂપીઆ મોકલવાની ગરજ છે તેની તલાશ કાઢે. ત્યારબાદ વ્યાપારી અને બેંક ઉભયને સરખી ગરજ હોય તો એવું બને કે સરબર ભાવે સોદો કરવામાં આવે. એટલે અત્રેનો વ્યાપારી

પોતાની કલકત્તાની પેઢી ઉપર હુંડી આપે અને તે લઇ તેના બદલામાં બેન્ક વ્યાપારીને રૂપીઆ આપે બેન્ક તે હુંડી કલકત્તે પોતાની બેન્ક ઉપર મોકલે તે હુંડી વ્યાપારીની પેઢીને આપી તેના બદલામા રોકડા રૂપીઆ લઇ લે. હવે જો આ રકમ ખરેખરી લાવ લઈજા કરવામા આવે તો બન્ને તરફને કેટલો ખર્ચ થાય, અને કામ કેટલું મુશ્કેલ થઇ પડે? આ બધું હુંડીના વ્યવહારથી બચ્યું, કામ સરળ થયુ, અને હુંડીનો વ્યાપાર જાગ્યો જેને લીધે દલાલો વગેરેની રોજી જાગી આનો ચોક્કસ સિદ્ધાંત નિચલા કોઠા ઉપરથી જણાશે.




તે રીતે ઉભય ખાતાંઓ સરભર થાય

---

## PAPER INDUSTRY.

## કાગળનો ઉદ્યોગ.

### પથ્થર, પિતળ, અને લોખંડની જગ્યાએ તેનો થતો ઉપયોગ.

### કાગળમાંથી શું નહિ બને?

(લેખક રા. રા. ચિરંજીલાલ છગનલાલ બી. એ.)

---

"આપ સમાન બળ નહિ" અથવા "પારકી આશા સદા નિરાશા" એ પરાપૂર્વના સત્ય કથન ઉપર કાળના પ્રવાહમા ઘસડાતા આપણે દુર્લક્ષ આપીએ છીએ; પણ કંઇક આસમાની સુલતાની બનાવો બને છે —જેમાનો ચાલુ મહાયુદ્ધ એક છે ત્યારે આપણી આંખ ઉઘડે છે ને શોક કરતાં એમ કહીએ છીએ કે આ વાતનું વિસ્મરણ કેમ થયું!!

પરદેશ પર આપણે કેટલો આધાર રાખતા હાલમા શીખ્યા છીએ, તે સહજ વિચાર કરતાં જણાશે. ઝીણામાં ઝીણી સોયથી તે મોટરગાડી માટે આપણે પરદેશ ઉપરજ આધાર રાખ્યા કરીએ છીએ. દેશના કેટલાક હિતેચ્છુઓએ એ બાબત

પર થોડાક સમય પર લક્ષ ખેંચ્યું હતું પણ સંજોગો અનુકૂળ ન આવવાથી તે ચળવળને ના. સરકાર તેમજ જનસમુહ તરફથી પુરતું ઉત્તેજન ન મળ્યું. આથી કરીને દેશના ઉદ્યોગોને ન મળ્યું પોષણ કે ન મળી નવા ઉદ્યોગોને કોઇ જાતની સાહ્યતા.

એવા અનેક ઉદ્યોગોમાંનો એક કે જેને ખીલવવા અત્યંત જરૂર હતી ને હાલમાં વિશેષ છે, તે કાગળ બનાવવાનો છે. આખા હિન્દમાં કાગળ બનાવવાનાં કારખાનાં આંગળીને વેઢે ગણાય તેટલાંજ છે. ચાલુ સુખ સગવડના જમાનામાં કાગળ વગર આગળ કેમ ગાડું ગબડતુ તેથી ઘણા અજાણ છે, તેમજ, જુજ-જાજ લોક સિવાય, કાગળની અગત્ય કેટલી વધી ગઇ છે ને તે શેમા શેમા વપરાય છે તે જાણતા પણ નથી આ ઉદ્દેશથી લખાયલી, આ થોડીક લીટીઓ વાંચેથી, તેની જરૂરીયાત પુરવાર થશે.

દસમા સેકાની શરૂઆતમા રૂ ની અંદરથી કાગળ બનાવવામા આવ્યાનુ ઇતિહાસો જોતાં માલુમ પડે છે તે પહેલા, જે કંઇ લખવા કરવા જરૂર જણાતી હતી તે સારૂ પત્થર, લાકડા, જનાવરનાં ચામડા, ઝાડની છાલ, ઝાડના પાતરાં, સીસું અને પેપીરસ (તાડપત્ર) નો ઉપયોગ કરવામાં આવતો હતો. હાલનો સમય ભૂલી જઈ જુના કાળનો એક ક્ષણ ભર વિચાર કરતાં શું લાગે છે ? કવિ રવિન્દ્રનાથ ટાગોર પોતાની કવિતા સારૂ ઝાડની છાલ સન્ખી કરતા હોત, સરોજીની નાઇડુ વસંત ઋતુને આવકારનું ગીત દેશ દેશાવર લખી મોકલવા સારૂ તાડપત્રની શોધમાંજ ફરતા હોત, ના. સરકાર પોતાના કાયદા કાનુન આરસપ્હાણ પર શીલ્પશાસ્ત્રીપાસે કોતરાવતે, કોઇક મસ્ત કવિ પોતાની હૃદયની ઉર્મી પ્રિયાને જણાવવાને વિશાળ સરોવર કાંઠે ભવ્ય વટવૃક્ષ તળે શાના પર તે લખી મોકલવી એ વિચારમા દેખાતે. આ એક જુનું ચિત્ર છે; પણ કાગળની શોધ થયા પછી એ જુનુ ચિત્ર પૃથ્વીના વિશાળ પટપરથી લગભગ અદ્રશ્ય થયું છે.

કાગળ ભવિષ્યમા હજુ શા શા વપરાશમા આવશે તથા રસાયણ શાસ્ત્રીઓ શું શું ઉપયોગ સૂચવશે તેનો સાધારણ આદમીને ખ્યાલ પણ નથી જનસમુહ કાગળનો ઉપયોગ ફક્ત જાહેર પત્રો છાપવાના અથવા પુસ્તકો છપાવવા સારૂ, કે ચિઠી પત્રી લખવાના કામ માટે કે પડીકાને પેકીંગના કામ સારૂં અને બહુ થાય તો દિવાલ પર રંગને બદલે તેના થતા વપરાસ સારૂજ વપરાતો સમજે છે. પણ કાગળ બનાવવાની મળતી જતી અનેક સગવડો, તથા તેની સસ્તી કિંમતને લીધે તેનો ઉપયોગ એક હજારને એક કામમાં થવા લાગ્યો છે એ સાભળતા કોઇને આશ્ચર્ય થશે પણ આ ( science ) વિજ્ઞાનના યુગમા એવું આશ્ચર્ય પામવા જેવુ કઇ નથી. બે ત્રણ દાયકા ઉપર જેમ હવામા મરજીમા આવે તેમ હરવા ફરવાનું કે લડાઇ કરવાનું અસંભવિત તેમજ અરેબીયન નાઇટસની વાતો જેવુ લાગતે ! પણ એ બધા ફેરફાર આપણી આખ આગળ બનેલા જોઇ એમાં નથી લાગતુ કઇ આશ્ચર્ય કે નથી લાગતા શાસ્ત્રોના ગપાટા. કાગળના ઉદ્યોગના સબંધમાં પણ તેમજ છે.

ગત સદિમા કોઇએ કહ્યુ હોત કે રેલ ગાડીના લોખંડના પૈડા છે તેને બદલે તે પૈડા કાગળના બનશે તો તેને અવધુત કરવામાં આવ્યો હોત, પણ નાખત કાળમા તેનો અખતરો કરવામાં આવ્યો છે ને એટલે સુધી કહેવાય છે કે લોખંડના કરતાં તે સસ્તાં ને સારાં પડે છે. આ રીતે કાગળ જેટલી તરેહ ઉપયોગીમા લેવામા આવે છે તે કહેતાં પાર આવે એમ નથી.

દિવાલ રંગાવવાને બદલે તે પર સુશોભિત કાગળ ચોટાડવાનો યુરોપ વગેરે સ્થાનોમાં એક સાધારણ રવૈયો થઇ ગયો છે.

કાગળની તાસકો તથા ચહાપાણી પીવાના પવાલાનો ન્યુયોર્ક, ચીકાગો, પૅરીસ, લન્ડન વિ. મોજશોખવાળા, મોટાશહેરોમાં પુશ્કળ વપરાસ છે; તેમજ ક્ષય વિ. રોગથી પીડાતા લોકને તે વાપરવા સારૂ ખાસ ભલામણ થાય છે. આગી ઇસ્પીતાલમાં પણ તેનો ખપ વધ્યો છે. એકમેકના ઝેરી જંતુ બીજાને ન લાગે તે ઉદ્દેશથી સુતરના ટુવાલને હાથ લુછણાંને બદલે તે પણ કાગળના બનાવવામાં આવે છે.

જાડા કાગળની પેટીઓ અને હૅન્ડ બૅગ્સ તેમજ કાગળના ફાનસોથી મુંબઈના શહેરીઓ અજાણ્યુ નથીજ.

કાગળના ટેબલ કલોથ અને છત્રીઓનો પ્રચાર વધતો જાય છે નાના બાળકો વરસાદના દિવસોમાં કાગળની હોડી બનાવી બે મીનીટ તરાવી તેને ડુબી જતી જોઇ હર્ષ શોક કરતા હતા. પણ હવે કાગળની જ નાની બોટો (હોડકાં) બનાવવામા આવે છે કે જે પાણી પર સહેલાઈથી તરે છે ને ડુબતી નથી.

કાગળનો આ તો સાધારણ રીતે શું ઉપયોગ થાય છે તે દર્શાવ્યું છે. પણ રસાયણ શાસ્ત્રીઓએ તે અનેક ચીજોમાંથી મસ્તી કિંમતે બનાવી જુદી જુદી રીતે કેમ કામમાં આવે તે ઉપર સતત લક્ષ આપ્યું છે, જેને પરિણામે કાગળ જે ફક્ત રૂ, જુના કપડાં, ચીથરાં, વાંસ, લાકડાં વિ. માંથી બને છે તેને બદલે કેટલીક વનસ્પતીમા રસાયણીક પદાર્થોની મીલાવટ કરીને પણ હવે બનાવવામાં આવે છે કાગળનો ઉદ્યોગ પશ્ચિમમા એટલો બધો ખીલ્યો છે કે તે બનાવવાને સારૂ જંગલના જંગલો રોકવામાં આવેલાં છે, જેથી એવી બીતી પેદા થઈ છે કે આ પ્રમાણે કેટલા વષ સુધી લાકડાનો જથ્થો પહોંચશે; આથી કરીને જ બીજા પદાર્થોમાંથી તે બનાવવાની જરૂર પડી ને હવે એટલે સુધી કહેવામાં આવે છે કે જણાવેલી ચિંતા દૂર થઈ છે

નવિન શોધોના પરિણામે કાગળના ધ્યાન ખેંચે એવા નિચે મુજબના ઉપયોગ કરવામાં આવે છે:—

(૧) જુના કાગળોને પેરેફીન તેલમાં બોળી કાઢી તેની ઘડી કરવામાં આવે છે ને ત્યાર બાદ એના વિંટા વાળી સુકવે છે ને પછીથી તે કાપીને ૨૫ થી ૫૦ સ્કવેર ઇંચના કકડા કરવામાં આવે છે જે અકેક કકડાનો બળતણ તરીકે ઉપયોગ કરવામા આવે છે. ચાલુ મહાભારત યુધમાં એનો છુટથી ઉપયોગ કરવામા આવે છે

(૨) કાગળના માવાની સાથે ઓક્સીડાઇઝડ ઓઇલ (Oxidised oil) ની મેળવણી કરવાથી તે નરમાસ પકડે છે અને (Elastic) સ્થિતિસ્થાપક થાય છે. આથી કરીને જમીન પર પાથરવાને લાયક કાપડ બની શકે છે, જે (Linoleum) લીનોલીઅમ કરતાં સસ્તુ પડે છે તેમજ આંખને વિશેષ સુંદર લાગે છે.

(૩) ઉપલાજ કાગળના માવામા જો શીલાજીત અને તે જાતના પદાર્થની મેળવણી કરવામાં આવે તો, એવી એક જાતની "ફેલ્ટ" બને છે કે જેનો ઘરમાં છત તરીકે સારો વપરાસ થઇ શકે છે.

અપૂર્ણ.

---

મેટેલીક શીલીંગની સારી ડીઝાઇન ગમશે કે?

# SOME RECIPES IN TRADE

## ધંધાને વેઠરૂપ ન ગણવો હોય તો:—

તેમાં આનંદ લો.

તેને ચાહતાં શીખો.

તેથી ઉદ્વેગ ન પામો.

એક દીલથી કામ કરો.

તેમાં મજાહ છે, એમ માનતા જાઓ.

કોઇક ઉદ્દેશપુર્વક મંડયા રહો.

તમારા તનમનથી એ પાછળ મંડયા રહો.

વેઠ ઉતારવા માફક કામ ન કરો.

તેમાંની ગુંચ જાણવા યત્ન કરો.

એક પછી એક, એમ કામ હાથ પર લો.

તે ધંધા માટે પુરેપુરા લાયક બનો.

તેને તમારૂં ચરિત્ર ઘડનાર બનાવો.

એક કારીગર માફક કામ કરો, નહી કે એક મજુર માફક.

ઉલ્લાસથી કામ કરો—તમોને અનુકુળ ન થઇ પડતો હોય તોએ.

આગળ ઉપર એથી ઉદય થશે એમ ધારી કામમાં મશગુલ થાઓ.

તમે પણ સર્વશક્તિમાન ઇશ્વર સાથે એક કામ કરનાર છો એમ માનો.

જે ધંધો કરતા હોવ તેના કરતા મોટા પ્રકારનો ધંધો કરવા ઉત્સાહ રાખી, યોગ્ય બનો.

ધંધામાંનું અરૂચતું કામ પણ મન ગમતાં કામ માફક ઉલ્લાસથી કરો.

એમ માનતા જાઓ કે કામ ધંધોજ જીંદગીને ઉત્કર્ષ તથા ગૌરવવાળી કરે છે.

બની શકતું હોય તો સ્વભાવથી જે ધંધા માટે લાયક હો તે પસંદ કરો.

ગમે તેવો તે ઉતરતી કોટીનો હોય તો પણ તેમાં કંઇ ફાયદો તથા ઓજસ્વિતા જુઓ.

એમ ખાત્રીથી ગાનજો કે ફકત કામથી (ઉદ્યોગથી) કરીનેજ તમે પુર્ણતાની ટોચે પહોચશો.

તમે તમારૂં કામ સારી રીતે કરો એજ તમારી વર્ત્તણુકનું મોટામા મોટું પ્રમાણપત્ર છે એની અંદરથી કેટલો લાભ મેળવી શકો તે કરતા કેટલો લાભ આપી શકો તેનો વિચાર કરો.

તો તે સારી રીતે કરવો—આંખ, કાન, હાથ તથા મગજ–કહો કે બધીજ શક્તિને તે યોગ્ય રીતે કરવા કેળવો.

તમારી વર્ત્તણુકમા જે સદ્ગુણો હોય તેને સબળ કરવાને તથા દુર્ગુણોને દુર કરવાને તેનો ઉપયોગ કરો.

ફત્તેહમંદ થવાનીજ નેમ રાખો—બાકી બીજા કંઇમાં સંતોષ ન માનો; આગળ કોઇ પણ વખત કંઇ કામ કર્યું હોય તે કરતાં સારી રીતે કરવા પ્રયત્ન કરો.

એટલું ખાસ યાદ રાખજો કે હરેક ધંધામાં તમારા ધંધા કરતાં જુદા પ્રકારના લાભ તથા ગેરલાભ છે, મુશ્કેલી તથા મુઝવણો તેમાં જુદા પ્રકારની હોય છેજ.

રામાશ્રમ<br>મુંબઇ, ૪<br>૧૪-૯-૧૬ } ચિરંજલાલ છગનલાલ બી. એ

# WAR AND TRADE.

## GOVERNMENT NOTIFICATIONS.

# ચાલુ લડાઇને પ્રસંગે વ્હેપાર સંબંધી બહાર પડેલાં વધુ સરકારી જાહેરનામાં.

જરમની તરફથી કૉન્ટ્રેબૅન્ડ તરીકે જાહેર થયેલા માલોની યાદીમા " સીમીટ " નો વધારો કરવામા આવ્યો છે

---

**યુનાઇટેડ કીન્ગડમમાં તંબાકુની આયાત**

ગયા ફેબ્રુઆરી માસમા યુનાઇટેડ કીન્ગડમમા તબાકુ તથા તંબાકુના માલની આયાતની મનાઇ કરનારૂં જે જાહેર નામું નામદાર શહેનશાહની સરકાર તરફથી બ્હાર પાડવામાં આવ્યુ હતુ, તેના સબધમા બૉર્ડ ઑફ ટ્રેડ તરફથી હાલ એવું જણાવવામા આવ્યું છે કે, બ્રિટીશ સંસ્થાનોમાં પાકેલો તબાકુ યુનાઇટેડ કીન્ગડમમાં આયાત કરવાની રજા આપવા માટે ક[illegible]ઓને એક સામાન્ય લાઇસન્સ [illegible]વામા આવ્યું છે અને તબાકુના સંબંધમાં સર્ટીફીકેટ ઑફ ઑરીજીનની જરૂર પડશે [illegible]વામાં

---

**સ્વીટઝરલૅન્ડની મેન્ડોઝ કેમીકલ વર્કસની પેઢીસાથે વ્યાપાર**

નામદાર સરકાર તરફથી જ[illegible]ર આવ્યુ છે કે [illegible]ડ ગ તેની મેન્ડોઝ કેમીકલ વર્કસ જેનું [illegible] નામ કેમીશે ફેબ્રીક ઑફ [illegible]મેલ છે, તે પેઢી સાથે વ્હેપાર કરવા વાંધો નથી. આ સબધી તા૦ ૧૪ મી જુલાઇ ૧૯૧[illegible] રોજ જે એક પત્ર લખવામાં આવ્યો હતો તે હુકમ હવે રદ થયો છે

---

**મૅકસીકો ખાતે માલની નિકાશ**

નામદાર હિંદ સરકાર તરફથી નીચે મુજબના તારની એક નકલ હમને મોકલવામા આવી છે

" પરદેશ ખાતાની ઑફીસ નિકાશ કરનારા વ્યાપારીઓને [illegible] છે કે, મૅકસીકોમા હાલ ચાલેલી ગડબડ જોતા ત્યા માલ મોકલવો હાલ સલાહ ભરેલું નથી. "

---

ટન્ગસ્ટનવાળી કાચી ધાતુઓની ખરીદના સબધમા નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટ તરફથી જે તાર મોકલવામા આવ્યો હતો જેની વિગત સપ્ટેમ્બર માસના ચેમ્બરના માસિકના અંકમા ૧૧૬ મા પૃષ્ઠ પર છાપવામા આવી હતી, તેમા ' એક સેન્ટ" શબ્દોને બદલે " એક ટકો " એ શબ્દો વાચવા એમ જણાવવામા આવ્યુ છે.

---

યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરીકામા જે પેઢીઓ પર કાચા ચામડા તથા ચામડીઓ

મોકલી શકાય તેવી પેઢીઓનાં નામની યાદીમાં સુધારો કરનારી વધારાની યાદી હમને મળી છે. (તા. ૨૯મી ઑગષ્ટ ૧૯૧૬—તા. ૯મી સપ્ટેમ્બર ૧૯૧૬.)

---

યુનાઇટેડ કીન્ગડમમાંથી જે જે માલોની નિકાશની મનાઇ કરવામાં આવી છે તથા જેની નિકાશ પર કોઇક રીતનો અંકુશ મુકવામાં આવ્યો છે, તેમાં કરવામાં આવેલા સુધારાઓ હમને જણાવવામાં આવ્યા છે.

---

ચીન તથા સિયામમાંની જે જે પેઢીઓ સાથે આયાતી તથા નિકાશ વ્હેપાર થઇ શકે તે પેઢીઓનું સુધારેલું તથા વધારાનું લીસ્ટ હમારા પર મોકલવામાં આવ્યું છે.

---

યુનાઇટેડ કીન્ગડમમાં નીચેના માલોની આયાતની તા. ૧લી ઑગષ્ટ ૧૯૧૬થી મનાઇ કરનારૂં એક જાહેરનામું તા ૧૮મી ઑગષ્ટ ૧૯૧૬ને રોજ ત્યાં બહાર પાડવામા આવ્યું હતું.

(૧) ચેસ્ટનટનો અર્ક.

(૨) લૅકર્ડ વેર. બારીના કાચ તથા કાચના ટેબલ વેર.

---

બ્રિટીશ સરકાર તરફ આરી નિયત ધરાવનારી ઇરાનમા વ્હેપાર કરતા દુશ્મન પ્રજાના વ્હેપારીઓના નામોની યાદીમાં મોહમેરાહના ઑવમર્ડ હુગુઝ નામના વ્હેપારીનું નામ વધારવામાં આવ્યું છે

---

જાપાનમાં અબરખ આયાત કરવા માટે મંજુર થયેલી પેઢીઓમાં મેશર્સ મીટસુબીશી કંપનીનું નામ ઉમેરવામાં આવ્યું છે.

---

જે જે માલો બ્રિટીશ કૉન્સ્યુલર અધિકારીઓના નામ પરજ મોકલી શકાય એવો હુકમ થયો હોય, તે માલો માટેનાં બીલ્સ ઑફ લેડીંગ નીચેની બે રીતમાંથી કોઇ પણ એક રીતે કરવા પડશે એમ ઠરાવ કરવામાં આવ્યો છે.

૧) મંજુર થયેલી જે પેઢી પર માલ મોકલવાનો હોય તે પેઢીને હિસાબે બ્રિટીશ કૉન્સલના નામે.

૨) મંજુર થયેલી જે પેઢી પર માલ મોકલવાનો હોય તે પેઢીનું નામ બૅંક તરફથી જાહેર કરવામા આવે એવી શરતે કોઇ બૅંકને ખાતે બ્રિટીશ કૉન્સલના નામે.

---

જે જે માલોની નિકાશની મનાઇ કરવામાં આવી છે પણ કસ્ટમ્સ કલેકટર તરફથી લાઇસન્સ મેળવી ચઢાવી શકાય છે તે માલો માટેનાં લાઇસન્સ અત્યાર સુધી "બ" ફૉર્મ પ્રમાણે આપવામા આવતાં હતા તે હવેથી "અ" ફૉર્મ પ્રમાણે આપવામા આવશે. એવું જણાવવામા આવ્યું છે કે આ નવાં ફૉર્મ દાખલ કરવાથી હાલની રૂઢીમા ફેરફાર કરવામાં આવ્યો નથી પણ નવા ફૉર્મમા ફક્ત જે શર્તોએ નિકાશની રજા આપવામા આવી હોય તે શર્તો જ દાખલ કરવામાં આવી છે. જુદા જુદા માલો માટે શર્તો જુદી જુદી છે પણ દરેક લાઇસન્સમાં એક સામાન્ય શર્ત એ છે કે બીલ્સ ઑફ લેડીંગ, ઇન્વૉઇસ મૅનીફેસ્ટ વગેરે દસ્તાવેજોમા જે માણસને માટે અથવા જે જગ્યાએ મોકલવાને માટે લાઇસન્સ આપવામાં આવ્યું હોય તેનાં નામ ફરજીયાત દાખલ કરવાં જ જોઇએ. લાઇસન્સ ફૉર્મની નકલ હમારાપર મોકલવામા આવી છ..

---

દુશ્મનને લગતી બ્રિટીશ હિંદમાંની મીલકતની નોંધ સંબંધી બ્હાર પડેલી વર્તમાનપત્ર જોગી ખબર તથા તે સંબંધો ઘડવામાં આવેલા નિયમોની નકલ હમને મળી છે.

---

નામદાર સરકાર તરફથી જણાવવામાં આવ્યું છે કે, જ્યુટના સંબંધી અંકુશની ફરી ચીન માટે પણ તા. ૪ થી સપ્ટેમ્બરથી દાખલ કરવામાં આવી છે. અને કે જ્યુટ તથા જ્યુટના માલો તે દેશે મોકલવા માટે મંજુર કીધેલી પેઢીઓને માટે મંજુર કીધેલે બંદરોએ સરકારી કૉન્સલોના નામ પર ચઢાવવામાં આવે તોજ તે માટે રજા આપવામાં આવશે

નીચેનાં બંદરો તથા નીચે જણાવેલી પેઢીઓ મંજુર થયાં છે.

મંજુર થયેલાં બંદરો.

શૅન્ગાહી
હૅન્કો.
ટોએન્ટ્સીન.
ન્યુશ્વન્ગ.
નીન્ગપો.
ફૂચુ.
સ્વૅટો.
કૅન્ટૉન.

શૅન્ગાહીમાં મંજુર થયેલી પેઢીઓ

એઇબ.
ઍન્ડરસન મેયરની કુ. લી
ઍન્ગ્લો ચાઇનીઝ ઇન્ટૅન્ટીગ કમ્પની.
આર્ટસ ઍન્ડ ક્રેફ્ટ્સ લી.
બર્કહીલ એ. આર ઍન્ડ સન્સ
ચાઇના કમરશીયલ કમ્પની.
ચાઇના સીલ્ક એજન્સી કમ્પની લી.
ડેવીડ ઍન્ડ કમ્પની
ઇસ્ટ એસીયાટીક કમ્પની લી
ઇસ્ટર્ન ટ્રેડીંગ કમ્પની.
એસર એલ. સી. ઍન્ડ કમ્પની.
જોસફ બ્રધર્સ.
કરમ ઇલાહી એચ ઝેડ એન. ઍન્ડ કમ્પની
લેવી સાઇમાન ઍન્ડ કમ્પની.
લીડલ બ્રધર્સ ઍન્ડ કમ્પની.
મૅકેન્ઝી ઍન્ડ કમ્પની.
રેસાઇન ઍકેડમાન ઍન્ડ કમ્પની.
સાઇનો સ્વીસ કમરશીયલ કમ્પની અગવા (એમ વીન્ટલર) સ્લો ઍન્ડ કમ્પની,
વીલુડા ડી ઍન્ડ કમ્પની.

હૅન્કો તથા શંગાહીમાં

આરનોલ્ડ એચ. ઇ
સાસુન ડેવીડ અન્ડ કમ્પની

ટીએન્ટસીનમાં.

કોલીન્સ ઍન્ડ કમ્પની.
વીલ્સન ઍન્ડ કમ્પની.

હેન્કોમાં

કોસાન્ટેલી બ્રધર્સ
પીટરસન ઍન્ડ કમ્પની.

સ્વૅટોમાં.

હોંકશીયાન્ગ ઍન્ડ કમ્પની

હૅન્કો શૅન્ગાહી ઍન્ડ ટીએન્ટસીનમાં

જારડીન મૅથીસન ઍન્ડ કમ્પની લી.
મીટસુઇ બુશાન કેશા લી.

યુનાઇટેડસ્ટેટ્સ ઑફ અમેરીકા ખાતે કાચાં ચામડાંની નિકાશ જે જે મંજુર થયેલી પેઢીઓ પર કરી શકાય તેના નામની વધારાની યાદી હમને મળી છે.

---

# CHAMBER'S SECTION.

## ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરોની કમીટીની એક સભા તા ૯ મી ઑગષ્ટ ૧૯૧૬ ને રોજ સાંઝના ૨ કલાકે (મું ટા.) ભરવામાં આવી હતી, જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

૧) ઑન શેઠ લલ્લુભાઇ શામળદાસ સી. આઇ. ઇ.
૨) ઑન. શેઠ મનમોહનદાસ રામજી
૩) સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી
૪) શેઠ જેઠાભાઇ વાલજી
૫) શેઠ એસ. ઇ. વૉર્ડન
૬) શેઠ એમ પી માદન
૭) શેઠ મોતીલાલ વલ્લભજી
૮) શેઠ મોરારજી વેલજી
૯) શેઠ ચતુર્ભુજ શીવજી
૧૦) શેઠ નારાણજી હરીભાઇ

૧) ગયા વખતની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કેરવામા આવી હતી.

૨) રેલ્વેમાં ઘની માલની ભીડને માટે નામદાર સરકારનો પત્ર આવ્યો હતો જે બાબતના જવાબમાં એમ લખવાનું ઠેરવવામાં આવ્યું હતું કે, આ કમિટી સામાન્ય રીતે કોઇ પણ જાતની પસંદગીની રૂઢી વિરૂદ્ધ છે, પણ કે હાલના સંજોગો જોતા ખાસ જરૂર જણાય તો ઔદ્યોગિક કામને માટે વપરાસમાં આવતા કોલસાને પસંદગી આપવી.

૩) મેશર્સ નગીનદાસ અને માણેકલાલ તરફથી એક પત્ર આવ્યો હતો જેમાં જણાવવામાં આવ્યું હતું કે સરકારના અમુક ઠરાવો તેઓને મળી શકતા નથી. તેમને એમ જવાબ લખવાનું ઠેરવવામાં આવ્યું હતું કે, જો આ ઠરાવો ગૅઝીટમાં નહિં છપાયા હોય અને સરકાર તરફથી ખાનગી ગણવામાં આવતા હોય, તો તે બાબતમા કમિટી કઇ કરી શકે એમ નથી.

૪) સાઉથ આફ્રીકાના વેપારી શેઠ મુસાએ એવી જાતની સૂચના કરી હતી કે દક્ષિણ આફ્રીકામાં હાલ હિંદુસ્થાનમાં બનેલો કાપડનો માલ ઘણા પ્રમાણમાં આવવા લાગેલો છે, તો ત્યાં અત્રેના મીલવાળાઓ તરફથી કંઇક મ્યુઝીયમ જેવું ખોલવામાં આવે તો ઘણો લાભ થવાનો સંભવ છે. હાલ તુરત જો તેમ ન થાય તો તેઓ પોતે પોતાની પેઢી ઉપર કાપડના નમુનાઓ રાખવાને તૈયાર છે. આ બાબતમાં શ્રી મુસાને મુંબઇની મીલ ઓનર્સ ઍસોસિએશનને લખવાનું જણાવવાનો તેમજ ચેમ્બરના સભાસદોનું ધ્યાન ચેમ્બરના માસિક દ્વારા ખેંચવાનો ઠરાવ થયો હતો.

૫) મેશર્સ ઍલેમ્બીક કેમીકલ વર્કસ તરફથી તેમની કેટલીક ફરિયાદો ઉપર ધ્યાન ખેંચનારો એક પત્ર આવ્યો હતો જે બાબતમાં એમ ઠરાવ થયો હતો કે, નામદાર સરકારના વ્હેપાર અને ઉદ્યોગ ખાતા ઉપર તે વિષે લખવું.

૬) ગોદર્સ ઊશી ઍન્ડ સન્સ તરફથી પત્ર આવ્યો હતો કે, મેશર્સ શીવ હેમઅમરની કું. જેઓ આ ચેમ્બરના સભાસદ હતા તેમનું

કામકાજ તેઓએ લીધેલું હોવાથી તેમને દાખલ ફી લીધા વગર ચેમ્બરના સભાસદ તરીકે ગણવાની કમિટીએ મ્હેરબાની કરવી કમિટીએ એ પ્રમાણે ઠરાવ કર્યો હતો કે, તે બન્ને એકજ કંપની ન હોવાથી દાખલ ફીથી તેમને મુક્ત કરી શકાય નહિં.

૭) શેઠ અહમદ પ્યારઅલીભાઇ તરફથી ચેમ્બરના સભાસદ થવા માટે અરજી આવી હતી, જે પર વિચાર કરતાં તે માટેના મતપત્રકો સભાસદોમા ફેરવવાનો ઠરાવ થયો હતો તથા બૅલટ બૅાક્સ ખુલ્લી રાખવાના દિવસો તા-૧૮ મી ઓગષ્ટ ૧૯૧૬ થી તા-૨૫ મી ઓગષ્ટ ૧૯૧૬ સુધીના મુકરર કરવાનો ઠરાવ કરવામા આવ્યો હતો તથા સ્ક્રુટિનિયર તરીકે શેઠ મોતીલાલ વલ્લભજીને નીમવામા આવ્યા હતા.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

## ટ્રાન્સ્ફર ઑાફ્ પ્રૉપર્ટી ઍક્ટમાં સુધારો કરવાનો ખરડો.

ચેમ્બરની કમિટીએ આપેલો અભિપ્રાય

એ. એફ. કીન્ડરસ્લી એસ્કવાયર.

આઇ સી. એસ

નામદાર મુંબઇ સરકારના અન્ડર સેક્રેટરી

ન્યાય ખાતું

મુંબઇ.

સાહેબ.

અન્યાય તથા અગવડો ખમવા પડે તે અટકી શકે તે કલમો રાખવા બાબત તેઓ સંમતી ધરાવે છે પ્રીવી કાઉન્સીલના મજકુર દાવા પરના ચુકાદા પ્હેલા જુદી જુદી હાઇકોર્ટોએ 'એટેસ્ટ' શબ્દના જુદા જુદા અર્થ કર્યા હતા. અને એ અર્થોને આધારે ઘણાઓએ મૉર્ટગેજના પ્રિવીકાઉન્સીલના મજકુર દાવાના ચુકાદા પ્રમાણે એ સોદાઓ ખોટ કરી શકે અને તેથી ઘણી અગવડ થવા પામે. એટલુંજ નહિ, પણ ઘણો દગો અને ગેરવર્તણુક પણ સંભવે. મ્હારી કમિટી દીલગીર છે કે બીજા નંબરની કલમ સાથે તેઓ સંમતી ધરાવી શકતી નથી, જે કલમથી "ઍટેસ્ટ" શબ્દને તદનજ નવો અર્થ આપવામાં આવ્યો છે મ્હારી કમિટીને ધારતી રહે છે કે આથી આખો કાયદો કંઇક નબળો પડવા પામે

આ કાયદાના સંબંધમા મ્હારી કમિટી એવો અભિપ્રાય ધરાવે છે કે અંકુશો કાઢી નાખવાથી વધારે ગુંચવણ તથા અન્યાય થવા પામશે દરેક દાખલાઓમા દેવાદારજ ફક્ત ગુન્હેગાર હોતો નથી, પણ કોઇક વખત લ્હેણુ દાર પણ ગુન્હેગાર હોય છે. દેવાદારના કરતાં લ્હેણદારને પૈસાનું વધુ જોર હોવાથી દેવાદાર પર અસર કરી શકે.

મૉર્ટગેજના દસ્તાવેજ પર લ્હેણદાર સહી કરવાને દેવાદારને કોઇક વખત ફરજ પાડી (નવી સૂચવેલી કલમ અનુસાર) બે સાક્ષીઓની સહી કરાવી લે પરદાનશીન બાનુઓની સહીઓના સબંધમા એવોજ દગો થવા પામે તેએ ના-

## CREASED DUTY ON 'VOILES.'

## "વાયલ" નામના કાપડ પર જકાતમાં વધારો.

"વાયલ નામના એક જાતના કાપડ પર અત્યાર સુધી ૩॥ ટકાની જકાત લેવામા આવતી હતી તે વધારી ૭॥ ટકા કસ્ટમ્સ કલેકટર તરફથી કરવામાં આવી હતી, એ સબંધી કમિટીનું ધ્યાન ખેંચાયું હોવાથી તેઓએ કસ્ટમ્સ કલેકટર પર એ વિષે લખી જણાવ્યુ હતુ. ત્યારબાદ તેઓ સાથે કમિટીના પ્રતિનિધિઓની મુલાકાત થઇ હતી અને છેવટે એવું નક્કી થયુ હતું કે જો કપડાના ઉભા દોરામાંનો યા આડા દોરામાંનો ½ યા તેથી વધારે ભાગ રેશમ હોય તો ૭॥ ટકા જકાત લેવામા આવે. જો કપડાના ઉભા દોરા તથા આડા દોરા બન્નેમા બનાવટી રેશમ હોય તો રેશમનો ભાગ ગમે તેટલો ઓછો હોય તોપણ તેના પર ૭॥ ટકાની જકાત લેવામા આવે. આ ગોઠવણની અસર તા૦ ૭ મી જુલાઇ ૧૯૧૬ થી ચાલુ થયેલી ગણવામા આવશે

---

## JUTE BAGS

## જ્યુટના કોથળા.

નામદાર સરકાર તરફથી કમિટીનો અભિપ્રાય પુછાવવામા આવ્યો હતો કે, યુનાઇટેડ કીન્ગડમથી ફ્રાન્સ, રસીયા, ઇટલી અને સ્વીટ્ઝરલૅંડ સિવાયના પરદેશો ખાતે જ્યુટના કોથળાઓમા પૅક કરી માલ નિકાશ કરવાના સંબંધમા, એ કોથળાઓ દુશ્મન દેશે નહિં પહોંચે એવી રીતની ગૅરંટી માલ નિકાશ કરનારાઓ પાસે લેવી કે કેમ? વળી એમ પણ પુછાવવામા આવ્યું હતુ કે બધા નિકાશ થતા માલો જ્યુટના કવરમા પૅક કરી મોકલવામા આવે છે, એ ખરૂ છે કેમ?

### કમિટી તરફથી મોકલવામાં આવેલો જવાબ.

સાહેબ,

આપના તા. ના ૩૦૩૦ નબરના પત્રના જવાબમા લખવાનુ કે મ્હારી કમિટીને તપાસ કરતા જણાયુ છે કે, તમારા પત્રમા જણાવેલા તમામ માલો નિકાશ કરવા માટે જ્યુટના બનેલા કોથળાઓમા પૅક કરવામાં આવે છે, કારણ પૅકીંગને માટે જ્યુટ ઘણુ ટકાઉ હોય છે.

જે નિયમ દાખલ કરવાની સૂચના કરવામા આવી છે તેનાથી નિકાશ કરનારા વર્ગના મોટા ભાગને ઘણી અગવડ થવાનો ભય રહે છે નિકાશ કરવામા આવતા માલ દુશ્મન દેશે નહિ પહોચે એવી રીતની ગૅરંટી માંગવામા આવે પણ મ્હારી કમિટી અત્રે જણાવવા રજા લે છે કે, તે આપતા તેઓને ઓછી મુશ્કેલી પડશે નહિં.

માલ મોકલેલી જગ્યાએ પહોચ્યા પછી તેના જ્યુટના ઢાંકણો કયે દેશ મોકલવામા આવે છે તે શોધી કાઢી નકકી કરવાનુ નિકાશ કરનારાઓ માટે અશકય છે નામદાર સરકાર જાણે છે ત મુજબ પરદેશોમાથી જ્યુટના કોથળાઓમા ભરાઇને અત્રે માલ આયાત થાય છે દાખલા તરીકે સ્પેઇન અને ઇટલીમાથી બદામ, આજ કેટલાએક વર્ષો થયા આવે છે એ કોથળાઓ દેશમા વપરાસ માટે યા બીજા નિકાશ માલો ભરવા માટે વપરાસમા આવે છે, કારણ તે ઘણા સસ્તા પડે છે. આ ઉપરથી જણાશે કે જે નવો ધારો સૂચવવામા આવ્યો છે, તે વ્યવહારમા મુકવો જો કે અશકય નહિ પણ કેટલોક મુશ્કેલ છે.

આ સજોગોમાં મ્હારી કમિટી એવો અભિપ્રાય ધરાવે છે કે, એ નવો ધારો વ્યવહારમા ચાલી શકે એમ નથી અને તેથી તે સૂચના કાઢી નાખવી જોઇએ.

---

# OTHER CHAMBERS.

# બીજી ચેમ્બરો.

## બંગાળ ચેમ્બર.

### યુનાઇટેડ કીન્ગડમમાં ઉનની શેતરંજીઓની આયાતની મનાઈ

યુનાઇટેડ કીન્ગડમમાં ઉનની શેતરંજીઓની આયાતની કરવામાં આવેલી મનાઇ બાબે ચેમ્બરની કમિટીનું ધ્યાન ખેંચાયું હતું. હિંદનો શેતરંજી બનાવવાનો ઉદ્યોગ જે યુનાઇટેડ પ્રોવીન્સીસમાં મીરઝાપુરમાં મુખ્ય ચાલુ છે તે એક કિમતી ઉદ્યોગ છે અને જેનો મુખ્ય આધાર યુનાઇટેડ કીન્ગડમ ઉપર છે. જો કે "હી શેતરંજીઓ ફક્ત ગ્રેટબ્રિટનનેજ નિકાશ કરવામાં આવતી નથી પણ ગ્રેટબ્રિટન એ ઉદ્યો- .. મુખ્ય આધારરૂપ છે. શેતરંજીઓ ઑસ્ટ્રેલીયા, દક્ષિણ આફ્રીકા, ન્યુઝીલૅંડ અને બીજાં સ્થળોએ પણ મોકલવામા આવે છે પણ તે દેશો સાથેનો વ્યાપાર બહુ ઓછો છે. ગ્રેટબ્રિટનમાં આયાતની મનાઈ થયાથી શેતરજીના કારખાનાવાળાઓને કારખાનાં બંધ કરવાં પડે એવી ધાસ્તી રાખવામાં આવી હતી. ચેમ્બરની કમિટીએ આ બાબત નામદાર હિંદ સરકારનું ધ્યાન ખેંચ્યું હતું અને એવી આશા જણાવી હતી કે તેઓની અર્જી પર ધ્યાન આપવામાં આવશે તથા જરૂરી પગલાં લેવામાં આવશે આ બાબત પર કમિટીએ નામદાર સરકારના વ્હેપાર ઉદ્યોગ ખાતાના સભાસદ સાથે પણ ચર્ચા ચલાવી હતી. અને તેઓનું ધાર્વું એવું હતું કે, હિંદી શેતરંજીઓ અમુક જરૂરી જથ્થામાં આયાત કરવા માટે બોર્ડ ઑફ ટ્રેડ તરફથી લાઇસન્સ આપવામાં આવતાં હશે. નામદાર સરકારે જવાબમાં જણાવ્યું હતું કે, યુનાઇટેડ કીન્ગડમમાં શેતરંજીઓની આયાતની મનાઇ કરવાથી એ ઉદ્યોગની સ્થિતિ હિંદમાં કેવી થશે તે સેક્રેટરી ઑફ સ્ટેટને અજાણ નથી અને છેલ્લા મળેલા હુકમો જોતાં આ બાબત તેઓને વધુ અર્જ કરવામાં કંઇ ફાયદો હોય એમ તેઓ જોઈ શકતા નથી છતાં પણ ચેમ્બરનો પત્ર નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટ પર તેઓ મોકલી આપશે.

### રસીયા સાથેનો હિંદી વ્હેપાર.

આ ચેમ્બરના ગયા ફેબ્રુઆરી માસની મીનીટમાં હિંદ અને રસીઆ વચ્ચેના વ્યાપાર સંબંધી કંઈક નોંધ લેવામા આવી હતી તથા જરમનીથી રસીયામાં આગળ થતી આયાતના, વ્હેપારી બાતમીના ડીરેકટર જનેરલ તરફથી મળેલા આંકડા પણ આપવામાં આવ્યા હતા. હાલ તેઓને એવું જણાવવામા આવ્યું છે કે, રસીયા સાથેના મદ્રાસના વ્યાપારના લાભમાં એક હિંદી પ્રતિનિધિ મી. ડી. ટી ચેંડવીક રસીયામા પ્રવાસ કરે છે. તેઓએ હાલ એવુ જણાવ્યું છે કે ફક્ત 'મદ્રાસ સાથેના વ્યાપાર માટેજ નહિં' પણ આખા હિંદ દેશના રસીયા સાથેના વ્યાપાર સંબંધી પુછપરછ તથા તપાસ પણ તેઓ ખુશીથી કરશે. આ ઉપરથી ડીરેકટર જનરલે ચેમ્બરને

# હઠીલી નબળાઈ.

હાલના જમાનામાં સેંકડે ૯૦ ટકા જેટલો ભાગ કમતાકાતીનાં બુરાં દરદથી પીડાય છે, અને પછી સલામત રીતે ઇલાજ કરાવાને બદલે ચકચકીત જાહેર ખબરો વાંચીને ગભરાટના મારેલા, મોટી મોટી કીંમતની દવાઓ અને તેવીજ ગંભીર અને નુકશાનકારક પટીઓ વાપરીને ફાઇજ ગુણ તો નહીજ થતાં પોતાના શરીરની અને પઇસાની ખરાબી કરીને બીચારા આબરૂને લીધે ગીરફતારીમા ફર્યા કરે છે. અને ઘણીક વખતે પોતાની કીંમતી જીંદગીનો કમોતે અંત પણ લાવે છે. બાબદ વીચારવા જેવી છે ખરી, પણ એમ નથી કરતું જે તે બીચારાઓએ તેવીજ હાલતમાં સબડયા કરવુ માટે હાલમાં જાણીતા ડાકટરે, ઘણોજ ચોકસ, ખાતરી પુર્વક, અને રામબાણ ઇલાજ શોધી કાઢયો છે, જે ઇલાજ કરવાથી તે માણસ પાછી તાકાત મેળવી શકે છે. છેટલા (૫) વરસમાં આ ઇલાજ રકમબંધ પારસી, ખોજા, ભાટીયા, મેમણ, વોહરા, ઇંગ્રેજ, ખ્રીસ્તી તથા યાહુદી ગૃહસ્થોનો કરવામાં આવ્યો હતો અને તેનું પરીણામ સેકડે ૭૫ ) ટકા લાભકારક આવ્યું હતું. ઉપલા લાભ કારક પરીણામ પછી ઇલાજ બહાર પાડવામા આવ્યો છે, માટે એક ગ્રહસ્થ ગમે તેવી કમતાકાતીથી પીડાતો હશે. નાદાનીયતની ગફલતીથી અથવા કોઇબી કારણથી તાકાત જતી રહી હોય, અસલ કરતાં ઓછી માલમ પડતી હોય, તો નીચે લખેલે ઠેકાણે પહેલાં ૧ કાગળ લખીને વીગતવાર છાપેલું ખુલાસાપત્ર મંગાવવુ. તે ધ્યાનથી વાચીને સાથે બીડેલા સવાલ પત્રક ભરીને દવા જો મંગાવવી હોય તો કાંઇબી શરમાવા વગર મોકલી આપવું, જે ખુલાસા પત્રમા દરેક બાબદનો સંતોષકારક ખુલાસો દવા શું છે, દવા શું કામ કરે છે, દવાની કીંમત શું છે, દવા વાપરીને આરામ પામેલા ગૃહસ્થો શું સરટીફીકેટ આપે છે વીગેરેનો સર્વ ખુલાસો કાંઇબી ટપાલ ખચ લીધા વગર તદનજ મફત મોકલી આપવામાં આવશે, પછી તે આવેલી કીમત પ્રમાણે દવા બનાવીને મોકલવામાં આવશે જેથી કરીને શરમાવાનું કારણ રહેશેજ નહી ખાત્રીથી માનવું જે દરેક દરદીની હકીકત તદનજ ખાનગી રાખવામાં આવશે, એક દરદીનુ નામ બીજા દરદી આગળ બાંગ ફુંકવાની મતલબથી દેવામાં આવશેજ નહી. ખાનગી રાખવાની બાબદ વકીલને બારણે થએલા લખત બરાબર સમજવી જે ગૃહસ્થોએ મોટા મોટા ડાકટરો તથા રાજવંશી હકીમોની મુલાકાત લીધી હોય સેંકડો રૂપીઆ બગાડયા હોય, તેવા ગૃહસ્થોને પણ આ દવાથી ફાયદો તો થશેજ દવામાં રસાયણ મરેલી ખાક, ધાતુ શોમલ, પારો, અફીણ, વછનાગ અથવા તો શરીરપર ફુટી નીકળે એવી અથવા તો દવા વાપરવા પછી આબરૂને નુકશાન પહોચે તેવી કશી પણ ચીજ વાપરવામા આવતીજ નથી, જે વીષેની ખાતરી માનવંત મુંબઇ સરકારની ગવરમેંટ લેબોરેટરીમાં વીદ્વાન સરકારી ડોકટરે આ દવા તપાસીને આપેલી સરટીફીકેટ ખુલાસા પત્રમાં વાંચવાથી પુરેપુરી ખાતરી થશે, જેથી પરેજી કરવાની પણ જરૂર નથી. દવા નીર્ભય છે, દવાની કીંમત સેંકડો રૂપીઆ નથી. કીંમત પણ નજીવી, શકતીની દવાની જાહેરખબરો તો હાલમાં ઉશરાઇ વંગાઇ જાએ છે, પણ હવે તે લોકો વાપરીને કંટાળી જઇને સમજવા લગે છે જે એકજ પેટંટ દવા સર્વે ની તબીઅતને માફક આવતી નથી અને પઇસાની ખરાબી થાય છે, અને તેટલા માટેજ આ દવા ફકત મુંબઇમાંજ નહિ, પણ આખા હીંદુસ્થાન, ગુજરાત અને લંબાણુ દુર દેશાવરોમા પણ આશકારા થઇને વીશ્વાસ પામી છે, એજ તેની ખરાપણાની સાબેતી છે ખુલાસા પત્ર વાંચીને દવા મંગાવવાનીજ જરૂર નથી, પણ એ બાબદના ઇલાજની જરૂર હોય તો ખુલાસા પત્ર મંગાવીને વાચવાની ખાસ ભલામણ કરવામાં આવે છે બહારગામ તથા મુબઇના ગૃહસ્થોએ ઇંગ્રેજી અથવા તો ગુજરાતીમ કાગળ લખીને ખુલાસાપત્ર મગાવી વાંચી પોતાની ખાત્રી કરવી.

ડાકટર પેત્રીક પોષ્ટ નબર ૧૧ મુંબઇ.

લખી જણાવ્યું છે કે, ચેમ્બરના જે સભા સદને કંઇ પુછપરછ કરવી હોય તો તે મી૦ ચેંડવીક પર મોકલી આપવા માટે તેઓ પર મોકલવી.

## કરાંચી ચેમ્બર.

### જ્યુટના ઢાંકણોમાં ભરી કરવામાં આવતી માલની નિકાશ

જ્યુટના કોથળાઓમા ભરી માલ નિકાશ કરવામા આવે તેના સબંધમા જેના પર માલ મોકલવામા આવે તેના તરફથી એવી ગૅરંટી લેવામા આવે કે તે જ્યુટના ઢાકણો દુશ્મન દેશે નહિ પહોંચે એવી સૂચનાનો નામદાર સેક્રેટરી આફ સ્ટેટ તરફથી નામદાર હિંદ સરકારને જે તાર મળ્યો હતો, તે બાબત ચેમ્બરનો અભિપ્રાય સીંધના ચીફ કલેક્ટર તરફથી પુછવામા આવ્યો હતો જેમણે એમ જણાવ્યું હતું કે હૉલંડ, ડેનમાર્ક, નૉર્વે તથા સ્વીડન માલો ટ્રસ્ટ પર ચઢાવવામા આવે છે જે એક દેશે માલ મોકલવાની રૂઢીમા ફેરફાર કરવાનો છે તે સ્પષ્ટ છે. કોથળા અથવા ગાસડીના જ્યુટના ઢાંકણનું સરાસરી વજન કેટલુ થાય છે તે પુછાવવામાં આવ્યુ હતુ. તેના જવાબમા ચેમ્બરે જણાવ્યુ હતું કે કોથળાનું વજન ૨¾ રતલ, રૂની ગાસડીના ઢાકણનું વજન ૧¾ રતલ તથા ચામડાની ગાસડીના ઢાકણનું વજન ૧ રતલ થાય છે

આ સવાલ સબંધી નામદાર હિંદ સરકારે છેવટનો જે ઠરાવ બ્હાર પાડેલો છે તે આ માસિકમા બીજી કોઇ જગ્યાએ આપવામા આવેલો છે

### હિંદી ઉદ્યોગોને લગતુ કમિશન

આ કમિશન જ્યારે મુબઇમાં આવે ત્યારે કરાંચી સબંધી ક્યા ક્યા ઉપયોગી સ્થાનિક ઔદ્યોગિક સવાલો પર કમિશનને વિચાર કરવાની સૂચના ચેમ્બરને કરી છે, તે બાબેનું એક પત્રક મોકલવાની ફરમાસ થઇ હતી તેના જવાબમાં ચેમ્બરે સીંધના ફીશીંગ ઉદ્યોગ સંબધી ભલામણ કરી હતી.

### રેલ્વેનો વહિવટ.

હિંદમાની રેલ્વેઓનો વહિવટ સરકાર હસ્તે કે કમ્પની હસ્તે કરવો વધારે યોગ્ય છે, તે સવાલ પર ચેમ્બરનો અભિપ્રાય માગવામાં આવ્યો હતો. એ સંબધી વિચાર કરવા સબ કમિટી નીમવામા આવી હતી જેણે સ્ટેટ મૅનેજમૅન્ટ માટે મત આપ્યો હતો જે પ્રમાણેનો અભિપ્રાય રેલ્વેબોર્ડને જણાવવામા આવ્યો હતો કમિટીના એક સભાસદ મી૦ જે. એલ નરે આ મતથી જુદા પડયા હતા

### હિંદની રેલ્વેઓ પર માલની ભીડ.

રેલ્વેઓ પર માલની ભીડ થાય તો કયા માલને વધુ પસંદગી આપવી, તે સવાલ પર ચેમ્બરે એવો અભિપ્રાય આપ્યો હતો કે કોઇ પણ જાતના માલને વધુ પસંદગી આપવી યોગ્ય નથી કારણ આવી પસંદગી આપવાથી જાહેર અસંતોષ થવા પામે.

### કરાંચીના બંદરમાં માલ તાકીદે ઉતરવા તથા ભરવાની સુચના

મુંબઇના દરિયાઇ ખાતાના સેક્રેટરી તરફથી સીંધના કમિશનરને આ સબંધી કરવામા આવેલી સૂચનાના પત્રની નકલ મોકલવામા આવી હતી તથા એમ પુછાવવામાં આવ્યું હતુ કે માલ ઉતારવા તથા ભરવામા વધુ ઉતાવળ થઇ શકે કે કેમ ? આ સંબધી ચેમ્બરે જણાવ્યું હતુ કે, કરાચીમા માલ બનતી ઉતાવળે ઉતારવા તથા ભરવામાં આવે છે તથા તેમના પત્રમા જણાવવામા આવેલી ઢીલ કરાચીમા થતી નથી

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

ન્યુયૉર્કથી મળેલી ખબર મુજબ બરલીનમા રૂમાથી કાગળ બનાવવાની નવી શોધ કરવામાં આવી છે એક અમેરીકન પ્રવિણ મી. લીન્કન પામર જણાવે છે તે મુજબ જો લાકડાના માવાને બદલે આવી ચીજ કાગળના ઉદ્યોગમાં વાપરી શકાશે તો એ ઉદ્યોગનું મોટું પરિવર્તન થવા પામશે

---

### જ્યુટના કોથળામાં ભરી માલ મોકલવા પર અંકુશ.

જ્યુટના કોથળામાં ભરીને માલ નિકાશ કરવાના સવાલ પર નામદાર સરકાર સાથે આ ચેમ્બરને પત્રવ્યવહાર ચાલ્યો હતો જેની વિગત ગયા અંકમાં આપી ગયા છીએ. એ સવાલના સબંધમા નીચેનું જાહેરનામું નામદાર હિંદ સરકારના વ્હેપાર ઉદ્યોગ ખાતા તરફથી હાલ બ્હાર પાડવામાં આવ્યુ છે જે ઘણું અગત્યનું છે.

સીમલા તા. ૮ મી સપ્ટેમ્બર ૧૯૧૬.

નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટ તરફથી મળેલી સૂચના મુજબ, જ્યુટના બનેલા કોથળા યા ઢાકણમાં પૅક કરીને જે માલ ફ્રાન્સ, ઈટલી, રસીયા અને સ્વીટઝરલૅંડ સિવાયના યુરોપના કોઈ પણ દેશે મોકલવા ધાર્યા હોય તે માટે એવી રીતની જરૂર જણાઈ છે કે જેના પર માલ મોકલવામાં આવનાર હોય તેની પાસેથી ગૅરંટી લેવી કે તે કોથળા યા ઢાકણો દુશ્મન દેશે પહોચે નહિ. હાલ તરત આ મુજબનો ઠરાવ ૧૦૦ કોથળા યા ગાંસડીથી વધારે જથ્થાના માલોનેજ ફક્ત લાગુ પડશે જે દેશે માલ મોકલવાનો હોય તે દેશમાંના સરકારી કૉન્સલો ગૅરંટી લેશે. અને તેથી કરીને હિંદમાંની જે પેઢીઓને જ્યુટના કોથળા યા ઢાકણમાં પૅક કરીને માલ મોકલવાની ધારણા હોય તેઓએ કસ્ટમ્સ કલેકટરોને વખતસરની ખબર આપવી કે જેથી જરૂરીયાત ગૅરંટી લેવા વિગેરેની વખતસર સગવડ થઈ શકે.

---

વેપારી બાતમી ખાતાના ડીરેક્ટર જનરલ તરફથી હિંદમાંની વ્હેપારી ચેમ્બરો તથા મુંબઈની મીલ ઓનર્સ ઍસોસિએશનપર નીચે મુજબનો પત્ર મોકલવામા આવ્યો છે:—

"શાગાહીમાં રંગોના જથ્થા સંબંધી નીચેની ખબર મળી છે. એવું જાણવામાં આવ્યું છે કે આશરે નીચે મુજબના જથ્થા ત્યા છે

ગુળી, ૧૧૦૦૦ પીપ. આશરે કિંમત રૂ. ૪૯,૨૧,૬૪૧ રંગીન ૨૨૦૦૦ પીપ આશરે કિંમત દર પીપના. રૂ. ૧૩૬૨.

" આ જથ્થાઓ હાલ ચીના લોકોના હાથમાં છે અને વ્હેપારીઓ તરફથી જણાવવામાં આવે છે કે દેશના આહેલા ભાગમાં બીલકુલ જથ્થો નથી પણ બધો શૅંગાહીમાં એકઠો કરવામા આવ્યો છે. અને થોડા થોડા જથ્થામાં દેશમાં મોકલવામાં આવે છે.

---

## નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટ તરફથી હિંદ માટે ગયા મે જુન અને જુલાઈ માસમાં નીચેની પેઢીઓને કોન્ટ્રેકટ આપવામાં આવ્યા હતા.

મે.

| | |
|---|---|
| ઍપરેટસ ... ... ... | ઇલાસ્ટ ડયુપ્લીકેટર કું. ૧૨ કીન્ગ સ્ટ્રીટ ઇ. સી. |
| બાઈસીકલ વિગેરે ... ... | બર્મીન્ગહામ સ્મૉલઆર્મ્સ કું. બરમીન્ગહામ. |
| બૅકેટસ ... ... ... | જી. આર. ટરનર લી., લૅન્ગલી મીલ, નૉટીન્ગહામ. |
| કેબલ ... ... ... .. | કૅલેન્ડર્સ કેબલ કંપની, હૅમીલ્ટન હાઉસ વીકટોરીયા ઍમ્બૅન્કમેન્ટ ઇ. સી. તથા ડબલ્યુ. ટી. ગ્લોવરની કું, ટ્રૅફર્ડ પાર્ક, મૅન્ચેસ્ટર. |
| કેમ્બ્રીક ... ... ... | સ્ટૉકવેલની કું ચર્ચ સ્ટ્રીટ. મંન્ચેસ્ટર |
| મૉટર ગાડીઓ ... ... ... | વુલ્સલી મૉટર્સ લી યૉર્ક સ્ટ્રીટ વેસ્ટમીન્સ્ટર. |
| ડ્રેસીન્ગ કલૉથ ... .. ... | આર. કલે, ચીડલ, મૅન્ચેસ્ટર. |
| ફ્રીઝીંગ-ઇન-પાઉડર ... ... | ફેનર ઍન્ડ ઍલ્ડર ૧૨૦ ફ્રેન્ચર્ચ સ્ટ્રીટ ઈ. સી. |
| ગૅજપ્લેટસ ... ... .. | ફૉલકર્ક આયર્ન કું. ફૉલકર્ક |
| લશ્કરી ટોપી ... ... .. | હેપબર્ન, ગેઇલ ઍન્ડ રોસ ૨૭૯ લૉન્ગ લેઇન એસ. ઈ. |
| મીજાગરા ... ... . | યુનાઇટેડ હીન્જીસ લી. સ્મેથવીક. |
| શસ્ત્ર ... ... ... ... | જે. હૉલ્ડેનની કું બ્રૉડવે, વેસ્ટ મીન્સ્ટર. |
| રોગાન ... ... . | સીલીકેટ પેઇન્ટ કું. ચાર્લ્ટન. |
| પેન્સીલ ... ... ... | ઇગલ પેન્સીલ કું. ૧૪ ફેર સ્ટ્રીટ ઇ. સી. |
| પ્લેટસ... ... .. | કલોરાઇડ ઇલેક્ટ્રીકલ સ્ટોરેજ કું. ૩૯ વીકટોરીયા સ્ટ્રીટ એસ. ડબલ્યુ. |
| સ્પ્રીન્ગસ ... .. ... | ઇબટસન બ્રધર્સની કું. શેફીલ્ડ |
| સ્ટીલનાં પતરાં ... ... ... | જે. સમર્સ ઍન્ડ સન્સ સૉટન, કલીન શાયર. |
| થરમૉમીટર ... ... ... | એસ. ઍન્ડ એ કાલ્ડીશરા, ક્રૉસ સ્ટ્રીટ હૅટન ગાર્ડન ઇ સી. |
| ટીન પ્લેટ ... ... ... | મૉરીસ્ટન ટીન પ્લેટ કું મૉરીસ્ટન. |
| તાર ... ... ... .. | ઍફ. સ્મીથની કું. હૅલી ફૅકસ. |

જુન.

| | |
|---|---|
| કેમ્બ્રીક ... .. ... | સ્ટીનરની કું. ચર્ચ—લેકન્સ. |
| ડીસઇન્ફેકટર .. ... ... | મૅનલવ, ઍલીયટની કું. ૪૧, પાર્લમેન્ટ સ્ટ્રીટ, એસ ડબલ્યુ |
| ગેજગ્લાસ ... ... ... | જે. મૉનેરીફ. લી. પર્થ. |
| મેગેઝીન્સ ... .. .. | લીનો ટાઇપ એન્ડ મશીનરી. લી. ૧૮૮ ફ્લીટસ્ટ્રીટ ઇ. સી. |
| ધાતુ ... ... ... ... | ફ્રાઇઝ મેટલ ફાઉન્ડરી ૨૫ હૉલૅન્ડ સ્ટ્રીટ બ્લૅક ફ્રાયર્સ એસ. ઇ. |
| સાગ઼ાળ ... ... ... | હૉલીન્ગવર્થની કું. મેઇડસ્ટોન તથા ગોવાન. એન્ડ સન્સ, ૨૪ અપર થેમ્સ સ્ટ્રીટ, ઈ. સી |

| | |
|---|---|
| પાઇપ્સ સી. આઇ. ... ... | હૉલવેલ આયર્ન કું. અંમફર્ડ ખી મેલ્ટન માઉબ્રે તથા કેટસ ઍન્ડ ગ્રીન રૈલીફેક્સ. |
| ડામર ... ... ... ... | ટી. ક્રો ઍન્ડ સન્સ ઍબે ક્રીકવૉર્ફ, વેસ્ટ હેમ. |
| બધરટનની કું ... ... ... | ગ્રીટી ચેમ્બર્સ. લીડસ. |
| ફ્લુવીયુસીન ... .. .. | બ્રિટીશ ફ્લુવીયુસીન કુ. મૅન્ચેસ્ટર. |
| પ્રીન્ટર ... ... ... | કોડ, બીલેની કુાં. ક્રોઇડન. |
| પમ્પ ... ... ... | હેવર્ડ, ટાઇલરની કું. લ્યુટન, |
| ટીન લાઈનીંગ .. ... ... | હેઇન્સ બ્રધર્સ; ગરવાસી સ્ટ્રીટ, ઓલ્ડકેન્ટ રોડ. |
| નળીઓ ... ... ... | સ્ટુવર્ટસ ઍન્ડ લ્યૉઇડસ; ગ્લાસગો. |
| પૈડાઓ ... ... .. | ટેલર બ્રધર્સની કું. લીડસ. |

જુલાઇ

| | |
|---|---|
| ઍન્ડ. ... ... ... | સ્કૉટીશ ટ્યુબ કું. રોબર્ટસન સ્ટ્રીટ ગ્લાસગો. |
| બોલ્ટ .. . ... | ઍફ. ડબલ્યુ. કોટરહીલ, લી. એટલાસ વર્કસ ડારલાસટન |
| કારબન કૃપ્સ ... ... ... | પીલ, કૉનર ટૅલીફોન વર્કસ; સૅલૅફર્ડ, લેન્ચેસ્ટર |
| પીપ ... .. ... | જે. બેકહામ ઍન્ડ સન ૩૬ થ્રી કોલ્ટસ લેઇન નૉ. ઇ. ડબલ્યુ. રાયનની કું. ઇમ્પીરીયલ સ્ટ્રીટ બ્રોમ્લી એ. ફોર્ડ, લૅટીયર રોડ. નૉટીન્ગહામ હીલ ડબલ્યુ એ. વૉકર. ૪૭, માર્શગેઇટ લેઇન, સ્ટૅટફર્ડ. |
| લેકટ્રીક મેલ. . ... ... | જનરલ ઇલેકટ્રીક કુાં. ૬૭, ક્વીન વીકટોરીયા સ્ટ્રીટ ઇ. સી |
| સીમીટ. ... .. ... | ઍસોસિએટેડ પોર્ટલૅન્ડ સીમેન્ટ મૅન્યુફૅક્ચરર્સ લ્યાઇડસ અવેન્યુ. ઇ. સી. |
| ડ્રમ. .. . ... | સ્ટીલ ઍરલ કું. અકસ બ્રીજ. |
| એક્સપૅન્ડેડ મેટલ. | ડબલ્યુ. જૅકસની કું. પ ઇસ્ટ ઇન્ડીયા ઍવેન્યુ ઇ. સી, |
| સુનેરી વરેખ ... . ... | જી એમ વીલી. ૫૮. વિટફીલ્ડ સ્ટ્રીટ ડબલ્યુ |
| માલ ભરવાના કેસ. .. ... | જે. વીટને. પ્રીન્સીસ. રીસબરો. |
| કાગળ. .. .. ... | એચ સ્ટીવન્સન, ઍન્ડ સન સમર્સ ટાઉન એસ. ડબલ્યુ. પૅામસન ઍન્ડ મૅારીસ મૅન્યુફેકચરીંગ કું. વૅારપલ વે, યુકસ બ્રીજ રોડ. ડબલ્યુ. |
| સ્પ્રીન્ગ્સ. ... . ... | એઇટીઝ સ્ટીલ વર્કસ, શેફીલ્ડ. |
| સ્ટીલ બાર. .. ... ... | શેલ્ટન આયર્ન કું. સ્ટૅાક ઍાન ટ્રેન્ટ. |
| ટીન. લાઇનીન્ગ્સ. ... ... | હેઇનેસ બ્રધર્સ, જરવાસે સ્ટ્રીટ. ઓલ્ડ કેન્ટ રોડ એસ. ઇ. |

---

## જૉઇન્ટ સ્ટૉક કમ્પનીઓ સંબંધી કેટલાક ઉપયોગી આંકડા



ગયા વર્ષના છેલ્લા ૭ માસમાં હિંદમાં રજીસ્ટર થયેલી કમ્પનીઓની થાપણમાં વધારા ઘટાડા થયાનું એક ઉપયોગી પત્રક નીચે મુજબનું બહાર પાડવામાં આવ્યું છે—

| | આગલા અર્ધા વર્ષમાં કુલ ભરાયલી રકમ. | | ૧૯૧૫ ના પાછલા અર્ધા વર્ષમાં રજીસ્ટર થયેલી નવી કમ્પનીઓ. | | એ અર્ધા વર્ષમાં બંધ થયેલી કમ્પનીઓ. | | |
|---|---|---|---|---|---|---|---|
| | શેરની મુડી | ડીબેન્ચર મુડી | સંખ્યા. | શેરની મુડી | સંખ્યા. | ભરાયલી શેરની મુ | ભરાયલી ડીબેન્ચર મુડી |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| | રૂ. (અ) | રૂ. (અ) | | રૂ. | | રૂ. | |
| મદ્રાસ ... ... ... | ૫,૬૫,૮૯,૯૪૮ | ૩૭,૬૬,૬૦૫ | ૬ | ૧૮,૫૯,૯૯૦ | ૨૦ | ૪૭૯,૮૦૦ | ...... |
| મુંબઇ ... .. ... | ૩૦,૪૭,૨૨,૬૬૩ | ૪,૨૧,૦૭,૨૮૧ | ૧૦ | ૪૦,૨૦,૦૦૦ | ૨૩ | ૬૦,૬૫,૦૭૪ | ૧૦,૧૬,૩૭૨ |
| બંગાળ... ... ... | ૩૧,૧૬,૪૭,૭૬૮ | ૬,૦૫,૪૪,૩૮૩ | ૩૬ | ૧,૬૬,૪૧,૦૭૦ | ૯ | ૬,૭૭,૦૭૫ | ૩૬,૦૦૦ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ ... | ૩,૮૭,૪૩,૫૯૭ | ૧૭,૫૮,૧૬૦ | ૧ | ૮,૦૦,૦૦૦ | ૮ | ૧,૬૭,૪૨૭ | ......... |
| પંજાબ... ... ... | ૧,૩૮,૧૦,૪૩૮ | ૬,૪૬,૩૦૦ | ૨ | ૧,૦૦,૦૦૦ | ૯ | ૫,૬૫,૬૭૭ | ......... |
| દીલ્હી ... .. ... | ૨૯,૮૨,૫૧૧ | ...... | ૧ | ૫૦,૦૦૦ | ..... | .. ... | ......... |
| નૉર્થવેસ્ટ ફ્રન્ટીયર પ્રોવીન્સ. | ૨,૧૯,૬૭૦ | ...... | ...... | ...... | ...... | ..... | ...... |
| બર્મા ... ... ... | ૫,૮૮,૫૨,૨૬૯ | ... .. | ૧ | ૭૫,૦૦,૦૦૦ | ૧૧ | ૪૮,૨૦,૧૪૪ | ......... |
| | (અ) | | | | | | |
| મધ્યપ્રાંતો અને બીરાર ... | ૪૫,૩૬,૫૫૬ | ૨૬,૩૪૩ | ...... | ...... | ...... | ...... | ......... |
| બીહાર અને ઓરીસા .. | ૧૩,૧૭,૧૫૯ | ...... | ...... | ...... | ૪ | ૩૬,૬૭૨ | ... .... |
| આસામ ... ... | ૧૦,૭૨,૩૨૨ | ૪૨,૨૧૩ | ...... | ...... | ૫ | ૨૦,૨૬૯ | ૪,૭૩૧ |
| બૅન્ગલોર ... ... | ૭,૬૨,૨૬૫ | ...... | ...... | ...... | ...... | .. ... | ......... |
| કુર્ગ ... ... ... | ૨૪,૦૦૦ | ...... | ...... | ...... | ...... | ...... | ......... |
| અજમેર મારવાડ... ... | ૧૮,૨૬,૩૨૦ | ૧૦,૬૦૦ | ...... | ...... | ...... | ...... | ......... |
| બ્રિટીશ હિંદમાં કુલ ... | ૭૯,૭૧,૦૭,૩૪૬ | ૧૦,૮૯,૦૧,૮૮૫ | ૫૭ | ૩,૦૯,૭૦,૯૯૦ | ૮૯ | ૧,૨૮,૩૨,૪૦૮ | ૧૦,૫૭,૧૦૩ |
| મૈસોર રાજ્યમાં (ક) ... | ૪૨,૨૮,૬૮૧ | .. ... | ૧ | ૨૦,૦૦૦ | ૨ | ૮૫,૪૫૦ | ......... |
| એકંદર કુલ ... | ૮૦,૧૩,૩૬,૩૩૭ | ૧૦,૮૯,૦૧,૮૮૫ | ૫૮ | ૩,૦૯,૯૦,૯૯૦ | ૯૧ | ૧,૨૯,૧૭,૮૫૮ | ૧૦,૫૭,૧૦૩ |

| | ૧૯૧૫ ના આગલા અર્ધા વર્ષ સાથે સરખાવત ની-ઓની ભરેલી થાપણુમાં અર્ધા વર્ષની આખરે થયેલો વધારો ઘટાડો | | | | અર્ધા વર્ષમાં ભરેલી થાપણમાં કુલ વધારો ઘટાડો. | | અર્ધા વર્ષની આખરે કુલ ભરાયલી થાપણ. | |
|---|---|---|---|---|---|---|---|---|
| | વધારો. | | ઘટાડો. | | | | | |
| | શેરની થાપણ | ડીબેન્ચરની થાપણ. | શેરની થાપણ. | ડીબેન્ચરની થાપણ. | શેરની થાપણ. | ડીબેન્ચરની થાપણ. | શેરની થાપણ. | ડીબેન્ચરની થાપણ. |
| | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| | રૂ. | | | | | | | |
| મદ્રાસ ... | ૨૮,૫૫,૨૯૫ | ૭૯,૧૯૬ | ૧૨,૭૩,૬૬૮ | ૧૫,૭૫૦ | ૧૧,૦૧,૮૨૭ | ૬૩,૪૪૬ | ૫,૭૬,૯૧,૭૭૫ | ૩૮,૩૦,૭૫૧ |
| મુંબાઇ ... | ૬૫,૧૩,૫૯૧ | ૪૮,૭૩,૦૦૦ | ૧૯,૫૫,૮૫૫ | ૨,૧૫,૦૦૦ | -૧૫,૦૭,૩૩૮ | ૩૬,૪૧,૬૨૮ | ૩૦,૩૨,૧૫,૩૨૫ | ૪,૫૭,૪૮,૯૦૯ |
| બંગાલ .. | ૫૯,૩૩,૮૧૩ | ૫૦૦ | ૪૯,૨૩૪ | ૨૪,૦૫,૯૨૬ | ૫૨,૦૭,૫૦૪ | -૨૪,૪૧,૪૨૬ | ૩૧,૬૮,૫૫,૨૭૨ | ૫,૮૧,૦૨,૯૫૭ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | ૭૪,૩૮,૦૧૭ | ......... | ......... | ૧,૩૩,૩૦૦ | ૭૨,૭૦,૫૯૦ | -૧,૩૩,૩૦૦ | ૪,૬૦,૧૪,૧૮૭ | ૧૬,૨૪,૬૬૦ |
| પંજાબ .. | ૩,૪૨,૫૭૯ | ......... | ......... | ૩૦,૭૦૦ | -૨,૨૩,૩૯૮ | -૩૦,૭૦૦ | ૧,૩૫,૮૭,૦૪૦ | ૬,૧૫,૬૦૦ |
| દીલ્હી ... | ૧૦,૦૩૧ | ......... | ......... | ......... | ૧૦,૦૩૧ | ......... | ૨૯,૯૨,૫૪૭ | ......... |
| નૉર્થવેસ્ટ ફ્રન્ટીયર પ્રોવીન્સ ... | ૬૪૯ | ......... | ......... | ......... | ૬૪૯ | ......... | ૨,૨૦,૩૧૯ | ......... |
| બર્મા ... | ૬,૨૨,૬૫૪ | ......... | ૨,૦૦,૧૨૦ | ......... | -૪૩,૯૭,૬૧૦ | ......... | ૫,૪૪,૫૪,૬૧૯ | ......... |
| મધ્યપ્રાંતો અને બીરાર | ૪,૦૭૦ | ......... | ......... | ......... | ૪,૦૭૦ | ......... | ૪૫,૪૦,૬૨૬ | ૨૬,૩૪૩ |
| બીહાર અને ઓરીસા | ૪૨,૨૯૬ | ......... | ......... | ......... | ૫,૫૭૪ | ......... | ૧૩,૨૨,૭૩૩ | ......... |
| આસામ ... | ૪૦,૦૭૦ | ૧૫,૨૪૬ | ૩,૬૧૯ | ૧૬,૬૬૨ | ૧૬,૨૧૨ | -૬,૧૪૭ | ૧૦,૮૮,૫૩૪ | ૩૬,૦૬૬ |
| બૅન્ગલોર ... | ૫,૯૩૮ | ......... | ......... | ......... | ૫,૯૩૮ | ......... | ૭,૬૮,૧૦૩ | ......... |
| કુર્ગ ... | ...... | ......... | ......... | ......... | ......... | ......... | ૨૪,૦૦૦ | ......... |
| અજમેર મારવાડ ... | ૪૪૨ | ૩,૫૦૦ | ૨,૨૫૪ | ......... | -૧,૮૧૨ | ૩,૫૦૦ | ૧૮,૨૪,૫૦૮ | ૧૪,૧૦૦ |
| બ્રિટીશ હિંદમા કુલ | ૨,૩૮,૦૯,૩૯૫ | ૪૯,૭૧,૪૪૨ | ૩૪,૮૪,૭૫૦ | ૨૮,૧૭,૩૩૮ | ૭૪,૯૨,૨૩૭ | ૧૦,૯૭,૦૦૧ | ૮૦,૪૫,૯૯,૫૮૩ | ૧૦,૯૯,૬૮,૮૮૬ |
| મૈસોર રાજ્ય ... | ૫,૬૪,૬૭૭ | ......... | ૯૧,૯૮૫ | ......... | ૩,૮૭,૨૪૨ | ......... | ૪૬,૧૬,૨૩૩ | ......... |
| એકંદર કુલ ... | ૨,૪૩,૭૪,૦૭૨ | ૪૯,૭૧,૪૪૨ | ૩૫,૭૬,૭૩૫ | ૨૮,૧૭,૩૩૮ | ૭૮,૭૯,૪૭૯ | ૧૦,૯૭,૦૦૧ | ૮૦,૯૨,૧૫,૮૧૬ | ૧૦,૯૯,૬૮,૮૮૬ |

ઉપલા પત્રકમાં ૨ જા તથા ૩ જા કૉલમને ૧૫ તથા ૧૬મા કૉલમ સાથે સરખાવતાં જણાશે કે જુન ૧૯૧૫થી આખર થતા પહેલા અર્ધા વર્ષ સાથ સરખાવતાં બીજા અર્ધા વર્ષમા બ્રિટીશ હિંદમાં ભરાયલી શેરની થાપણમા રૂ ૭૪,૯૨,૦૦૦નો તથા ડીબેન્ચર થાપણમાં રૂ ૧૦,૯૭,૦૦૦નો વધારો થયો હતો આ વધારામાં યુનાઇટેડ પ્રૉવીન્સીસનો ભાગ રૂ. ૭૨,૭૧,૦૦૦નો તથા બંગાળનો ૫૨,૦૭,૦૦૦નો ભરાયલી થાપણમાં તથા મુંબઇનો ડીબેન્ચર થાપણમાં રૂ ૩૬,૪૨,૦૦૦ જેટલો ભાગ હતો. મૈસોર રાજ્યમા શેરની મુડીમાં ૩,૮૭,૦૦૦નો વધારો થયો હતો

---



---

ધી બોમ્બે ટાઇમ્સ આર્ટ ૨૧ બેંક આટ રોડ, મુંબઇ.

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કિંમત.

◆ ◆ ◆ ◆ ◆ ◆ ◆ ◆ ◆ ◆ ◆ ◆

ઇ સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરક્યુલર, નંબર ૫ મા મા બતાવેલી રૂઢી પ્રમાણે ઈ. સ. ૧૯૧૬ માં ખાડ ઉપર કેટલી જગાત થશે, તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવા હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામા આવ્યુ છે તેમા પ્રથમ જુલાઇ માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેના એક હંડ્રવેટનો સરેરાશ શી કીંમત હતી તે આપવામા આવ્યું છે, અને બીજા કોલમમા વરસની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેનો સરેરાશ કિંમત શી રહી છે તે પણ આપેલું છે

| ખાડની જાત. | ઇ સ. ૧૯૧૬ ના જુલાઇ માસમા થયેલી આયાત | | ૧૯૧૫ અકટોબરથી જુન ૧૯૧૬ સુધી થયેલી આયાત | |
|---|---|---|---|---|
| | જથ્થો હંડ્રવેટ | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. રૂ. આ. | જથ્થો હંડ્રવેટ | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. રૂ. આ. |
| ખાડ ગાગડીવાળી બીટ જાતની | ..... | ..... | ૫૧૯ | ૧૬-૧૨ |
| ,, ,, સુંવાળી ચીનમાં સુધારેલી | ૫,૩૮૦ | ૧૮—૦ | ૨,૧૦,૯૪૫ | ૧૬—૮ |
| ,, ,, જાપાનમાંથી | . .. | ........ | ૧,૧૦,૯૧૬ | ૧૬—૦ |
| ,, ,, સુંવાળી ઇજીપ્ટમાંથી | ....... | ...... | ... .... | ... |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૬૬૪,૦૯૮ | ૧૬—૮ | ૪૩,૨૮,૦૩૯ | ૧૬—૦ |
| ,, ,, જાવાની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૨૮૬,૭૯૭ | ૧૫—૦ | ૨૧,૯૦,૭૨૭ | ૧૪—૪ |
| ,, ,, જાવાની ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ... . ... | ....... | ....... | ...... |
| ,, ,, મોરીસીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી સારી | ૫,૪૮૩ | ૧૭—૦ | ૭,૧૩,૮૮૧ | ૧૬—૪ |



| નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ |
|---|---|---|---|
| ૪. ખાણ ખોદવા વિગેરે માટે | | | |
| (અ) કોલસા. | | | |
| ૬. ધી ઓમેઇન કોલીયરીઝ. | કલકત્તા | કોલસાની ખાણ | ૧૬,૦૦,૦૦૦ |
| બીજીઓ. | | | |
| ૭. મૈસોર મીનરલ્સ. | મદ્રાસ | કાચી ધાતુ શોધન વિગેરે. | ૩૦,૦૦૦ |
| | | ખાણ ખોદવા માટે કુલ્લે ..... | ૧૬,૩૦,૦૦૦ |
| ૫. બીજીઓ. | | | |
| ૮ બન્યન ટ્રસ્ટ. | સીમલા | બેંકર તથા મુડીદાર તરીકેનો ધંધો. | ૪૫,૦૦,૦૦૦ |
| | | એકંદર કુલ..... | ૬૨,૬૦,૦૦૦ |

# SPINNING & WEAVING RETURNS.

## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૬ ના જુન માસમાં હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યા હતાં.

| સુતર | ૧૯૧૫ | (રતલ) ૧૯૧૬ |
|---|---|---|
| બ્રિટીશ ઇન્ડીયા | | |
| મુંબઇ | ૪,૩૩,૫૦,૦૬૯ | ૪,૧૦,૩૯,૪૮૭ |
| મદ્રાસ | ૩૬,૩૪,૩૪૮ | ૩૪,૩૨,૧૨૬ |
| બંગાળા | ૨૭,૩૬,૧૬૪ | ૨૧,૨૯,૦૮૧ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | ૩૮,૫૨,૫૪૫ | ૩૬,૩૧,૭૬૩ |
| અજમેર મેવાડ | ૩,૧૫,૬૩૩ | ૨,૩૮,૦૫૫ |
| પંજાબ | ૩,૭૭,૧૪૫ | ૪,૧૪,૪૦૬ |
| દીલ્હી | ૨ ૧૫,૬૦૨ | ૨,૪૧,૯૮૪ |
| મધ્યપ્રાંતો તથા બિરાર | ૩૨,૦૮,૦૭૨ | ૩૧,૦૩,૧૩૮ |
| બ્રિટીશ ઇંડીયામા કુલ | ૫ ૭૬,૮૯,૬૦૮ | ૫,૪૨,૩૦,૪૦૦ |
| દેશી રાજ્યો | ૩૨,૪૩,૯૦૬ | ૩૩,૯૦,૮૫૭ |
| એકંદર કુલ | ૬,૦૯,૩૩,૫૧૪ | ૫,૭૬,૨૧,૨૫૭ |

| કાપડ | | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|---|
| બ્રિટીશ ઇન્ડીયા | | | |
| મુંબઇ | રતલ | ૧,૯૯,૮૧,૬૪૭ | ૨,૬૯,૮૧,૪૩૩ |
| | વાર | ૮,૩૦,૦૫,૭૭૨ | ૧૧,૬૨,૭૬,૭૯૯ |
| મદ્રાસ | રતલ | ૯,૮૮,૧૩૭ | ૧૩,૬૫,૩૮૨ |
| | વાર | ૩૧,૩૭,૨૬૬ | ૩૫,૮૦,૯૦૦ |
| બંગાળ | રતલ | ૨,૦૪,૧૪૬ | ૨,૪૭,૯૧૪ |
| | વાર | ૧૧,૫૬,૭૫૮ | ૧૨,૩૪,૧૪૧ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | રતલ | ૮,૦૯,૧૮૯ | ૯,૨૧,૬૧૧ |
| | વાર | ૨૫,૬૮,૫૩૧ | ૨૭,૨૫,૯૩૧ |
| અજમેર મેવાડ | રતલ | ૭૪,૨૩૨ | ૧,૪૨,૩૩૯ |
| | વાર | ૨,૯૯,૪૯૪ | ૬,૩૮,૯૧૫ |
| પંજાબ | રતલ | ૭૫,૦૯૪ | ૧,૧૮,૯૮૯ |
| | વાર | ૩,૨૦,૮૯૪ | ૪,૮૩,૭૫૫ |
| દીલ્હી | રતલ | ૧૦,૫૭૬ | ૧,૭૧૫ |
| | વાર | ૨૬,૬૫૩ | ૬,૧૧૦ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૦,૦૩,૧૮૦ | ૧૪,૨૦,૨૬૫ |
| | વાર | ૩૬,૯૦,૦૧૭ | ૫૫,૦૩,૧૧૧ |
| બ્રિટીશ હિંદુસ્તાનમા કુલ | રતલ | ૨,૩૧,૪૬,૨૦૬ | ૩,૧૧,૯૯,૬૪૮ |
| | વાર | ૯,૪૮,૦૭,૩૮૫ | ૧૩,૦૪,૪૯,૬૬૨ |
| દેશી રાજ્યો | રતલ | ૧૫,૦૭,૧૩૮ | ૨૧,૦૪,૧૪૧ |
| | વાર | ૫૭,૭૨,૯૭૮ | ૭૮,૩૮,૩૭૬ |
| એકંદર (ટોટલ) | રતલ | | |
| | વાર | .... ... | ..... ... |

ધી ભેગ્એ ટાઇપ માર્ટ ૨૧ બેક ઓફ રોડ, મુંબઇ.

# EDITOR'S STUDY.

# અધિપતિની નોંધ.

ઔદ્યોગિક અને ખેતીવાડીના પ્રદર્શનો જુદે જુદે ઠેકાણે અવારનવાર ભરના કે કેમ તે બાબત કેટલોએક મતભેદ જોવામા આવે છે. કેટલાએક તરફથી એમ જણાવવામા આવે છે કે, આવા પ્રદર્શનો વચ્ચે લાંબી મુદ્દત થવી જોઇએ; કારણ કે નહિતર લોકો કંટાળી જાય છે અને જોઇએ તેવી સારી ચીજો પ્રદર્શનમાં આવતી નથી આ હકીકત કેટલેક અંશે સત્ય છે કોઇ પ્રદર્શન માટે કારીગરોને કહેવામા આવે છે ત્યારે તેઓ જવાબ આપે છે કે, તેથી તેમને કંઇ ફાયદો થતો નથી, અને પોતાની કારીગીરીના નમુનાઓ મોકલવાની આનાકાની કરે છે. પણ એ સાથે એમ કહેવું જોઇએ કે, જો પ્રદર્શનની મુદ્દત લાં[બી] રાખવામા આવેલી હોય છે તથા ચીજો વેચવાની ગોઠવણ રાખવામા આવેલી હોય છે તો આવી આનાકાની બહુ જોવામા આવતી નથી આવા પ્રદર્શનો માટે બીજો એક મત એવો છે કે જો કે એનાથી દેખઇતો ફાયદો બહુ નહિં થાય તો પણ તેનાથી લોકોમા એ બાબતની કેળવણી બહુ સારી રીતે ફેલાવી શકાય. માઇસોરની સરકાર પણ આ ધોરણ ઉપરજ કામ કરે છે અને તેથીજ તેઓ દરવર્ષે ઉદ્યોગો તથા ખેતીવાડીનુ એક પ્રદર્શન ભરે છે આવુજ એક પ્રદર્શન આ વખતે પણ ભરવામા આવ્યુ હતુ આ પ્રદર્શનની ગોઠવણી સાધારણ પ્રદર્શનો કરતા કંઇક જુદી હોય છે તે એવી રીતે કે જુદા જુદા ડીસ્ટ્રીક્ટો પ્રમાણે ગોઠવણી કરવામા આવે છે, અને ચીજો પ્રમાણે ગોઠવણી થતી નથી દરેક ડીસ્ટ્રીક્ટને જુદો વિભાગ આપવામાં આવે છે કે જે વિભાગમા તે ડીસ્ટ્રીક્ટમા બનેલી ચીજો ગોઠવવામા આવે છે આથી બધા લોકોને બરાબર ખ્યાલ આવે છે કે અમુક ડીસ્ટ્રીક્ટમાં કઇ કઇ ચીજો બને છે. માઇસોર મૂળ ખેતીવાડીનો દેશ હોવાથી મોટા ઉદ્યોગો બહુ નથી પણ પ્રદર્શન ખુલ્લી વખતે મી બેનરજીએ કહ્યુ હતુ તેમ નાના નાના ઉદ્યોગોની ખીલવણી ઉપર સ્ટેટ બહુ ધ્યાન આપે છે સાબુ બટન વિગેરેની બનાવટ માટે ખાસ એક્સપર્ટો રોકવામા આવેલા છે તથા ફેક્ટરીઓ કાઢવાની ગોઠવણ ચલાવવામા આવે છે. માઇસોરની આ હદ મોટો ઉદ્યોગ હમણા સુખડના તેલનો કરવામા આવેલો છે આજથી દશ મહિના ઉપર એક રતલ સુખડ પણ આ કામ માટે ઉપયોગમા લાવવામા આવતુ નહોતુ હાલ દર મહિને લાખ રૂપિયાના સુખડનુ તેલ નીકળે છે અને એમ આશા આપવામા આવે છે કે માઇસોરનુ બધુ સુખડ આ કામમા વપરાસે અને એક રતી પણ નિકાશ થવા નહિં પામે.

---

માઇસોરની ડીસ્ટ્રીક્ટો ઉપરાંત જુદા જુદા દેશી રાજ્યોએ પણ પોતાની કારીગીરીના નમુનાઓ મોકલાવ્યા હતા, જેમા ખાસ ધ્યાન ખેંચનાર વડોદરા, ભોપાલ, ગ્વાલીયર અને જેપુર હતા વડોદરામા હમણા પીત્તળના ફીટીંગ્સ બનાવવાને એક ફેકટરી ઉઘાડવામા આવેલી છે તેના નમુનાઓ પ્રદર્શનમાં મૂકવામા આવ્યા

હતા. ભોપાલમાં રફીકીયા વીંવીંગ ઇન્સ્ટીટયુટમાં બનેલાં મિકસ્ડ સિલ્કના તાકાઓ વખાણવા લાયક હતા; જ્યારે ગ્વાલીયરનાં માટીના વાસણો જેને સાધારણ રીતે ચીનાઇ પ્યાલા રકાબીઓ કહેવામા આવે છે તે હતાં. જેપુરમાં પિત્તળનું કામકાજ બહુ વખણાય છે અને તેના નમુનાઓ પણ હતા કેટલાએક સાંચા કામો પણ ગોઠવ્યાં હતાં જેથી ખેડુતોને મુખ્યત્વે કરીને પોતાની ખેતી માટે ઉપયોગી યન્ત્રોની જાતે પરીક્ષા થાય. જુદી જુદી જાતના રેસાઓ (કેતકી મુખ્યત્વે કરીને) તેમાંથી કાપડ વગેરે વણાય છે તે માટેનાં સાંચાકામ બાબત અમારા ઉપર ઘણીવાર પુછપરછ માટે કાગળો આવે છે. તે સંબંધમા જાણવું ઉપયોગી થઈ પડશે કે, બેંગલોરનાં ટેકનીકલ ઇન્સ્ટીટયુટમા એ માટેનો એક સંચો હમણાં તૈયાર કરવામાં આવ્યો છે. હવે જાન્યુઆરીમાં એક પ્રદર્શન વડોદરામાં થશે અને ફેબ્રુઆરીમાં એક જુનાગઢ ખાતે થશે.

---

સીમલામાં ગત મહિને રેલ્વે કૉન્ફરન્સ મળી હતી, તે વખતે જી. આઇ. પી. રેલ્વેના એજન્ટ મેજર હેપર પ્રમુખસ્થાને બિરાજ્યા હતા. રેલ્વેઓનો જે અગત્યનો સવાલ હાલ ચર્ચાય છે કે તેમનું મેનેજમેન્ટ સરકારના હાથમાં હોવું જોઇએ કે કંપનીઓના, તે બાબતમાં બોલતા જણાવ્યું કે આ બાબતમાં જુદા જુદા વેપારીઓના અનુભવ ઉપર મૂળ આધાર ન રાખતા બહોળી ભાવનાઓથી દોરાવું જોઇએ. અમુક વહિવટથી દેશને ફાયદો થશે કે કેમ, દેશના સમગ્ર વેપાર અને ઉદ્યોગને ફાયદો થશે કે કેમ તે સવાલ ઉપર મૂળ નિર્ણય કરવાનો છે.

---

લંકેશાયરને જેટલું રૂ જોઇએ છીએ તેમાંથી ૮૩ ટકા જેટલા માટે તેને અમેરીકા ઉપર આધાર રાખવો પડે છે. આજ કારણથી બાર વર્ષ ઉપર બ્રિટીશ કૉટન ગ્રોઇંગ ઍસોસિએશન સ્થાપવામાં આવી હતી જેનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે, બ્રિટિશ સલ્તનતમા જેમ બને તેમ વધારે રૂ ઉગાડવું કે જેથી લૅંકેશાયરને અમેરીકા ઉપર આધાર રાખવો ન પડે. આ ચિન્તા હાલ વધી પડેલી છે. કારણ કે, પહેલાં અમેરીકા રૂ ઉગાડીનેજ સંતોષ માનતું, પણ હમણાં તો તે રૂ પોતાને માટે રાખી કાપડનાં કારખાનાં કાઢી પોતાનો માલ બીજા દેશોને પુરો પાડવાની તેને ઇચ્છા થયેલી છે. તેથી જેમ વખત જતો જાય છે તેમ લૅંકેશાયરને રૂ માટે બહુ મુશ્કેલીઓ નડશે. છેલ્લાં વીસ વર્ષમાં અમેરીકાનો પોતાનો રૂનો ખપ ૨૬,૦૦,૦૦૦ ગાંસડી ઉપરથી વધીને ૫૩,૦૦,૦૦૦ ગાંસડીઓ ઉપર ગયો છે. બ્રિટીશ કૉટન ગ્રોઇંગ ઍસોસિએશનના પ્રમુખ મી. હટને આ બાબત ઉપર ભાષણો કરતાં થોડુંક ઉપર જણાવ્યું હતુ કે, આવી જાતની સ્થિતિ ઘણીજ ચિંતા ઉપજાવનારી થઇ પડેલી છે. આ ઍસોસિએશને ૧૯૧૪માં ૮૨૦૦૦ ગાંસડીઓ તૈયાર કરાવી હતી, પણ જે જરૂર છે તેના પ્રમાણમાં આ આંકડો કંઇજ મોટો ગણાય નહિં.

---

છેલ્લા બે વર્ષ થયાં હિન્દુસ્તાનમાં હુન્નર અને ઉદ્યોગના ઉત્કર્ષ માટે અનેક પ્રયાસ ચાલે છે અને ભાષણો અને સભાઓ દ્વારા અનેક ચળવળ ઉભી કરીને એ પ્રયાસને ફત્તેહમંદ બનાવવા મહેનત કરવામાં આવે છે. તેમ છતાં પણ આપણે કહેવું જોઇએ કે તે ઉત્કર્ષ મનમાનતો થયો નથી અહિં યુનાઇટેડ સ્ટેટ્સના છેલ્લા બે વર્ષના વેપાર ઉદ્યોગના આંકડા જોવાથી આ દલીલની સત્યતા બરાબર સ્પષ્ટ જણાઇ આવશે. અહિં સાથે એટલું ધ્યાનમા રાખવા જેવું છે કે યુનાઇટેડ સ્ટેટ્સમાં જે ઉત્કર્ષ થયો છે તે લડાઇને લીધેજ થયો છે એમ નથી

છેલ્લા બે વર્ષમાં યુનાઇટેડ સ્ટેટ્સની પ્રજાની દોલતમા ૪૧,૦૦,૦૦,૦૦,૦૦૦ ડૉલરનો વધારો થયો છે-એટલે કે per capita દરેક માણસદીઠ ૪૧૦ ડૉલરનો વધારો થયો છે પ્રજાન

ધી ગાર્ડી ટાઇમ્સ માર્ટ ૨૧ મેક આર્ટ ફોર્ટ મુંબઇ.

ઇતિહાસમાં આટલો વધારો આ પ્રથમ વખતજ જોવામાં આવે છે. ૧૯૧૨ ની સાલ કરતાં બેંક ડીપોઝીટમાં ૨૪% વધારો થયો છે, અને તેજ સાલના કરતાં વેપારમાં ૨૨૭% જેટલો વધારો છે. ખેતીવાડીને લગતી વસ્તુઓમાં ૪૪૧% વધારો છે, અને સાંચાકામથી તૈયાર થયેલી વસ્તુઓમાં ૧૫૫% જેટલો વધારો છે. ખેતરોની કિંમત ૧૯૧૨ ની સાલ કરતાં ૧૨·૭% વધી છે. સાંચાકામના ઉદ્યોગમાં કામ કરનારાઓની સંખ્યામાં ૨૩·૨% વધારો થયો છે. સાંચાકામથી તૈયાર થયેલા માલનું મૂલ્ય ૯,૪૦,૦૦,૦૦,૦૦૦ ડૉલર એટલે આશરે ૪૧·૨% વધ્યું છે. આ આંકડાઓનો આવો અસાધારણ ઉછાળો આપણને પ્રથમ દૃષ્ટિએ જોતાં વિહ્વળ કરી મૂકે છે. મજૂર વર્ગોના નાયકોએ જાહેર રીતે જણાવ્યું છે કે આટલા સારા સંજોગો વચ્ચે, આટલા સારા પગારથી, અને આવી રોજી ઉપર મનુષ્યોએ યુનાઇટેડ સ્ટેટમાં કોઈ પણ દિવસ આગળ કામ કર્યું નથી.

ન્યુ યૉર્ક સ્ટેટમાં કારખાનાઓમાં ૧૯૧૨ના એપ્રિલ કરતાં ૧૯૧૬ એપ્રીલમાં ૨૧% વધારે કામદારોએ કામ કર્યું હતું. આજ સ્થિતિ આખા યુનાઇટેડ સ્ટેટ્સમા જોવામાં આવે છે.

આ આબાદાની અમુક વ્યક્તિ કે અમુક વર્ગનીજ નથી પણ આખી પ્રજાની છે. તેમજ એક વર્ગના પૈસાને પ્રતાપે બીજો વર્ગ પૈસાદાર થયો છે એમ પણ નથી. ખેડુતો, કામદારો, વ્હેપારીઓ સ્ટીમરોની કંપનીઓ વિગેરે સર્વ સંસ્થા અને મનુષ્યો આ આબાદાનીથી દ્રવ્ય સંપાદન કરવા ભાગ્યશાળી થયા છે.

---

મહાવિગ્રહથી યુનાઇટેડ સ્ટેટ્સની પ્રજાને ફાયદો થયો છે, એ આપણે સ્વીકારીએ છીએ, પરંતુ હેમના આન્તરવિકાસની સાથે સરખાવતાં વિગ્રહને લઇને બહુ અલ્પ ફાયદો થયો છે એમજ કહેવું જોઇએ.

આ વર્ષમાં લડાઇના સરંજામની નિકાશ ૬૮,૦૦,૦૦,૦૦૦ ડૉલર એટલે કે સાંચાકામથી બનતી વસ્તુઓના એક ટકા જેટલી છે. ૧૯૧૨ના કરતાં ૧૯૧૬માં ૯,૪૦,૦૦,૦૦,૦૦૦ ડૉલરનો વધારો સાંચાકામની વસ્તુની નિકાશમા થયો છે. તે આકડામાંથી આ આકડો બાદ કરી નાખીએ તોપણ ૧૯૧૨ની સાલ કરતાં ૮,૯૨,૦૦,૦૦,૦૦૦ ડૉલર જેટલો વધારો બાકી રહે છે.

યુનાઇટેડ સ્ટેટ્સની બધી વસ્તુઓની નિકાશમાં આટલો બધો વધારો થયો, તે યુરોપમાં વિગ્રહને લઇને ત્યાંના હુન્નર ઉદ્યોગને લાગેલાં નૂકશાનથી છે એમાં કાંઇ ખોટું નથી. પણ એમાં પણ યુનાઇટેડ સ્ટેટ્સના આંકડા જોવાથી જણાશે કે, તે દિશામાં ઝાઝો વધારો નથી. ત્યાંના પરદેશના વ્હેપારમાં આયાત કરતાં નિકાશમાં છેલ્લાં બે વર્ષમાં ૨,૧૩,૦૦,૦૦,૦૦૦ ડૉલરનો વધારો થયો છે હવે આપણે ધારો કે એમ ધારીએ કે આ બધા પૈસા લડાઇને લીધેજ ત્હેમને મળ્યા છે તેમ છતા પણ ત્યાંની પ્રજાની દોલતમાં જે ૪૧,૦૦,૦૦,૦૦,૦૦૦ ડૉલરનો વધારો થયો છે એ આપણે યાદ રાખવું જોઇએ. આ વધારો તેજ મુદ્દતમાં થયો છે અને નિકાશના વધારાના આંકડા કરતાં આશરે વીસગણો વધારે છે. નિકાશમાં લડાઇને લીધે ભાવમાં થયેલા વધારાને બાદ કરીએ તો પણ બે વર્ષમાં ૩૮,૦૦,૦૦,૦૦,૦૦૦ ડૉલરનો વધારો ત્યાંની પ્રજાનો તે શાથી ? તે અન્ય કોઇથી નહિં પણ પ્રજાની આન્તર આબાદાનીથીજ.

---

ગયે વર્ષે સરકારી મદદથી વિલાયતમાં ઉભી થયેલી બ્રિટીશ ડાઇઝ કું. લી. નો પહેલો વાર્ષિક રીપોર્ટ હાલ બહાર પડયો છે. પણ એ રિપોર્ટપરથી એ સાહસે અત્યાર સુધીમાં શી વ્હેપારી ફત્તેહ મેળવી છે તેની ખબર મળી શકતી નથી. કારણ વિલાયતના ફીનૅન્સ ઍક્ટ મુજબ મહેસુલ આપવા બાબતમાં મહેસુલી અધિકારીઓ સાથે એ સંસ્થાની બોર્ડ હજુ ઠરાવપર આવી શકી નથી જો કે બીજી ઘણીએક જાહેર સંસ્થાઓને પોતાનાં

---

ઍક્ષન્સશીટ પ્રસિદ્ધ કરવામાં આ સુરૂવી નથી, નથી અને આ બ્હાનું કાઢવામાં આવ્યું છે તે સંતોષકારક નથી. મ્હેસુલ આપવાની બાબત નક્કી કરવાની છે એટલે એટલું નક્કીજ કે એ કમ્પનીએ નફો તો કર્યોજ છે. એ કમ્પનીના શેર અને લોનની થાપણ તા૦ ૧ લી ઑગષ્ટ ૧૯૦૬ ને રોજ એક એક પૌંડની કિંમતના ૮,૬૪,૬૭૯ શેરોની હતી જેમાંથી શેર દીઠ ૧૦ શીલીંગ ભરાઇ હતા. તથા સરકાર તરફથી ૧૦,૬૪,૬૭૯ પૌંડ ઉછીના લેવામાં આવ્યા હતા. રિપોર્ટ પરથી જણાય છે કે, લડાઈને લીધે કેટલાક માલોની અછત હોવા છતા એ કમ્પનીના કારખાનામાંથી ઘણો વધારે જથ્થો બ્હાર પાડવામાં આવ્યો હતો અને જે જે રંગોની બહુજ માંગણી થાય છે અને જે રંગો બનાવવા જોઇતા માલો મોટા જથ્થામાં મળી શકે છે, તે રંગો વધારે બનાવવા માટે કારખાનામાં વધારો કરવામાં આવનાર છે સ્વીટ્ઝર્લૅંડના કારખાનાવાળાઓને આ કમ્પનીએ મોટા જથ્થામા કાચા પદાર્થો પુરા પાડયા હતા જે વિના બ્રિટીશ બજારોને તે કારખાનાંઓ રંગોનો મોટો જથ્થો પુરો પાડી શકતે નહિં.

કમ્પનીના ડીરેક્ટરો ધ્યાન ખેંચી જણાવે છે કે જે ઇન્ટરમીડીયરીઝમાંથી રંગો બને છે, તેનાં કારખાના વિલાયતમાં સ્થાપવાની જરૂર છે, કે જે હજુ સુધી મોટા પાયાપર બનાવવામા આવતા નથી ઇન્ટરમીડીયરીઝ બનાવવા માટે જરૂરીયાત અખતરા કરવામાં આવ્યા છે અને થોડુંક સાચાકામ પણ ઉભાં કરવામા આવ્યા છે

રિપોર્ટ પરથી વધુ જણાય છે કે, ફ્રેન્ચ સરકારે નીમેલા એક ખાસ કમિશન સાથે આ કારખાનાની બોર્ડ મસલત કરી ફ્રાન્સમાના એવા એક મોટા કારખાના સાથે કેટલીક બાબતોમા સહકાર્યતા કરવાનો ટુંક મુદ્દત માટે કરાર કર્યો છે.

---

જાપાનના આ વર્ષના પ્હેલા ૬ માસના તથા જુન માસના પરદેશી વ્યાપારનું જે પત્રક ટોકયો ખાતેના સરકારી નાણાં ખાતા તરફથી બ્હાર પાડવામાં આવ્યું છે, તે પરથી જણાય છે કે જાપાનનો પરદેશો સાથના વ્યાપારમાં ઘણો સુધારો થયો છે. ૧૯૧૫ ના જુન માસની પરદેશોથી થતી આયાતમાં જુન ૧૯૧૬ માં ૨,૭૦,૪૩,૦૦૦ યેનનો વધારો થયો હતો જ્યારે નિકાશમાં ૨,૯૮,૬૩,૦૦૦ યેનનો વધારો થયો હતો. ૧૯૧૬ ના પ્હેલા ૬ માસમાં થયેલી આયાત તથા નિકાશ ૧૯૧૫ ના પ્હેલા ૬ માસની આયાત તથા નિકાશ સાથે સરખાવતાં આયાતમાં ૯ કરોડ ૨૦ લાખ યેનનો તથા નિકાશમાં ૧૬ કરોડ ૮૦ લાખ યેનનો વધારો થયો હતો. નિકાશમાં એ છ માસમાં મોટો વધારો કાચા રેશમમાં (૫ કરોડ ૨૦ લાખ યેનનો), સુતરમાં (૮ કરોડ ૭ લાખ ૫૦ હજાર યેનનો) સુતરાઉ ખમીસ વિગેરેમાં (૧ કરોડ ૧૦ લાખ યેન) તથા ત્રાંબાના ગઠ્ઠામાં (૬૦ લાખ યેન)નો મોટો વધારો થયેલો હતો.

આયાતમાં મોટો વધારો કાચા સુતરમા (૨ કરોડ ૯૦ લાખ યેન), લોખંડમાં (૨ કરોડ ૨૭ લાખ ૫૦ હજાર યેનનો) અને સીસામાં (૨૭ લાખ ૫૦ હજાર યેન) ચોખા (૨૦ લાખ) અને વટાણામા (૨૭ લાખ ૫૦ હજાર, યેન) નો વધારો થયો હતો.

---

સને ૧૯૧૬ ના આખી દુનિયાના પાકના વર્તારા ધી ઇન્ટરનૅશનલ ઇન્સ્ટીટયુટ ઑફ ઍગ્રીકલ્ચર તરફથી બ્હાર પાડવામા હાલ આવ્યા છે જેમાંથી જણાય છે કે કૅનેડામા ગયા વર્ષ કરતાં ૪૦ ટકા ઓછો પાક ઉતરશે પણ ૧૯૧૦ થી ૧૯૧૩ સુધીના વર્ષોના પાકની સરાસરી કરતાં ૧૧ ટકા વધારે છે યુનાઇટેડ સ્ટેટ્સના પાકમા હેમંત રૂતુના ઘઉંનો પાક ફક્ત ૧૨,૩૮,૩૩,૦૦૦ ક્વીન્ટલ* અને વસંત રૂતુનો પાક ૫,૪૧,૬૦,૦૦૦ ક્વીન્ટલજ ઉતરશે એવી આશા

*એક ક્વીન્ટલનું આશરે ૧૦૦ રતલ થી ૧૧૨ રતલ એટલે એક હંડ્રેડ વેટ એટલું વજન હોય છે

રાખવામાં આવે છે અને ૧૯૧૫ ના આંકડા સાથે સરખાવતાં આ આંકડામાં શીયાળાના પાકમાં ૩૧ ટકા અને વસંત રૂતુના પાકમાં ૪૪ ટકાનો ઘટાડો માલમ પડે છે. પણ છેલ્લાં પાંચ વર્ષના પાકની સરાસરી કાઢીએ તો તે સરાસરી કરતાં આ વર્ષના શીયાળાના પાકમાં ત્રણ ટકાનો વધારો છે જ્યારે વસંતરૂતુનો પાક તો એ સરાસરી કરતાં ૧૯ ટકા ઓછો છે બીજા દેશોમાં અત્યાર સુધીમાં ઇટલી, સ્પેઇન, જાપાન, ટયુનીસ અને સ્વીટઝરલૅંડના વર્તારાના આંકડા આ સંસ્થાને જણાવવામાં આવ્યા છે જેનો સરવાળો ૪૨,૯૬,૫૫,૦૦૦ ક્વીંટલનો થાય છે. જે એ દેશોના ૧૯૧૫ ના એકંદર પાકના કરતાં ૨૧ ટકા ઓછો છે. પણ પાંચ વર્ષની સરાસરીના આંકડાની લગભગ સરખો છે.

રાઇ નામના જવનો પાક કૅનેડાનો ૭,૬૮, ૦૦૦ ક્વીન્ટલ આંકવામાં આવ્યો છે જે ૧૯૧૫ ના કરતાં ૨૬ ટકા તથા ૧૯૧૦ થી ૧૯૧૩ ની સરાસરી વર્ષ કરતાં ૩૮ ટકા વધારે છે. યુનાઇટેડ સ્ટેટ્સનો પાક ૧,૦૬,૮૩ ૦૦૦ ક્વીન્ટલ આંકવામાં આવ્યો છે. બીજા દેશોમાં, સ્પેઇન, ઇટલી અને સ્વીટઝરલૅંડના પાકના આંકડા મળ્યા છે જેમાં અમેરીકાના આંકડા ઉમેરતાં ૧૯૧૬ માટે ૨,૧૩,૪૬,૦૦૦ ક્વીન્ટલ થાય છે જે ૧૯૧૫ ના જેટલા તથા ૧૯૦૯ થી ૧૯૧૩ ના વર્ષના પાકની સરાસરી કરતાં ૧૭ ટકા વધારે છે. બારલી જવનો પાક ગયા વર્ષ કરતાં ઓછો ઉતરે એમ લાગે છે

---

અત્રેની ધી ઓરીએન્ટલ એન્જીનીયરીંગ ઍન્ડ ટ્રેડીંગ કું. વાળા મી. એન. એસ. બાયનકર તરફથી નીચેની તેઓની સુચનાઓ આ માસિક દ્વારા આ ચેમ્બરના સભાસદોની જાણ માટે પ્રસિદ્ધ કરવા વિનંતિ કરવામાં આવી છે. તેઓ જણાવે છે કે, મધ્ય હિંદમાંના એક દેશી રાજ્યમાં જ્યાં પાણી તથા કાચા પદાર્થોની ઘણી સવડ છે ત્યાં એક સ્પીનીંગ તથા વીવીંગ મીલ ઉભી કરવાની ગોઠવણ તેઓ કરે છે. ત્યાં મીલ ઉભી કરવાના ફાયદાઓ તેઓએ કેટલાક નીચેની સુચનાઓમાં જણાવ્યા છે તથા આ બાબત વધુ વિગત જેને મેળવવી હોય તેઓ સઘ મેળાપ કરવા તેઓએ ખુશી જણાવી છે.

RAVELIN ST., HORNBY ROAD,

*Bombay, 26th October, 1916*

**For circulation to the Members through the courtesy of the Indian Chamber of commerce, the following proposals have been drawn up, with a view of securing Co-operation and support and the successful floating of the mill. The undersigned shall be glad to discuss details, with the interested members.**

1. We are arranging to start a Spinning and Weaving Mill, in a prominent native state in Central India, where the facilities for water and raw products are plentiful. The local m rket will consume the entire output of the mills. It is not necessary to point out, that Central India offers unlimited advantages for the starting of a Cotton mill, where raw-materials, and labour are abundant.

2. It is proposed to begin with Twelve Thousand Spindles and Two Hundred Looms, with provisions for extension and mc, as pro-

# ધી સેંટ્રલ બેંક ઑફ ઇન્ડિયા લીમીટેડ.

| | | |
|---|---|---|
| શેરો ભરાયલી થાપણ | ... .......... .. | રૂ. ૩૦ લાખ. |
| પગાર થયેલી થાપણ | ... ........ .. | રૂ. ૧૫ લાખ. |
| રીઝર્વ ફંડ | ............ ...... | રૂ. ૧ લાખ. |

આ બેંકમાં ડીપૉઝીટ મુકેલી દરેક પાઈની સલામતી માટે ખાસ ગોઠવણ બેંકની આરટીકલમાં કરવામાં આવેલી છે.

મેશર્સ એ. એફ. ફરગ્યુસનની કું. ચારટરડ એકાઉન્ટંટસ આ બેંકના હીસાબો અને જામીનગીરીઓ દર અઠવાડીએ તપાસે છે.

પ્રેસીડંસી બેંકો માફક આ બેંક પોતાના હીસાબનાં પખવાડીક સરવૈયાં બહાર પાડે છે

દરેક રીતનું બેંકને લગતુ કામકાજ કરવામાં આવે છે.
હાલમાં ટુંકી તેમજ લાંબી મુદતના વ્યાજના દરો માટે મેનેજરને મળવું.
ચેકો તથા બેંકને લગતો પત્ર વ્યવહાર ગુજરાતીમા પણ થઇ શકે છે.
વડી ઑફીસઃ—એલાઇસ બીલ્ડીંગ, કોટ, મુંબઇ.
શાખા ઑફીસો—ઝવેરી બજાર, મુંબઇની માંડવી, તથા શેરબજાર.

ચાલુ ખાતા ઉપર. રોજની બાકી ઉપર.

| | | |
|---|---|---|
| જાનેવારીથી જુન. .. ..... | ૩ | ટકા. |
| જુલાઈથી ડીસેમ્બર....... .. | ૨॥ | ટકા. |
| ૧૨ માસની ડીપૉઝીટ........ | ૪॥ | ટકા. |
| રૂ. ૩૦૦૦ થી વધુ રકમ માટે .. | ૫ | ટકા. |

ટુંકી મુદતના ભાવો અરજ કરવાથી માલમ પડશે.
વધુ વીગતો માટે મેનેજરને મળવું.

સોરાબજી ન. પેચખાનાવાલા

moters of the mills, have negotiated for the purchase of a complete Mill of Twelve Thousand Spindles, with all its preparatory machinery and power, which has been working only for a short period and now remains closed, for a sum of Rupees Two Lakhs and Fifty Thousand, which amount includes the cost of removing and erecting in the new proposed site. The original cost of the above machinery, which was purchased before the war, is Six Lakhs of Rupees and the present price, if new machineries are brought, will be double the value.

3. It is estimted that the cost of buying and erecting 200 Looms, will approximately be Rupees Two Lakhs.

It is proposed to float the mill, with a capital of Rupees Twelve Lakhs, with powers to increase, divided into shares of Rupees One Hundred each. We have canvassed for shares to the extent of Rupees Three Lakhs in the State, and there is a possibility of selling a further 1000 shares. The State has given us a guarantee that for 20 years no other concern will be allowed to start another mill in the Territory, and, if the proposed mills face any competition in the Ahmedabad and Bombay goods, the State has promised to protect the mill's interest by increasing the Octroi duties on the foreign goods.

The above are only a few of the important outlines and any detailed information could be furnished for the interested enquirers.

N. S. BAYANKER,

Proprietor of the Oriental Engineering & Trading Co.



ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક ઑટ ફોર્ટ મુંબઈ.

# સાભાર સ્વીકાર.

( રિવ્યુઅરઃ—J. L. D. B. )

## રાણી પેન.

બનાવનારઃ—મેસર્સ કુલકર્ણી બ્રધર્સ.

આપણા દેશના કેટલા અર્થશાસ્ત્રીઓએ અથવા સ્વદેશી વસ્તુને ઉત્તેજન આપવુ જેને આગ્રહ છે એવા કેટલા જનોએ કયે દિવસે એવો વિચાર કીધો છે કે ટાચણી, લેખેણી (Pencils) તાંક (સ્ટીલપેન) વગેરે લખાણ કામના સામાન -સ્ટેશનરી-માં વિદેશ હિંદ પાસથી કેટલા પૈસા ખેંચી જાય છે? કાગળો વગેરે વસ્તુ નો જૂદી, પણ માત્ર આવી પરચુરણ વસ્તુઓ આપણા દેશમા વિદેશથી દર વર્ષે લગભગ રૂ ૧૦) લાખની આવતી હતી અને આવે છે આ દેખાડી, આપે છે કે, હજુ આપણે આવા નાના ટાંચણી અને તાક બનાવવા જેવા હુન્નરોદ્યોગમા પણ કેટલા પછાત છીએ નિશાળમાં જતા નાના છોકરાઓ આહિથી લખવા માડે કે તેઓની જીહ્વાએ જૉન-મીચલ નં. ૯-૧૦-૧૧ અને જી પેન, રીલીફ, વગેરે વિદેશી નામો ત્વરાએ આવવા માડે છે આપણું આ સ્વદેશાભિમાન! છતા આપણને ખુશી થવાનું કારણ મળે છે કે, મેસર્સ કુલકર્ણી બંધુઓએ વળી સ્વદેશી વસ્તુને ઉત્તેજન આપવા કાજે નામદાર મુબઈ અને મદ્રાસની સરકારે ૫૦૦ ગ્રોસની વરદી આપી છે, તેજ દેખાડી આપે છે કે, બનાવટ ઉત્તમજ છે. વળી મીચલની રીલીફ ગ્રોસના રૂ. ૧-૧૪-૦ ઓછામાં ઓછા આપણા ખીસામાંથી લઇ જાય છે, ત્યારે આ "રાણી" રૂ. ૧-૪-૦ માં મળી શકે છે.

એક વખ્ત 'રીલીફ' પેનનો જેમ જમાનો હતો, તેમ હવે 'લેડીઝ પેન' વધુ પ્રસશા મેળવતી જાય છે અને સાથે ને એટલા તો મોઘી દાટ છે કે જો કે આખી બાર તાકના દશ આના આપવા પોસાતા નથી, છતાં જેને તેની ગરજ હોય તેને ખર્ચ્યાં વીના પણ ચાલતુ નથી માટે અમે આશા રાખીએ છીએ કે કુલકર્ણી બધુઓ લેડીઝ પેનને મળતી તાંક બનાવવાનો પ્રયાસ કરશે દરમ્યાન અમે તેના યોજકોને પુર ફત્તેહ ઇચ્છીએ છીએ અને આશા રાખીએ છીએ કે મેસર્સ કુલકર્ણી બ્રધર્સની બનાવટે પેદા થયેલી 'રાણી પેન' તાકોમાં રાણીપદ મેળવી વધુ આબાદીને પામે!

---

## પ્રભુમય જીવન.

અનુવાદકઃ—રા રા મણીલાલ ન દોશી બી. એ.
સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય.
કિંમત ૦-૮-૦

અને વિચાર" એ શિર્શક નિચે આલેખવામાં આવ્યાં છે. એક સારાં પુસ્તક માટે વધુ પ્રશંસાની જરૂર નથી. બાળકો માટે "ચારિત્ર અને વિચાર"નો વિષય ખરેખર મનન કરવા યોગ્ય છે અને ઇચ્છીશું કે તેને જુદો છપાવી શાળાઓમાં બાળકોને ઇનામી ચોપડી તરીકે વેચાવા માટે પ્રયાસ કરવામાં આવે.

## સુધરેલી સીતા.

લેખકઃ—ચીમનલાલ રતનલાલ દેસાઇ.
પ્રકાશકઃ—ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા.

અસ્ની વાર્તામાળાની ચૈત્ર, વૈશાખ અને જેઠ, એ ત્રણ માસની આ ભેટ છે લેખકના કહેવા મુજબ આ વાર્તાનું વસ્તુ "મૉડેલ ભગીની" અગ્રેજી–બગાળી મિશ્ર નામક બંગાળી પૂસ્તક ઉપરથી ઉતારવામાં આવ્યું છે. આ વાર્તામા સુધારાને અંગે થતા બખાડાનો ચિતાર આપવાનો આશય હોય એમ અમને લાગે છે, પરંતુ કોઇ કોઈ ઠેકાણે ખરા સુધારાને વગોવવા જેવું થતું હોય એમ અમને લાગે છે કવિ દલપતરામે કહ્યુ છે કે —

> ઓછું પાત્ર અને અદકું ભણ્યો,
> વઢકણી વહુએ દિકરો જણ્યો.

આવી રીતે જ્યા "અણુદિઠયાનું દિઠ્યું" તેના જેમ કર્મ સયોગે અપાત્રને અધુરી વિદ્યા અથવા વિત આપડે છે ત્યાંજ વાર્તામાં આળેખેલા દ્રષ્ટાંતો થતાં વખત પર દેખાય, પરંતુ જેણે પૂર્ણ વિદ્યા લીધી હોય, જેઓ ખાનદાન હોય તેને ત્યાં અમર્યાદ વસ્તુ બનતી હોય એમ અમારૂં માનવું નથી

અન્ય ભાષામાથી પુસ્તકો આપણી ભાષામાં ભાષાન્તર કરીને પ્રસિદ્ધ કરનાર વ્યકિતએ મૂળ એ ધ્યાનમા રાખવાનું છે કે, જે જાતનાં પુસ્તકો આપણા સાહિત્યમા ન હોય અથવા તો હોય પણ અલ્પ પ્રમાણમાં હોય અને જે પુસ્તકો પ્રસિદ્ધ થયેથી ગુજરાતી જીવનમાં ઉચ્ચ આશય, ઉચ્ચ લક્ષ્ય અને ઉત્તમ ભાવનાઓ જાગૃત થાય અને ત્હેમના જીવન વધુ ઉજમાળાં બને. આ પુસ્તકથી એ પરિણામ આવશે એમ અમે કહી શકતા નથી. "સુધારાવાળા" અને "ત્હેમનો સુધારો" આ બે શબ્દોને આપણા ગુજરાતીઓ તરફથી ઘણો અન્યાય થયો છે તે દૂર કરવાને બદલે આ પુસ્તક ત્હેમાં વધારો કરતું હોય તેમ લાગે છે. "સુધારો" અને "સુધારાવાળાઓ" એટલે બિભત્સતાનો અખાડો એ માનવાનો અને મનાવવાનો વખત સુભાગ્યે હવે રહ્યો નથી એટલે આ જાતના વસ્તુવાળા પુસ્તકો ફાયદો કરતા નુકશાન વધુ કરે છે એવી હમારી માન્યતા છે બગાળી સાહિત્યમાંથીજ જો ભાષાન્તર કરવા હોય તો આ "મૉડેલ ભગિની"ના કરતાં બીજાં અનેક સારાં પુસ્તકો મળી શકે તેમ છે એ વાત જાણીતી છે

## વીસમી સદી.

પ્રકાશકઃ—હા અ. શિવજી
લવાજમ રૂ ૬ વાર્ષિક.

નવા જમાનાની નવી વાતો! વીસમી સદીમા બધુંએ નવું. વિષયો નવા, ચિત્રો નવા, વાર્તા નવી તેમ અક ગણવાની રીત પણ નવી આ માસિક છ માસનું પુસ્તક લેખતું હોવાથી આઠમો માસ એટલે બીજા પુસ્તકનો બીજો અંક! અને તે પણ દિવાળીનો. શરૂઆતમાંજ "હિંડોળાની ઝકઝોળ"નો આશુકમાશુકના નયણબાણનો દેખાવ દ્રશ્યમાન થાય છે. સેના ખાસ ખેલ, શમશેર બહાદૂર મહારાજા સયાજીરાવ ગાયકવાડના જીવનથી જેઓ જ્ઞાત હશે, અથવા જેઓ તેમના સંબધમા થોડા ઘણા પણ આવી ચૂકયા હશે તેઓને આ અંકમાં તેમનું ચારિત્ર જે કવિ ન્હાનાલાલની ગીઠી શૈલીએ લખાયું છે, તે ઓજ જાતનો આનંદ આપશે સત્ય વસ્તુના કથન સાથે,

જેરાધિશનું જીવન અંદર અને બહારથી કુ હોવું જોઇએ તેની જે ઝાંખી લેખકે કીધી છે, તેમાં તેઓ પરિપૂર્ણ વિજયી નિવડયા છે એમાં જરા પણ શક નથી પ્રકાશકે લખેલો પૂર્વ ભાષા ભણનારા પશ્ચિમવાસીઓની ઓળખ કરાવનારો વિષય સાહિત્યવિલાસી જનો માટે અમૂલ્ય છે. રા રા. વિભાકર કૃત 'સુધાચંદ્ર'ના નાટકનાં આઠ ચિત્રો પીળા આર્ટ પેપરના અભાવે પીળા ટીન્ટ બ્લોકના ઉપર છાપેલાં છે તે અંકને અચ્છાં દિપાવે છે. આ અંકમાં વાર્તાઓનો સંગ્રહ પણ સારો જોવામા આવે છે, અને દિવાળી નિમીત્તે કાઢેલો અંક ધ્યાન ખેંચે છે એ નિઃસંશયજ છે.

---

## કાઠીઆવાડ હિન્દુ અનાથ આશ્રમ સંબંધે જાહેર પ્રજાને અરજ.

આ આશ્રમની વ્યવસ્થામા ફેરફાર થયાનાં વર્તમાન જાહેર પ્રજાને મળી ચૂકયા છે. એ ઉપરથી સર્વની પ્રતીતિ થઈ હશે, કે આ આશ્રમ ઉપર દેખરેખ રાખતી મેનેજીંગ કમીટીએ, માત્ર ઘણીવાર અને ઘણે સ્થળે બને છે તેમ, એક બહારના દેખાવનું પુતળું માત્ર નથી. પણ જાહેર પ્રજા તરફથી પ્રાપ્ત થતી દરેક પાઈનો સદુપયોગ થયેલો જોવા ઇચ્છનાર અને આશ્રમની પ્રત્યેક હકીકત અને સ્થિતિની બારીકીથી તપાસ કરી આશ્રમના અમુલ્ય ઉદ્દેશો પાર પાડવા સતત્ ઉદ્યોગ કરનાર જીવતું જાગતુ મંડળ છે. અમોને આશા છે, કે આ હકીકતની સર્વને ખાત્રી થતા આ આશ્રમને આજ સુધી મળેલ સહાય કરતાં પણ વધારે ઉત્સાહપૂર્વક સહાય કરવા પ્રત્યેક મનુષ્ય ઉત્સુકત થશે, અને મહાન્ પ્રભુના આ જગત પરના અનાથ બાળકો તરફની સહાનુભૂતિ વ્યવહારૂ સ્વરૂપમા દર્શાવશે

આશ્રમની આર્થિક સ્થિતિ અત્યંત શોચનીય છે બાળકોને જમવા અપાતા ખોરાક અને પહેરવા અપાતા પોશાકના નાણાં ભરી આપવા માટે પ્રાતદિન ફાટી આંખે પોસ્ટ મેનની રાહ જોવી પડે, અને "આજે તો કોઈ દાતા જાગે, તોજ લાજ રહે," એવું સદૈવ ચિંતવન કર્યા કરવું પડે, એ આ આશ્રમની આર્થિક સ્થિતિનો ટુંકો પણ ખરો ઇતિહાસ છે, અને અમોને ખાત્રી છે, કે તે દરેક મનુષ્યની દયાની લાગણીને ઉશ્કેર્યા સિવાય રહેશે નહિ.

વિશેષ શું કહીએ ? લાંબી શબ્દજાળો કરતાં આ ટુંકું ચિત્ર શું બસ નથી ? પ્રત્યેક માનવી હૃદયમા નિવાસ કરી રહેલા દૈવી તત્વો, દયા, ઉદારતા, અને પ્રેમનાં અંકુરોને જાગ્રત કરવા અમે એકવાર પુનઃ સર્વને વિનવીએ છીએ અને પોતાના કોમળ હસ્તને અવશ્ય અને તત્કાળ લંબાવવા અને દિવાળીના તહેવારોના આનંદમાં આ આશ્રમના દુઃખને નહિ ભૂલવા સર્વને અમારી પ્રાર્થના છે

ગિરિજાશંકર ભગવાનજી બધેકા
હાઇકોર્ટ વકીલ,
અમૃતલાલ દલપતરામ શેઠ
હાઇકોર્ટ વકીલ.
ઓનરરી સેક્રેટરીઓ.

## કાઠિયાવાડ હિંદુ અનાથાશ્રમ સબંધી જાહેર પ્રજાને એક સૂચના.

આ આશ્રમની મેનેજીંગ કમીટીની તા ૧-૧૦-૧૬ ના દિવસે મળેલી બેઠક વખતે આશ્રમના વ્યવસ્થાપક કવિ અંબાશંકર હરીશંકર યાજ્ઞિકને તેઓએ આશ્રમનું કામ અગત ગેરવ્યવસ્થાપૂર્વક તથા ગફલતથી કર્યું તે માટે આશ્રમમાંથી છૂટા કરવામા આવ્યા છ; આથી કરીને હવેથી તેઓ સાથે કોઇએ આ આશ્રમ સંબંધી કોઇ પણ પ્રકારનો વ્યવહાર કરવો નહીં કે પૈસાની લેવડ દેવડ કરવી નહી

આ આશ્રમ સાથેનો સઘળો વ્યવહાર હવેથી "સેક્રેટરીઓ, કાઠિયાવાડ હિંદુ અનાથાશ્રમ" એ શિરનામે કરવો

વઢવાણ કાંપ
તા. ૨-૧૦-૧૯૧૬.

ગિરિજાશંકર ભગવાનજી બધેકા.
હાઇકોર્ટ વકીલ
અમૃતલાલ દલપતભાઇ શેઠ
હાઇકોર્ટ વકીલ.
ઓનરરી સેક્રેટરીઓ

---

# ડૉ. બાટલીવાલાનો એશિયાટિક બામ

# લૉર્ડ કીચનરના ઉત્તમ શબ્દો.

"પૂર્ણ તૈયારી કરો. સર્વ ખાતામાં સર્વ વહિવટમાં કરકસર કરો" આ ઉત્તમ શબ્દો, આ શત્રુને તારાકારક શબ્દો, તે મહાવીર-મહા-પુરૂષ-સેનાપતિ, લૉર્ડ કિચનરના મુખમાંથી તા. ૪ થી આગષ્ટ સન ૧૯૧૪ના રોજ જયઘોષ કરતા અને ઝટપટ નીકળ્યા તે સર્વ લોકોએ સ્વિકાર્યા. તેજ પ્રમાણે પોતાના તથા પોતાના વ્હાલાંઓની જીંદગી સુખી કરવા સારૂ આવેલું દુઃખ દૂર કરવા કરકસર કરીને પૂર્ણ તૈયારી કરી રાખવી એ હમેશાં સારૂં છે, આપણા જગપ્રસિદ્ધ ડાક્ટર બાટલીવાલાની અનુભવથી સિદ્ધ થએલી દેવી અસરકારક દવા એશીઆટિક બામ પાસે રાખવાથી દુઃખ દૂર કરી શકાશે.

વાયુ, શર્દી, ઘા, દંશ, વગેરેથી ઉત્પન્ન થતા અનેક રોગોપર આ અચૂક રામબાણ દવા છે. ખરીદતી વખતે પેકીંગ પર અસલ છાપ રજીસ્ટર્ડની સીલ તથા આગળ બાજુપર ડા. બાટલીવાલાનો ફોટાવાળું એશિયાટિક બામ તપાસીને લેજો. આ દવા બે સાઇઝમાં સર્વ ઠેકાણે વેચાતી મળે છે.

તાબડતોબ આજને આજ મંગાવો.

# વનૌષધી સાર્સાપરેલા.

આ સાર્સાપરેલા સેવન કર્યાથી ઉપદંશજન્ય, ગરમીના રોગો તથા રસાયણી સેવન કરવાથી શરીર ઉપર થનારા ભયંકર વીકારો (લોહીનું બગડી જવું) તથા ધાતુના વીકારોને નાબુદ કરીને લોહીને સુધારે છે અને ચામડી ઉપર થતા અનેક પ્રકારના રોગોને મટાડે છે.

વળી એ સાર્સાપરીલા ગમે તે માણસે લીધો હોય તો લોહીનો સુધારો કરીને કૌવત આપે છે તથા સ્મરણશક્તિ વધારે છે. બાટલી એકની કીમત રૂા. ૧।

## મહા કુષ્ટ તથા સફેદ કોઢ ઉપર

### એ અતિ ઉત્તમ ગુણદાયક ઔષધી.

મારત મધુવલ્લી કીમત રૂ. ૧। } આ દવા પેટમાં લીધાથી અને તેલ ઉપર લગાડવાથી નીચે
નાગવલ્લી તેલ „ રૂ. ૨ } લખેલા વિકારો ખાત્રીથી સારા થાય છે.

અઢાર પ્રકારના કુષ્ટ રોગ, જેવા કે શરીરની ત્વચા ઉપર સફેદ, લાલ, કાળા, જાંબુ રંગના ડાઘ તથા સુંનબહેરી ઇત્યાદિ દરદો ઉપરની દવા લીધાથી ખાત્રીથી સારાં થાય છે, તેમજ લોહીનો સુધારો થઇ કાંતિને વધારે છે.

# COMMERCIAL SUBJECTS.

# વેપારી વિષયો.

## ELEMENTS OF POLITICAL ECONOMY

## અર્થશાસ્ત્રનાં સિદ્ધાંતો.

( માસિક માટે ખાસ લખનાર, મી જેકીસન લ બારભાયા )

(ઑક્ટોબરના પાના ૧૬૦ થી ચાલુ )

### પ્રકરણ ૫ મુ.

---

#### પરાયા મૂલકો અને વિદેશ સાથેની શાખ અને ધીરધારને અગે થતો વ્યવહાર.

—o—

પરાયા મૂલકો અને વિદેશ સાથેનો જ્યારે એક દેશને સબધ કરવો પડે છે ત્યારે વિદેશના વ્યાપારીઓ ઉપર ભરોસો મૂકવાને અગે તેની શાખ તપસી ધીરધાર કરવાની રીતિઓના અનેક માર્ગો ઉદ્દભવે છે આપણા દેશોમા પણ તેવા ઘણા પ્રકારો થવા પામ્યા છે જેમા એક બિલ્સ ઑફ એક્સચેન્જ મુખ્ય છે બિલ્સ આફ એક્સચેન્જ નાણાના ઘણા વ્યાપાર બજાવે છે અને તેથી સામાન્ય કિમતો ઉપર તેની અસર થાય છે મુબઇ, કલકત્તા, મદ્રાસ, કરાચી, રગુન, કોલબો વગેરે આપણા આગેવાન શહેરો જેમનો યુરોપ સાથે ભારે વ્યાપાર ચાલે છે ત્યા આ જાતની હુડીઓનો વ્યવહાર ચાલુ હોય છે ભાગ્યેજ એક વ્યાપારી બીજાને નાણા આપે છે, પણ મુખ્યત્વે વ્યવહાર આવી હુંડીઓની મારફતે ચાલુ રહે છે એટલે કે અમુક મુદ્દત પૂર્ણ થયેથી નાણા આપવાની ચીઠ્ઠીથી ગરજ સરે છે ત્રણ મહિનાનુ બિલ તે ત્રણ માસને અતે નાણા આપવાનું વચન થય છે આવુ એક બિલ પાકે, એટલે કે તેની મુદતની અવધી આવી રહે તે દરમ્યાન નાણા ઘણું કાર્ય બજાવે છે જે માણસને તે બિલ મળે તેને પોતાનેજ કં૦ ખરીદી કરવાની હોય, ધારો કે એક હજાર રૂપીઆનુ એક બીલ છે, અને તે 'ઘ' પાસેથી હાલના તેના માલેક 'ઞ' કને આવ્યુ છે, અને હવે 'ઞ' ને 'ઢ' પાસેથી એક હજારનો માલ લેવો છે, તો તે માલ લઇને તેના બદલામા 'ઘ પાસેથી મળેલુ બીલ તે 'ઢ' ને આપે, અને તે ઉપર પોતાની સહિ કરી આપે, જેનો અર્થ એ થાય કે જો 'ઘ' તે બીલના નાણા 'ઢ' ને નહિ આપે તો તે રકમ 'ઞ' પોતે 'ઢ' ને ચુકવી આપશે આ રીતિએ તે બીલ પાકે ત્યા સુધી તે ખરીદીઓ કરવાના અને અદલ બદલ કરવાના સાધન તરીકે વાપરવામા આવે છે આ ઉપરથી એ બીના સ્પષ્ટ થાય છે કે, 'આ બીલ નાણાનુ કામ બજાવે છે, અને ખરી રીતે જોતા તે 'બીલ' પોતાની પાકવાની મુદ્દત સુધી લખનાર અને આપનાર ઉભયની સાખ ઉપર નાણા જેટલીજ વેચાતું લેવાની શકિત ધરાવે છે હવે આપણે

---

પહેલાંજ જોઇ ગયા કે જો કોઈ પણ કારણથી દેશમાં ફરતું નાણું વધ્યું અને બીજી બધી હકીકત આગળની માફકજ ચાલી તો અવશ્ય ચીજોની કિંમતો વધવાની. કોઇ પણ ચીજનું મૂલ્ય (અથવા વિનિમય શકિત) તેનો ખપ અને તેની છત સરખી થવાથી નક્કી થાય છે; જો છત વધે તો ખપ વધારીને છત કરવા ખાતર મૂલ્ય ઉતરે. આવી જાતનો નિયમ બીજી ચીજોની માફક નાણામાં પણ હોય છે.

જ્યારે દેશમાં નાણાંની છત વધી પડે છે ત્યારે જો બીજી બધી હકીકત પહેલાં સરખીજ રહી હોય તો નાણાનુ મૂલ્ય ઘટવાનુ', તેની વિનિમય શકિત ઘટવાની અને કિંમતો ચઢવાની. ત્યારે ઉપર કહેલી રીતના બિલોની કિંમતો ઉપર શી અસર થાય છે તે સહેલાઇથી માલૂમ પડશે; આપણે હમણાંજ સમજી ગયા કે તે બિલ પાકે છે તે મુદ્દત લગી નાણાને બદલે વપરાય છે; અર્થાત્ કે આવા બિલોના વાપરવાથી દેશના ચલણી નાણામાં તેટલો વધારો થયો હોય એવી વસ્તુસ્થિતિ બનવા પામે છે. જે બધુ કાર્ય આ બિલોથી થાય છે તે જો રોકડ નાણાંથી કરવું પડતું હોય તો એમાંથી એક વાત થવી આવશ્યક છે:—(૧) કાં તો તેટલુ' નાણું ચલણમા વધારવું જોઇએ અથવા (૨) તો સામાન્ય કિંમતો ઉતારવી એટલે આવા બિલોથી કાં તો સામાન્ય કિંમતો વધે અથવા તો ઉતરી જતી અટકે.

આપણી તરફના દેશોમાં આવા બિલ્સ ઓવ એકસચેંજનો વ્યવહાર દિનપ્રતિદિન વધતો રહે છે અને તેને અંગે વિલાયતની ઘણી બેન્કો મૂખ્યત્વે આવાં બીલો ખરિદવા અને વેચવાનું કામ કરે છે. હુંડીઓનો વ્યાપાર ચલાવનારી બેન્કો અને દલાલો હુંડીઓનોજ વ્યાપાર કરે છે હુંડીઓ જ્યારે ઘણી અને સસ્તી હોય, ત્યારે વેચાતી લઇને તેઓ જ્યારે ઓછી અને મોંઘી થઇ હોય ત્યારે વેચે છે એટલે કે રૂ અથવા કાપડનો જેવી રીતે વ્યાપાર કરીએ તેવી રીતેજ તેનો પણ વ્યાપાર ચલાવવામાં આવે છે. આપણી તરફથી વિલાયતના સાહુકાર ઉપર થયેલી હુંડી જો ઓછી થઇ, તો વિલાયતના સાહુકાર ઉપર બીજા દેશો માહેથી થયેલી હુંડીઓ આપણે ત્યાંના વ્યાપારીઓ ખરીદ કરે છે અને અહિંઆનાં બજારોમાં તે હુંડીઓનો વ્યાપાર ચલાવે છે એટલે કે ઘણુંકરીને એવું થાય છે કે, એક દેશ માહેથી ઇંગ્લન્ડ ઉપર લખાયેલી હુંડીઓ કમી થઇ, એટલે બીજા દેશ માહેથી ઇંગ્લંડ ઉપર લખાયેલી હુંડીઓ વધારે હોય છે. તેનો ભાવાર્થ એટલો થાય છે કે, એક દેશ જોડે જો ઇંગ્લન્ડનો વ્યાપાર ચાલ્યો તો, પછી એક ઠેકાણેથી કમી, બીજેથી વધુ, એમ હુંડીઓની જા આવ થાય છે, તોપણ તે અંતર ઇંગ્લન્ડનાં સર્વ સાધારણ વ્યાપાર જોતા નહિં જેવો હોય છે. કારણ કે હમેશાંજ ઇંગ્લન્ડ તરફ બહારથી ઘણો માલ જવા લાગ્યો તો તેની કિંમત આપવામાં ત્યાંનો સઘળો પૈસો ચાલ્યો જાય. તેને બદલે ત્યાંથી ઘણો માલ જવા લાગ્યો તો તેની કિંમત આવવા લાગ્યાથી નાણાંની રેલછેલ થયે તેની (નાણાંની) કિંમત, ઉતરવા પામે. સારાંશ જેની ઇંગ્લન્ડની બાકી બીજા દેશો ઉપર લેહણી નિકળશે, તેવીજ બીજા દેશોની બાકી ઇંગ્લન્ડ ઉપર લેહણી નિકળશે. મતલબ કે, ઇંગ્લન્ડ ઉપરની થયેલી હુંડીઓને તેમજ ઇંગ્લન્ડની બીજા દેશો ઉપર થયેલી હુંડીઓ સમસમાનથી થશે તે જોતા હુંડીઓના વ્યાપારીઓ અથવા બેંકોનું કામ એટલુંજ કે, ઇંગ્લન્ડ ઉપર કયા દેશોમાં હુંડીઓ વધારે થઈ છે, તેમજ કયા દેશમા કમી થઇ છે, તેનો ભેત કરી હુંડીઓ એક ઠેકાણેથી ખરીદવી અન્ય સ્થળે વેચાવવી. આ રીતે વ્યાપાર ચલાવવાને ખાતર વિદેશની બેંકો આપણા દેશમાં મુખ્ય કામ કરે છે, અને તેને અંગે તેઓની દુનિયામા ઘણે સ્થળે શાખાઓ અને આડતો હોય છે તેટલા માટે આ બેન્કો ' એકસચેન્જ ' (Exchange) બેંકને નામે ઓળખાય છે.

**નોટો.** નોટોથી પણ કિંમતો ઉપર બિલ (હુંડી)ના જેવીજ અસર થાય છે. નોટો કાઢવાથી દેશમાં નાણાં વધ્યાં હોય એવી અસર થાયછે નોટો તે અમુક રકમ માંગે ત્યારે આપવાનું અભયવચન છે આપણી તરફ ચાલુ વ્યવહારમાં જેટલી હિંદની સરકારે કાઢેલી ૫,૧૦,૫૦,૧૦૦,૫૦૦,૧૦૦૦ અને ૧૦,૦૦૦ હજારની નોટો છે, અને તે દરેકના ઉપર હિંદી સરકારનો ખજાનચી પોતાની સહિ મૂકીને લખી આપે છે કે, "I promise to pay the bearer the sum of rupees — (આ લાવી આપનાર ગમે તે વ્યક્તિ જ્યારે માંગે ત્યારે હું રૂપીઆ—[ નોટ જેટલાની હોય તેટલી રકમ ] આપવા બંધાઉં છું )." બિલ ઑવ એક્સચેન્જ અને નોટ વચ્ચે ફરક એટલો હોય છે કે બિલના નાણાં બનાવેલા અમુક વખતે મળી શકે છે, પણ નોટના નાણાં જ્યારે જોઈએ ત્યારે મળી શકે છે. નાણાં કરતાં નોટ રાખવાથી કેટલી સગવડ પ્રાપ્ત થાય છે તે જેને મુંબઇ, કલકત્તા આદી સ્થળોમાં રોજ નાણાં લાવ લઈજા કરવાનુ કામ પડયું હોય તેનેજ જણાય. રાજ્ય ચલાવતી સરકારની શાહુકારીમાં લોકોને પૂર્ણ વિશ્વાસ હોય છે અને તેનેજ લીધે, નોટોના વેચાતું લેવાની શક્તિ રોકડ નાણાં જેટલીજ હોય છે. ઇંગ્લંડ વગેરે આગળ પડતા શહેરોમાં તો સરકાર ઉપરાંત બેન્કોને પણ પોતાની નોટો કાઢવાનો અખત્યાર મળેલો હોય છે. જે બેંકો આ નોટો કાઢે છે તેની શાહુકારીમા લોકોને ભરોસો હોવાને લીધે તે નાણાંને બદલે વપરાય છે આવી નોટો કાઢવાનો જેઓને હક મળ્યો હોય તેના શિર સરકાર તરફથી એટલી જોખમદારી રાખવામાં આવી હોય છે કે, જેટલી નોટો કાઢવામાં આવી હોય, તેટલાજ પ્રમાણમાં સોનું ચડી રાખવું. પરંતુ આવા ધારાથી કંઇ તે બેંકોને પોતે કાઢેલી બધી નોટો જેટલા નાણાં રાખવાં પડતા નથી, કારણ કે બધાએ લોકો સામટા નાણાંની માગણી કરવા આવતાં નથી તેથી કાઢેલી નોટોનો ⅓ ભાગ જેટલો થાય એટલી રોકડ રાખવાથી કાર્ય સરે છે. આ મુજબ ઇંગ્લન્ડમાં ૩,૦૦,૦૦,૦૦૦ રૂપીઆની બેંકની નોટોનું ચલણ છે, અને તે સંબંધી માંગણીઓ પૂરી પાડવા સારૂ બેંકોને આશરે ૧,૦૦,૦૦,૦૦૦ રૂપીયાનું રોકડ નાણું રાખવું પડે છે. એટલે બાકીના ૨,૦૦,૦૦,૦૦૦ રૂપીઆ વધ્યા જે દેશના ચલણમાં વધારો કરે છે. હવે જો તે બે કરોડ રૂપીઆની નોટો બંધ કરવામાં આવે તો એટલું ચલણ ઘટે અને તેથી સામાન્ય કિંમતો ઘટે અથવા તેમ ના હું તો તેટલું ( બે કરોડનું ) સોનું અથવા રૂપુ ચલણમા વધારવું પડે. તેમ છતાં પણ એ વસ્તુ પણ સ્પષ્ટ છે કે જો નોટો કાઢવામાં આવે પરંતુ તેટલાં નાણાં ચલણમાંથી ખસેડી લેવામા આવે તો, જે નોટો કાઢવામાં આવી તેથી કિંમતો ઉપર કશીએ અસર થશે નહિં. કારણ કે તેથી દેશના ખરાં ચલણમાં કંઈએ વધારે કે ઓછું થવા પામતું નથી. પરંતુ તેને બદલે નોટો કાઢવાની સાથે તેટલું નાણું ચલણમાંથી ખેંચી લેવામા આવે નહિં તો સામાન્ય કિંમતો વધે અથવા બેશક ઘટતી તો અટકેજ.

**ચેકો, હુંડીઓ વગેરે.** ચેક અથવા હુંડી (દર્શની) તે અમુક બેંક અથવા પેઢીને અંદર લખેલી રકમ માંગતાને બાર આપવાનો હુકમ. જેના નામનો ચેક હોય અથવા જેને પગાર કરવા માટે હુંડીઓ લખાઇ હોય, તે બધા માણસો બેંકો અથવા પેઢીઓ પાસે જઇ તેનાં નાણાં કરે તો તેથી કિંમતો ઉપર અસર થવાની નથી. કારણ કે એક ઠેકાણેથી નિકળી નાણાં બીજે સ્થળે પાછાં વ્યવહારમાં ફરતા રહે છે. કારણ કે સહજ જોવાથી જણાશે કે હર વખતે ચેક અથવા હુંડીઓનાં નાણાં કરવામાં આવતા નથી. એક બેંકના ઉપર લખેલા ચેક 'અ', 'ક' ને આપે તો 'ક' તે પોતાની બીજી અથવા તેજ બેન્કમા ઘણું કરીને પાછો આપશે, અને તેથી જે નાણું 'અ' ને નામે બોલાતું તે 'ક' નામે બોલાવા પામશે

ધારીએ કે 'अ' નો સરાફ 'क' છે. 'अ' એક સો રૂપીઆનો ચેક 'ब' ને લખી આપે છે. હવે 'ब' નો સરાફ 'ड' છે. તેથી 'ब' ચેક 'क' ની પેઢી ઉપર ન લઇ જતાં તે પોતાના સરાફ 'ड' ને આપે છે.

હવે તેજ વખતે એક 'म' નો સરાફ પણ 'ड' છે અને તે 'अ' ને રૂ. ૧૦૦ નો ચેક લખી આપે છે. 'अ' નો સરાફ 'क' હોવાને લીધે તે તે ચેક 'क' ની દુકાને પોતાને ખાતે ભરી દેય છે.

ત્યારે 'ड' સરાફ પાસે 'क ઉપરનો ૧૦૦ રૂપીઆનો ચેક છે, અને 'क' સરાફ પાસે 'ड' ઉપરનો ૧૦૦ રૂપીઆનો ચેક છે. આ બે સરાફો ચેકો બદલી લેય છે, અને તેથી એક રાફને બીજા સરાફને નાણાં આપ લે કરવાનું મ બીનજરૂરી થઇ જાય છે. આવું કામ રવાનો કેટલીક બેંકોને અખ્ત્યાર આપવામા આવ્યો છે, અને તે બેંકો clearing 'કલી અરીંગ બેંકો' ના નામે ઓળખાય છે

જૂદા જૂદા બજારોની રીતિઓ અને વહેવાર મૂજબ આપણી તરફ અમુક મુદ્‌તની હુંડીઓ લખાય છે, જેમ કે દશ પંદર અથવા વીસ દિવસની, મહિનાની કિંવા બે મહિનાની આ હુંડીઓ પણ ઉપર કહી ગયા તે મુજબ બિલ્સ ઑફ એકસચેન્જની ગરજ સારે છે એટલે કે તે વટાવવાના કામમા આવે છે નાના ગામડાઓમા જો કે ચેકો લખાતા નથી, તોએ મોઢેથી ચેક જેવું ધીન્ધારનુ કામ કાજ કરવામા આવે છે. ગામમા સાહુકાર એક અથવા બે હોય છે અને તેની મારફતજ બધી લેવડદેવડ કરવામા આવે છે જો એક ખેડુત પોતાનો બળદ બીજાને વેચે અને બન્નેના ખાતાં સાહુકારને ત્યાં હોય તો સાહુકારને ત્યા બન્ને જઇ પોત પોતાના ખાતાઓ જમા ઉધાર કરાવી આવે છે અને તેથી રોકડ રકમ આપવી પડતી નથી.

ઉપર કહી ગયા તેમ આપણી તરફ ચેકોને ભિન્નભિન્ન ખાતા પતાવનારી આપણી તરફ કલીઅરીંગ બેંક હોય છે, તેમ લન્ડન શહેરમાં જૂદી જૂદી બેંકો ઉપરના ચેકો અને બી લોની પતાવટ કરવાનું એક ખાસ ખાતું રાખવામાં આવેલું છે બધા વ્યાપારીઓ પોતાને ત્યાં આવેલા આખા દિવસના ચેકો અને બિલો આ સ્થળે મોકલે છે અને તેના બદલામાં તેટલાજ મૂલ્યના પોતાના ઉપરના બીલો અથવા ચેકો લેય છે આવી રીતે દર વર્ષે ૬૦,૦૦,૦૦,૦૦,૦૦૦ રૂપીઆની કિંમતના ચેકોનો બદલો કરવામાં આવે છે, અને આ બદલો કરવામાં નાણાંનો સહેજ પણ ખપ પડતો નથી. આવી રીતે ચેકો અને બિલોનો હિસાબ પતાવવાથી દેશના ચલણમા ખરૂં જોતા મોટો વધારો થાય છે. કારણ કે દર વર્ષે ઉપર કહેલા છ અબજ રૂપીઆની કિંમતનું વેચાણ અને લેવાણ એક પણ પાઇ આપ્યા અથવા લીધા વગર આ સાધન દ્વારા પ્રાપ્ત થાય છે તેને બદલે જો વેચાણ લેવાણ એકલુંજ થતું હોય અને ચેક અથવા ધીરધારનુ એવુ કોઇ સાધન વપરાશમા આવતું બંધ પડે તો, નાણાનુ મૂલ્ય વધી પડે અને સાધારણ કિંમતો ઉતરે કારણ કે હાલ જે મોટો વ્યાપાર દેશ, પરદેશ અને વિદેશ સાથે થાય છે, તે ચેકો અને બિલોદ્વારા થાય છે, તેને માટે સોના રૂપાના સિક્કાઓ મોકલવા અને મંગાવવા પડે, માટે વ્યાપારને લીધે જેમ આ બધી ચેક, હુંડીઓ વગેરેની સવળતા ઉભી કરવી પડી છે, તેમજ આબાધ્ય વ્યાપારની સવળતા તે પણ આ કાગળીયાઓની હેરફેરને અવલંબીને રહી છે, તે જોતા આ ચીજોને અન્યોઅન્ય નિકટ સંબંધ રહેલો હોય છે. આ સંબંધ સમજવા માટે તેના નામાની રીત તપાસવી જરૂરી છે

નામુ. ધારીએ કે 'अ' 'ब' કનેથી પચાસ રૂપીઆના કોલસા ખરીદે છે અને 'ब' 'अ'

## પંદર દીવસમાં આબેહુબ મોટી છબી.

# ધી એન્લાર્જો ફોટ કુંપની.

તમારી નાની છબી પરથી તૈયાર કરી આપે છે. કામ મનમોહક, દીલપસંદ અને ભાવ મધ્યમ મનપસંદ કામ નહિ થાય તો લીધેલા પૈસા પાછા આપવા એ અમારી ગેરંટી છે છબી ઘેરબેઠા તમને પહોચતી કરવામા આવે છે એકવાર ટ્રાયલ લેવા અમારા કદરદાન ગ્રાહકોને અરજ કરીએ છીએ

વધુ વિગત માટે,
ઠેકાણું, એમ્પાયર બીલ્ડીગ.
બોરીબંદર પાસે, કોટ, મુંબઈ.

---



## GARLICK & CO.,

Engineers, Iron Founders & Tiles Manufacturers

JACOB CIRCLE BOMBAY Tel 1001

આએ લાદીઓ હમેશાના વપરાસથી ઘીસી ઘેમર્ક ચમકદાર થાય છે અમારી લાદીઓને જોવી હોય તો મુબઇની પબ્લીક બીલ્ડીંગમા બેસાડેલી છે જેઓને ૨૫ વરસ થવા આવ્યા છે પણ તદન સલામત હાલતમા છે. વગર મગાવેલી સખ્યાબંધ સરટીફીકેટો અમોને મળી છે રંગ તરેહ અને ટકાઉપણામાં પરદેશી લાદીઓ કરતા શ્રેષ્ઠ છે. આ લાદીઓ એક ખાસ મશીનમા બનાવવામા આવી છે દરેક લાદીને ૩૦ ટન પ્રેસરને ટેસ્ટ કીધેલો છે પરદેશી લાદીઓની કીમત કરતાં અરધી કીમતથી પણ ઓછી રાખેલી છે કેટલૉગ મગાવવાથી મોકલીશુ

---



## THE SAJAN TILE MART.

**Marble, Cement, Flooring, Furniture and Dado Tiles**

Shahabad and Tandur Stone Paving.

Direct Importers from Home and Quarry

Latest Catalogues available

*Proprietors* —Sajan & Co., Elphinstone Circle near the Alliance Bank of Simla, Ltd Fort, BOMBAY.

કનેથી પચાસ રૂપીઆનું લોખંડ ખરીદે છે. ત્યારે એક બીજાના ઉપર ૫૦ રૂપીઆની હુંડી અથવા ચેકનો વ્યવહાર કરવાને બદલે 'અ' પોતાના ચોપડામાં 'બ'ને નામે જુદા જુદા વ્યાપારના મથાળાં નિચે જમે ઉધાર કરે, અને 'બ' પોતાના ચોપડામાં 'અ'ને નામે પણ તેમજ કરે. આ રીતે એક બીજાનું દેવું નાણાંનાં વ્યવહાર વગર જેમ પતી ગયું તેવીજ રીતે સરાફોના આવેલા ચેકો અને બિલોનું લેહેણું અને દેવું ઉપર કહેલું સ્થળ પોતાની જુજ હકસાઈ (કમીશન) લઇ કરી નાખે છે.

---

## પ્રકરણ ૬ ઠું.

### ધીરધાર.

આપણે ગયા પ્રકરણમાં જોઈ ગયા તે નોટ ચેક હુંડી અથવા બિલ ઑવ એકસચેન્જ તે જાતે સાખ નથી, પરંતુ તે સાખ છે એવું જ્ઞાપન કરે છે એટલે કે જેણે ચેક હુંડી અથવા બિલ ઑવ એકસચેન્જ લખ્યાં હોય તેની સાખ અને જે બેંક ઉપર લખવામાં આવ્યાં હોય તેની પગાર કરવાની સાખ ઉપર તેનો વ્યવહાર ચાલુ રહે છે અને તેથી સાખને અંગે ધીરધાર વધે છે અને તેને લીધે નાણાનો ઉપયોગ કરવો પડતો નથી, અને તેથી કિંમતો ઉપર અસર થાય છે.

સાખથી વેચાતું લેવાની શકિત વધે છે." આવી રીતે સાખનો ઉપયોગ કરવાથી થોડા સમય સુધી કિંમતો ઉપર ભારે અસર કરે છે. જે માણસ પોતાની સાખવડે વ્યાપાર કરતો હોય તેને મુદત જતાં તેમાં વધારો કરી તેની વેચાતું લેવાની શક્તિ વધારે છે. એટલે કે એક વ્યકિત કે જે પોતાની સાખ ઉપર વ્યાપાર કરી લાંબા કાળસુધી પોતાના વચન મુજબ મવખતે નાણું આપે તેના ઉપર લોકોનો વિશ્વાસ વધે છે અને તેને લીધે દિનપ્રતિદિન વેચાતું લેવાની અથવા ઉછીકું લાવવાની તેની શકિતમાં અને લોકો ધીરધાર કરવામાં વધારો કરે છે. જો દરેક ચીજો નાણાં વડેજ વેચાતી આપાતી તેમજ લેવાતી હોય તો વ્યાપાર ઘણોજ ઓછો ચાલે. ધારીએ કે એક મીલના માલિકની એવી ઇચ્છા છે કે રૂની મોટી ખરીદી કરવી અને જો તેની પાસે ખરીદી કરવા જેટલું નાણું ન હોય તો, તે રૂના માલિકને ૩ અથવા ૬ માસનું બિલ ઑવ એકસચેન્જ આપે, અને મુદત ખતમ થતાં નાણા વખત પર ન હોય તો સાખે કરીને તે મુદતમાં વધારો કરે, અને રૂનું કાપડ બનાવી તે વેચી રૂનાં નાણાં ભરે. આ ધીરધાર અને અન્યોઅન્ય થયેલો વ્યાપાર એક બીજાની સાખને સંબંધે છે, એમ કહ્યા વગર ચાલશે નહિ.

# PAPER INDUSTRY

# કાગળનો ઉદ્યોગ.

## પથ્થર, પિતળ, અને લોખંડની જગ્યાએ તેનો થતો ઉપયોગ.

## કાગળમાંથી શું નહિ બને?

( લેખક—રા રા ચિરંજીલાલ છગનલાલ બી એ )

( ગયા અંકના પા ૧૯૭ થી ચાલુ )

(૪) આનેજ જરા વધારે સખત બનાવવામા આવે છે તો ઇન્ડીઆ રબરની ગરજ સારે એટલુ જ નહિ પણ બુટમા ચામડાના તળીયા તરીકે પણ ઉપયોગમા આવે છે

(૫) ઉપલી બનાવટમા જો થોડોક ફેરફાર કરવામા આવે તો, ચોથા પ્રકારનો નરમ અને ટકાઉ કાગળનો માવો બને છે કે જેની સે મજી બની શકે છે સુતરાઉ મેત્રજી કરતા તે ટકાઉ અને સોઘી પણ થઇ શકે છે

(૬) રસાયણીક પદાર્થો મેળવતા કાગળની ઝીલોનાઇટ (Zylonite) નામની બનાવટ આશ્ચર્ય ઉપજાવે છે



...ી કાગળ તથા ચીંથરાને ઍન્કો- ...કપુરમા સાફ કર્યા બાદ ગ... એની મીલાવટ કરવામા ...ે ઇચ્છીએ તો તેનો ...બને છે સીં... ...ી શકે

(૭) પેરેફીન અને કોલટાર (ડામર) ને બદલે ઓઝોનરાઇટ ozocerite જે બીટ્યુમન (શીલાજીત) અને કોલસાની સાથે મળી આવે છે, તેમા કાગળના માવાને બરાબર તરમોલ કરી નાખવામા આવે છે તો એવો પદાર્થ બને છે કે જેના ઉપર પાણીની અસર થતી નથી— એટલે "વૉટર પ્રુફ" કાગળ બને છે આ જાતના કાગળમા પેરેફીન અને કોલટારથી બનાવેલામા એટલોજ ફેર છે કે એમા કોઇ જાતની વાસ નથી હોતી, કોઇ જાતનો રંગ હોતો નથી અને વજનમા હલકો બને છે અને એની કીંમત બ્રાઉન પેપર કરતા નજીવી જ વધારે હોય છે

Paist Board પેઇસ્ટ બોર્ડ વાપરવાની જ્યા જરૂર પડે છે તેને બદલે ચામડાના નકામા થયલા કકડા, બકનુ અથવા એવી જાતનુ બીજુ ચામડુ હોય છે તેને પહેલા પલાળી કુટીને માવો બનાવવામા આવે છે અને પછીથી તે પેઇસ્ટ બોર્ડ ...ીનો ના બીજી વનસ્પતિમાથી તૈયાર કીંમતથી પણ ઓછી રાખી કાગળની સાઇજ ટીપી ...વાય છે નહિ તર ડબાવીને ...તે ઘાટની પરસુગણુ છે અને સાદા પૂઠા વધારે મજબૂત અને ...ગમાથી આરસ ...ન આવે છે કે જે

આરસપહાણની ગરજ સારે છે. એટલુંજ નહિં પણ તે તેના કરતાં વધારે ટકાઉ સસ્તો તથા વજનમાં હલકો બને છે એ ઉપરાંત ખરા આરસપહાણ પર તેજાબોની જેટલી અસર થાય છે તેટલી એના પર થતી નથી.

આ ઉપરાંત મણમાંથી બનાવવામાં આવતા કાગળના આવવાની ગેમની નળીઓ, ટેબલ વગેરે લોખંડ અને લાકડાના કરતા વધારે સફાઈદાર અને સસ્તા બનવા ઉપરાંત હવા પાણીની એના પર લોખંડ લાકડા જેટલી અસર થતી નથી.

આટલું વાંચવાથી ખાત્રી થશે કે લખવા છાપવાના કામ ઉપરાત કાગળનો કેવો ઉપયોગ થાય છે, તથા ભવિષ્યમા તેમા શું શું વધારો થશે તેનો કંઇક ખ્યાલ આવે છે આથી એટલી તો ખાત્રી થઇ છે કે, કાગળ ચીજ દુનિયાની અનેક વસ્તુઓમાં અગ્રસ્થાન ભોગવશે. લોખંડ, માટી, પત્થર, પીત્તળ સાથે અત્યારથી તે ટક્કર મારે છે ને સમય એવો આવતો જાય છે કે જ્યારે એ પદાર્થો વચ્ચેની સ્પર્ધા પૂર જોશમાં શરૂ થશે. સોના ચાદીનું સ્થાન એણે લીધું છે તે એક સાદા દાખલા ઉપરથીજ સમજાય છે. મુંબઇ બેંક વગેરેમા જ્યાં લાખો રૂપીઆ નગદ સોના ચાંદીની પાટોમાં રહેતા હતા, ત્યાં આજ એક કાગળનો કકડો એ ગરજ સારે છે.

કાગળ બનાવવાનો આ ઉદ્યોગ હજુ શરૂઆતમા છે ને તેના બચપણમાં આ જે પ્રભાવ બતાવ્યો છે, તે શોધખોળના જમાનામાં અને રસાયણશાસ્ત્રીની મદદથી આ વિજ્ઞાનના યુગમા આગળ ઉપર શું કરશે, તેનો ખ્યાલ આપે છે. આ બાબતમાં એક લુસીઆનીઅન નીચે મુજબ લખે છેઃ—

"The time will soon come when, in our damp climate, the floors of all the stores in New Orleans and in other cities in the state will be built of strong, water-proof and indestructible paper tiles. The dampness penetrating our dwellings will be counteracted by paper material of suitable character. All our city cars will be built of paper. The wheels of these will be made of paper. The rails of our street cars, and even the cross ties, so liable to decay, will all be removed in the course of time, and be replaced by paper matarial, suitably treated to remedy existing evils. Nearly all the furniture of our dwellings, so liable to swell or shrink, in our damp climate, will be manufactured in an elegant and artistic style by means of paper stock capable of resisting effectually the sudden changes of our temperature."

"એક વખત એવો આવશે કે, જ્યારે ન્યુ ઓરલીઅન્સ અને યુનાઇટેડ સ્ટેટમના બીજા શહેરોમા—જ્યાંની હવા ભીનાશવાળી રહે છે—ગોડાઉન તથા વખારોની ફરસબંધી મજબૂત, વોટર પ્રુફ, અને ટકાઉ કાગળની લાદીઓની કરવામા આવશે. ઘરની અંદર ભેજ રહે છે, તે દૂર કરવાને કાગળની ચીજોનો ઉપયોગ રીતસર કરવામા આવશે. આપણા શહેરોમાં ફરતી ગાડીઓ, કાગળની બનશે; એના પૈડાં સુદ્ધાં કાગળનાજ થશે અને કેટલાક સમયની અંદર રસ્તામાં લોખંડને બદલે કાગળની રેલ (પાટાઓ) વપરાશે. હાલમાં પાટા વગેરે કટાય છે વગેરે દોષો કાગળની રેલ થતાં દૂર કરવામા આવશે. અને ઘરનો સરસામાન (ફરનીચર) સુધ્ધાં પણ સુંદર અને ભભકાદાર કાગળનોજ બનાવવામાં આવશે કે જેથી આવી ભેજવાળી હવાથી કરીને લાકડું ફુલી કે કૂલી અથવા સંકોચાઇ જાય છે તેને બદલે હવાના ફેરફારની અસર ન થાય તે રીતે કાગળની વસ્તુઓ બનાવવામા આવશે."

કાગળ માટે કેવું આશાવંત ભવિષ્ય છે.?! જ્યારે પશ્ચિમના દેશો કાગળનો આવો ઉપયોગ કરવા એક સરખું ધ્યાન આપી રહ્યા છે ત્યારે ગરીબ હિંદ-પરાધીન હિંદ-પુસ્તકો, છાપા વગેરેના કાગળ માટે પરદેશપર આધાર રાખી રહ્યું છે આખા હિન્દમાં ફકત નવજ કાગળ બનાવવાનાં કારખાના છે કે જ્યાં નવસો કારખાનાનું પોષણ થવું જોઇએ.

આ ઉદ્યોગ તરફ કોઇનું પણ લક્ષ ખેંચાશે તો આ લેખ લખ્યાનો મારો પ્રયાસ સફળ થયો માનીશ ; અસ્તુ.

વિરજલાલ છગનલાલ બી. એ.

---

## SYSTEMATIC WORK MEANS MORE AND EFFICIENT BUSINESS.

## પદ્ધતસર કામ કરવાને લીધેઃ—

---

તમારા મગજમાથી ગુંચવાડો દૂર થશે.

તમારો ધંધો રોજગાર વધવા સાથે ખરચમા ઘટાડો થશે.

વધુ મહેનત કરવી નહિં પડે—તેથી તેને તે કામ ફરી નહિં કરવું પડે

નીપૂણતા વધશે, તેથી તમારૂં સ્વમાન તથા ધૃષ્ટતા ( હિમ્મત ) વધશે.

ગુંચવાડાવાળા કામકાજમા સરળતા લાગશે અને તમારૂં કાર્યક્ષેત્ર વધશે.

તમારા વિચાર વધારે સમતોલ રહેશે અને તેથી તમે આશાવંત બનશો

કામ ધંધો વધશે અને તે સરળ થશે કે જે પદ્ધત વગર થઇ શકતે નહિં.

તમારા હાથ તળેના માણસો તરફથી માન મેળવશો અને તેઓની ચાહના સંપાદન કરશો તો કામકાજ રીતસરનુ થશે, આયુષ્ય વધશે અને જીવન વધારે સરળ અને રસમય લાગશે.

ઓછી શકિતવાળો માણસ પણ વધારે લાયક માણસ કરતા વિશેષ કાર્ય કરી બતાવશે

તમારે જે વસ્તુ જોઇતી હશે, તે તત્કાળ મળવાને લીધે તમારો કિંમતી સમય તે શોધવામા જતો બચશે.

તમારા અનુભવનો તમને વધારે લાભ મળવાનું બની શકશે અને તેથી વેપાર રોજગારની નુકશાની અને નજીવી મુશીબતોમાથી તમે બચી શકશો

પોતામા ભરોસો તથા સ્વમાન વધશે તેથી કરીને તમારામા બીજાનો વિશ્વાસ તથા તમારા પ્રત્યે બીજાના માનની લાગણી પણ વધશે

હાથ પર લીધેલું દરેક કામ પુરૂં કરવાની ટેવ પડશે અને તેથી કરીને અનિયમિત રીતે અને અડધું પડધું કામ કરતા અટકશો.

તમે સ્વભાવે વધારે મીલનસાર બનશો નહિ તો તમારા વિચાર ગુંચવાયલા રહેવાથી તમારામાં અદૃઢતા વધવા સાથ તમે નિરાશ થતા જશો

ઝીણીઝીણી બાબતની ચિંતાઓમાંથી તમે બચશો નહિ તો આગળ પાછળનું વાતાવરણ

---

(ખાસ ઉંચ વર્ણના હીંદુ ગૃહસ્થો માટે)

# મનને પસંદ પડતી જમવાની ઉમદા સગવડ.

# શ્રી અંબીકા ભોજનશાળા.

૨૭૪ કાલબાદેવી રોડ—વીઠ્ઠલવાડી સામે.

મુંબાઇ.

આ ભોજનશાળા, માલીકોની જાતી દેખરેખ નીચે છેલ્લામાં છેલ્લી પધ્ધતિ મુજબ ચલાવવામાં આવે છે. ધર્મરક્ષણ, સ્વચ્છતા, પ્રમાણિકતા, ઉંચો ખોરાક અને ખંતિલા નોકરો એ આ ભોજનશાળાનાં મુખ્ય લક્ષણ છે.

સગવડતાના પ્રમાણમાં ભાવ ઘણાજ મધ્યમ રાખવામાં આવ્યા છે.

વધુ ખુલાસા માટે મેનેજરને મળો યા લખો.

જીવ વગરની (નહિં જેવી) મુશીબતોમાંથી ત મોને થકવી નાખશે અને કંટાળો આપશે.

યોગ્ય પદ્ધતિ પર કામ કરવાથી તમારા આશયે તમે જલદીથી પહોંચશો અને તમારૂં મન એક હુન્નરને એક ઉપાધીઓમાંથી મુક્ત રહેશે; એ ઉપરાંત કામની ગુંચવણો અને વેઠ. માંથી પણ બચશો કે જેમાં બીજા પદ્ધતસર કામ કરનાર ફસાય છે.

વખત ફાજલ રહેશે; પદ્ધતસર કામ કર વાની ટેવવાળા માણસને પોતાના મિત્રમંડળ તથા જનમંડળમાં મળવા મૂકવાનો વખત મળે છે; આનંદ મેળવવાના અને રમતગમતના સ્થાને જઇ શકે છે; મુસાફરી માટે અવકાશ મેળવી શકે છે, કારણ કે કામકાજ કરવાની યોગ્ય પદ્ધતિજ એને માટે સમય બચાવે છે, કહો કે કાઢી આપે છે

ધિરજલાલ છગનલાલ બી એ

---

## OUR IMMEDIATE DUTY.

## આપણું તત્કાલ કર્તવ્ય.

વચનો મેળવીને રાજી થવું અને તે વચનો યથાર્થ પળાયેલાં દેખી ખુશી થવું, એ બેની વચ્ચે ઘણી જાતનો અને ઘણા અંશનો તફાવત છે. આપણને આશા આવે એવા ઘણા શબ્દો હમણા થોડા વખતથી આપણે કાને યોગ્ય વ્યકિતઓ તરફથી આવ્યા છે; અને એનો લાભ યથાસ્થિત લેવાય તો ખરેખર આપણી આર્થિક સ્થિતિમાં આનંદજનક ફેરફાર થાય એ સંભવિત છે

આપણી આર્થિક અવદશા થઇ છે, એ વાત ઇતિહાસનું ઉપલકીઉં જ્ઞાન ધરાવનાર પણ જાણે છે અજ્ઞાન, મતભેદ, સ્વાર્થપરાયણતા, વિરોધિઓની કુશળતા આદિ ઘણા કારણોએ એમાં ભાગ ભજવ્યો છે જરૂરની ઘણી ચીજો માટે, આપણે, આ વિશાળ, વિવિધ ભૂમિ, વિવિધ આબોહવા અને પુષ્કળ કુદરતી સાધનો વાળા ખંડનો વારસો મેળવવા છતા, પરદેશના પર આધાર રાખવાનું સુભાગ્ય લખાવી આવ્યા છીએ!

આ દુઃખદ પરાવલંબી સ્થિતિમાંથી કંઇક બહાર નીકળવાની આશા આપે એવા બે યોગો આપણા દેશને હાલ પ્રાપ્ત થયા છે. (આ માસિક માટે લખતો હોવાથી રાજકીય યોગને ગણતો નથી.) (૧) હિન્દી ઔદ્યોગિક કમીશન (૨) મિત્રરાજ્યોની યુદ્ધ પછીની નવી વ્યાપાર વ્યવસ્થા. આ બંનેનાં જે પરિણામો આવશે, તેના ઉપર ભારતના ઉદ્યોગ અને વ્યાપારનું ભવિષ્ય લાંબા વખત સુધી આધાર રાખશે.

તકો ન મળે અને મળેલી તકો ગુમાવવી એ બેનાં કારણો જુદાં જુદાં હોય છે. મળેલી તક એળે જાય, તેમાં ઘણે ભાગે આપણો પોતાનો વાંક હોય છે એટલે જ્યારે આપ ણને એ વાતનું ભાન થાય છે ત્યારે ઘણો કલેશ થાય છે. આ વખત તક ન જાય એટલા માટે ઉદ્યોગપતિઓ અને વ્યાપારીઓએ ભેટવાળીને કામ કરવાનુ છે.

આ બીન-હિન્દીઓના-પરદેશીઓ હિંદમા આવી વ્યાપારી થઇ પરદેશમાં દ્રવ્ય લઇ જાય છે. તેના નહિ—ઔદ્યોગિક અને વ્યાપાર સંબંધી લાભો બીજા બધા પરદેશી લાભોથી બારીકીથી, જુદા પાડી તેની ખીલવણી અને પરદેશી લાભો સાથે તે જ્યાં અથડામણમાં

આવતા હોય ત્યાં તેનું રક્ષણ કરવાનું કામ આપણે કરવાનું છે.

એ માટે.

(૧) ચાલુ ઔદ્યોગિક કમીશન આગળ આપણા હિતના બધા પ્રશ્નો ચર્ચાવા ઘટે છે. સુકર હોય કે દુષ્કર હોય, તોપણ જ્યાં સુધી હિન્દી ઔદ્યોગિક હિત ઉપર સીધી કે આડકતરી રીતે અસર કરતા હોય તે બધા વિષયો આ કમીશનનાં કાર્યક્ષેત્રમા આવી જવા જોઇએ. (મહારાજ્યની મુશ્કેલી વખતે પીડાકર થવા માટે નહિં પણ આવી તકો ઘડી ઘડી આવતી નથી માટે જેટલું બને તેટલું વધારે ચોકકસ જ્ઞાન મેળવવા માટેજ આ કરવાનું છે, કે જેથી જ્યારે સુસ્થિતિ પુન. પ્રાપ્ત થાય ત્યારે વિના વિલંબે આપણે ત્હેનો લાભ મેળવી શકીએ). આમ કરવા માટે હિન્દિ વેપારી આલમે કમીશને જે પ્રશ્નો ચર્ચવાનું નિર ધાર્યું છે તેમા જે વધારો જરૂરી જણાય, તે સંબંધી નામદાર હિન્દી સરકારને દૃઢતાપૂર્વક અરજ કરવી અને જ્યાં સુધી ઇષ્ટ ફેરફાર થાય નહિં ત્યાં સુધી અતિ આગ્રહપૂર્વક તે ધારણા પાર લાવવા માટે, કાયદાની મર્યાદામાં રહી છેવટમાં છેવટના ઉપાયો અજમાવવા.

(૨) કમિશન પસંદ કરે તેવા અને તેટલા અથવા આતિક કમિટિઓ કે સરકારો નિયુક્ત કરે તેવા અને તેટલાજ ઇસમોની નહિં પરતુ જુદા જુદા ઉદ્યોગો સાથે સંગત રહિત ધરાવતાં હિન્દી મંડળો, કંપનીઓ, અને વ્યકિતઓ તરફથી પસંદ કરવામા આવે તે ગૃહસ્થોની જુબાનીઓ લેવાનો બંદોબસ્ત થાય એવી ગોઠવણ કરવી.

(૩) જરૂર જણાય ત્યાં દેશી [illegible] દ્વારા પણ જુબાની લેવાય એવી વ્યવસ્થા [illegible] ઇષ્ટ છે. કારણ કે બુદ્ધિનો અને ઔદ્યોગિક જ્ઞાનનો ઇજારો કંઇ ઇંગ્રેજી જાણનારાનેજ ઇશ્વરે દીધો નથી.

(૪) કમીશનના રિપોર્ટની અંગ્રેજી આવૃત્તિની સાથે તેની મુખ્ય મુખ્ય દેશી ભાષામાં પણ આવૃત્તિ કાઢવી અને એ તદ્દન પડતર કિંમતે સર્વને મળી શકે તે માટે વ્યવસ્થા કરવી આ રિપોર્ટ તૈયાર થઇ ખોળંબે ન પડી જાય તેની સાવચેતી રાખવી

(૫) કમીશનની ભલામણો પ્રમાણે ઔદ્યોગિક પ્રવૃત્તિમાં જ્યાં સુધી હિન્દીઓ જોડાય ત્યાં સુધી કોઇ પણ પરદેશીને તે સંબંધમાં માથું મારવા દેવું નહિં કે સરકારી મદદ આપવી નહિં.

(૬) સંભવિત લાભ લેવા માટે હિન્દીઓએ આજથી તૈયારીઓ કરવા મંડવું જોઇએ

આ બધું ઘર આંગણે કરવાનું છે તે ઉપરાંત મિત્ર બનેલાં રાજ્યોની નવી વ્યાપાર વ્યવસ્થા થાય તેમા હિન્દના હિતો જાળવવાનું ગંભીર, ગુંચવણીયું અને કઠણ કાર્ય હિન્દી વેપારી આલમ ઉપર આવી પડયું છે અને તે હિન્દની બહાર પરદેશી ભુમિ ઉપર કરવાનુ છે.

નવીન વ્યાપાર વ્યવસ્થામાં બ્રિટને (૧) પોતાના (૨) સસ્થાનોના (૩) મિત્ર રાજ્યોના (૪) હિન્દના (૫) તટસ્થ રાષ્ટ્રોના અને (૬) દુશ્મન રાજ્યોના આર્થિક ગુંચવાડાઓ સામે નજર કરવી પડશે. વિનિમયના ત્રિકાલાબાધિત આર્થિક નિયમને અનુસરતા કોણ શું આપશે અને કોણ શું લેશે?

આ છ જથ્થામાં આવતાં કોઇ પણ રાષ્ટ્ર કરતાં વ્યાપાર અને ઉદ્યોગની બાબતમાં હિન્દ પછાત પડતો અને પરવશ પ્રદેશ છે અને એજ પ્રદેશને પોતાના આર્થિક હિતાહિત સંબધમાં પરદેશીઓ જેમ કહે તેમ કબુલ કરવાની દશામા મૂકાવું પડયું છે.

હવે હિન્દને બાધિત વ્યાપારનીતિ જોઇતી હશે, ત્યારે ઇંગ્લાન્ડને અબાધિત કે ઘટિત પ્રેફરે

ન્સીઅલ જહાજની પદ્ધતિ જોતી હશે. ફ્રાન્સ અને બેલજીયમ હિન્દનો કાચો માલ જોતો હશે ત્યારે લડાઇ દરમ્યાન પુષ્ટ બનેલા' મિત્ર કે તટસ્થ મુલકોને હિન્દી બજાર હાથ કરવાનું હશે. સંસ્થાનોને હિન્દી ગીરમીટીઆઓ જોતા હશે, ત્યારે હિન્દને એ ગુલામીનો સદંતર અંત આણવાનું મન થતું હશે. દુશ્મન રાજ્યોનો માલ હિન્દને માટે મોંઘો થશે, તો હિન્દને મિત્ર રાજ્યોનો કે તટસ્થ રાજ્યોનો દુશ્મનોના કરતાં કદાચ સોંઘો પણ હાલના કરતાં સ્પર્ધાની ખામીને લીધે મોંઘો માલ લેવો પડશે અને તેજ કારણે કદાચ પોતાનો કાચો માલ સોંઘો વેચવો પડશે. તે નહિ ફાવશે.

આવી ખેંચતાણની દશામાં કોનો ભોગ અપાશે? એ પ્રશ્ન અતિશય ગંભીર છે. આખાં જગતનું વ્યાપારી બંધારણ ઘડાવાનું હોય ત્યારે જે પ્રજા પોતાના લાભો જાળવવા માટે અથાગ યત્ન કરે નહિં તે પ્રજાને ભવિષ્યમાં ઘણાં શતકો સુધી દારિદ્રયમાં સહવું પડે તેમાં નવાઇ નથી. હિન્દની પરવશતાને લીધે આ વખતે વધારે કાળજીથી અને દ્રઢતાપૂર્વક કામ લેવું પડશે.

ભવિષ્યમા થનારી મસલતમા સંસ્થાનોની સાથે હિન્દને મેળવવામાં આવશે એમ તો આપણને બહુજ જોખમદાર અધિકારી તરફથી સ્પષ્ટ શબ્દોમાં જાહેર રીતે કહી દેવામા આવ્યું છે. હવે આપણું કર્તવ્ય છે કે, આપણું પ્રતિનિધિત્વ કરવાનો ભાર કોઇ બિચારા પરદેશીને માથે ન આવી પડે તેની પૂરી સંભાળ લેવી.

આને માટે સહુથી ઉત્તમ રસ્તો એ છે કે, આપણી દ્રષ્ટિથી આપણું વ્યાપારી હિત બરાબર સંભાળી શકે તેવા યુવાન, શિક્ષિત, અને અંતઃકરણથી ઉત્સાહપૂર્વક અને સ્વતંત્રતાથી પણ નિખાલસ દિલે કામ કરી શકે તેવા અમુક પુરૂષોને હિન્દીઓના વ્યાપારી લાભોનો અને સાથે સાથે બીજા દેશના હિન્દી વ્યાપારી લાભો સાથે સંબંધ ધરાવતા પ્રશ્નોનો સૂક્ષ્મ અને બુદ્ધિપૂર્વક અભ્યાસ કરવા માટે, વૃદ્ધ અનુભવી વ્યાપારી વીરોની મંડળી નીચે રોકવા, એમની શોધોનાં પરિણામોને એ બધાની એકત્ર સભાએ રિપોર્ટ તૈયાર કરવો અને તે રિપોર્ટ મંડળીને સાદર થતાં તે ઉપર વિચાર કરી બની શકે તો તેને પ્રસિદ્ધ કરી સામાન્ય ચર્ચા ચાલવા દઇ જે કંઇ નિશ્ચયાત્મક સિદ્ધાંતો તારવી કાઢવામા આવે, તેને નામદાર હિન્દી સરકાર સમક્ષ રજુ કરવા.

અને જ્યારે તક મળે ત્યારે આવી રીતે શોધખોળ માટે ખાસ રોકાયેલા વિદ્વાનોમાથી જે યોગ્ય જણાય તેમને હિન્દનું પ્રતિનિધિત્વ સોંપવાનો મર્યાદિત પણ દ્રઢ આગ્રહ સરકારને કરવો.

ઔદ્યોગિક પરિષદ્ અને વ્યાપારી કોંગ્રેસ આ કાર્ય ઘણી સહેલાઇથી ઉપાડી શકે તેમ છે. અને આવી હિલચાલને સાધારણ કે તવંગર વેપારી જો પોતાનો ફાળો આપશે, તો આપણા દેશના આર્થિક ઇતિહાસમાં એક અનુકરણીય પ્રકરણ ઉમેરાશે.

હિંદની આર્થિક અવદશા ટળે એમ ઇચ્છતો,

સીડનહામ કોલેજ મુંબઇ } પુરૂષોતમ જીણારામ પાઠક, ચાલુ બીજા વર્ષનો વિદ્યાર્થી.

---

ધી બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

# WAR AND TRADE.

## GOVERNMENT NOTIFICATIONS.

## ચાલુ લડાઇને પ્રસંગે વ્હેપાર સંબંધી બહાર પડેલાં વધુ સરકારી જાહેરનામાં.

ચીનમાંની જે જે પેઢીઓ સાથે આયાતી તથા નિકાશી વ્હેપાર થઇ શકે તે પેઢીઓના નામનુ પુરૂં વ્હાઇટ લીસ્ટ હમને હાલ મળ્યું છે. ચેમ્બરના જે સભાસદ સાહેબોને એ જોવું હોય તેમને ચેમ્બરની ઑફીસમાથી જોવા મળશે

શિયામની જે જે પેઢીઓ સાથે આયાતી તથા નિકાશી વ્હેપાર થઇ શકે તેવી પેઢીઓના વ્હાઇટ લીસ્ટમા કેટલાક સુધારા વધારા કરવામા આવ્યા છે

યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરીકા ખાતે કાચા ચામડા અને ચામડીઓ જે મન્જુર થયેલી પેઢીઓ પર ચઢાવી શકાય તે પેઢીઓના નામના સુધારા તથા વધારાની યાદી હમને મોકલવામા આવી છે.

યુનાઇટેડ કીન્ગડમમાથી જે જે માલની નિકાશની મનાઇ થઇ છે યા જે માલની નિકાશ પર અમુક અંકુશ મુકવામા આવ્યો છે તેવા માલની સુધારા તથા વધારાની યાદી હમને મળી છે (તા. ૭ મી ઑકટોબર ૧૯૧૬.)

નામદાર કસ્ટમ્સ કલેકટર તરફથી જણાવવામા આવ્યુ છે કે, લોયન્ગીનુ તેલ હિંદમાથી ફ્રાન્સ અને ઇટલી ખાતે લાઇસન્સથી નિકાશ કરવા દેવાના હુકમો મળ્યા છે. આ છુટ કોઇ પણ વખત એંચી લઇ શકાય એવી શર્ત રાખવામાં આવી છે.

નામદાર સરકારના તા ૯ મી સપ્ટેમ્બરના પત્ર (જેની વિગત ચેમ્બરના માસિકના અકટોબર માસના અંકમા ૧૬૫ મા પૃષ્ઠ પર આપવામા આવી છે) તેના સબંધમા વધુ જણાવવામાં આવ્યું છે કે, મેશસ મીટ સુબીશી કમ્પની પર અબરખ ચઢાવવા હોય તે નાગાસાકી ખાતેના બ્રિટીશ કૉન્સલના નામ પર ચઢાવવા પડશે

જરમન રાજ્ય તરફથી કૉન્ટ્રૅબૅન્ડ તરીકે જાહેર થયેલા માલોની સુધારેલી યાદી જે તા ૧૮ મી ઑગષ્ટ ૧૯૧૬ ના લન્ડન ગંઝીટમા પ્રસિદ્ધ થઇ હતી તે નામદાર હિંદ સરકાર તરફથી છાપાજોગી ખબર તરીકે પ્રસિદ્ધ કરવામાં આવી છે તેની નકલ હમને મળી છે. જે સભાસદ સાહેબોને એની નકલ જોવી હોય તેમને જોવા મળી શકશે

નામદાર સરકાર તરફથી જણાવવામા આવ્યું છે કે, જયુટના સબંધી અંકુશની ઉઠી રીયામ માટે પણ તા ૨૧મી સપ્ટેમ્બરથી દાખલ કરવામા આવી છે અને કે જયુટ તથા જયુટના

આશે તે દેશે મોકલવા માટે મંજુર કીધેલી પેઢીઓને માટે ખાંગકોક ખાતેના બ્રિટીશ કૉન્સલ જનરલના નામ પર ચઢાવવામાં આવશે તોજ તે માટે રજા આપવામાં આવશે.

નીચે જણાવેલી પેઢીઓ મંજુર થઇ છે.

આરાકાન કમ્પની
બોરનીયો કમ્પની
ઑગ્ગે બરમાહ કમ્પની
સીયામ ફૉરેસ્ટ કમ્પની
સ્ટીલ બ્રધર્સ,
બરલી ઍન્ડ કમ્પની
ઇસ્ટ એશીયાટીક કમ્પની
એડગર બ્રધર્સ
મીટસુઇ બુશાન કેશા
જેસ સેન્ગ કીયા સેન્ગ ચાન.
કીમ સેન્ગ લી લી ટીંટ ગ્વાન
ચગ્ન હેન્ગ લૉન્ગ
હેન્ગ બી ચાન લી આન્ગ મેન્ગ લી
લીમ ગીઍાક બેન્ગ
વૅન્ગ લી ઍન્ડ કમ્પની.

---

બસરા ખાતેના લશ્કરી ખાતા તરફથી તા૦ ૪ થી અકટોબરને રોજ નીચે મુજબની જાહેર ખબર પ્રસિદ્ધ કરવામાં આવી છે:—

"એવી જાહેર ખબર પ્રસિદ્ધ કરવામાં આવે છે કે, લશ્કરી કારણોને લીધે બસરાનાં બંદરમાં કોઇ પણ વ્હેપારી વ્હાણને દાખલ થવા યા માલ ભરવા યા ખાલી કરવા દેવામાં આવશે નાહ. સિવાય કે જે વ્હેપારી વ્હાણે છેલ્લું બ્રિટીશ બંદર છોડતાં પ્હેલાં બસરા ખાતેના લશ્કરી ખાતાં તરફથી બસરામા દાખલ થવા માટેની ખાસ રજા મેળવી હોય. આવી રજા મેળાવવમાં આવે તો તે ફકત એકજ મુસાફરી માટે કામ લાગશે. રજા મેળવવા માટેની અરજી જે સ્ટીમર બસરા બંદરમાં દાખલ કરવો હોય તે સ્ટીમરના એજન્ટે ચીફ પોલીટીકલ ઓફીસમાંથી ખાસ છાપેલાં ફારમ મેળવી તે પર લશ્કરી ખાતાંને કરવી.

ઉપરનો કાયદો તત્કાળ લાગુ પાડવામાં આવશે પણ જે વ્હાણુ તા. ૧૫ મી અકટોબર પહેલાં હિંદી બંદરોમાંથી નીકળવાનાં હોય અથવા તા. ૧ લી નવેમ્બર પહેલાં નીકળવાનાં હશે તેના સંબંધમાં એ કાયદા લાગુ પડશે નહિં.

લશ્કરી માલનાં વ્હાણો તથા ખાનગી વ્હાણો જેમાં ફકત લશ્કરી માલ ભરવામાં આવ્યો હોય તે વ્હાણોને આ કાયદામાંથી મુક્ત કરવામાં આવ્યાં છે."

---

નામદાર કસ્ટમ્સ કલેકટર તરફથી તા. ૧૪ મી અકટોબર ૧૯૧૬ ને રોજ જણાવવામાં આવ્યું છે કે, ઇન્ડીયા ઑફીસ તરફથી જણાવવામાં આવ્યું છે કે હૉલૅંડ ખાતે કાથાના દોરા નિકાશ કરવા દેવા માટેની રજા માટેની અરજીઓ તેઓ હાલ સ્વીકારી શકે એમ નથી.

---

જયુટનાં બનેલા કોથળા તથા ઢાંકણોની નિકાશના અંકુશમાં વધારો કરી દરેક જાતના કાપડનાં ઢાંકડ પર એ અંકુશ લાગુ પાડવામા આવશે એની વકી છે એમ જણાવવામાં આવ્યું છે.

---

ફ્રાન્સમાં લાયન્સ ખાતે તા. ૧ લી માર્ચ ૧૯૧૭ થી તા. ૧૫ મી માર્ચ ૧૯૧૭ સુધી એક મેળો ભરવામાં આવનાર છે જે સંબંધીની વિગતનું એક ચોપાનીયું તેઓએ પ્રસિદ્ધ કર્યું છે જેની નકલ મુંબઇના ફ્રેન્ચ કૉન્સલને લખ્યાથી મળી શકશે.

---

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરોની કમિટીની એક સભા તા ૬ ઠી સપ્ટેમ્બર ૧૯૧૬ ને રોજ ૨ વાગે મળી હતી, જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

૧) ઑન. શેઠ ફીનશાહ એદલજી વાચ્છા.
૨) ઑન. શેઠ લલ્લુભાઇ સામળદાસ સી. આઇ. ઇ.
૩) ઑન. શેઠ મનમોહનદાસ રામજી.
૪) ઑન. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
૫) ઑન. સર ઇબ્રાહીમ રહીમતુલ્લા.
૬) સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી.
૭) શેઠ ચતુર્ભુજ શીવજી
૮) શેઠ જેઠાભાઇ વાલજી.
૯) શેઠ સોરાબજી એદલજી વૉર્ડન.
૧૦) શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી.
૧૧) શેઠ ગોપાળજી વાલજી સુંદરજી.
૧૨) શેઠ નારણજી હરીભાઇ.
૧૩) શેઠ એમ. પી. માદન

૧) ગઇ વખતની મીટીંગની મીનીટો વાંચવામાં આવી હતી તથા પસાર કરવામા આવી હતી.

૨) કમિટીનો ૧૯૧૫-૧૬ માટેનો વાર્ષિક રિપોર્ટ જેની નકલો સભાસદોમા ફેરવવામા આવી હતી, તે પસાર કરવામાં આવ્યો હતો.

૩) ૧૯૧૫-૧૬ માટેનો ચેમ્બરનો હિસાબ જે ઑડીટરે તપાસેલો હતો તે પસાર કરવામાં આવ્યો હતો.

૪) ઍસીસ્ટંટ સેક્રેટરી તથા ચેમ્બરના બીજા બે કલાર્કોને પ્રોમોશન આપવાનો સવાલ કમિટીની બીજી મીટીંગમાં લાવવાનો ઠરાવ થયો હતો.

૫) ચેમ્બરની વાર્ષિક સાધારણ સભા તથા ચુંટણીના દિવસો નીચે પ્રમાણે ઠેરવવામાં આવ્યા હતા.

બૅલટ બૉક્સ ખુલ્લી રાખવાના દિવસો, ગુરૂવાર તા. ૨૧ મી સપ્ટેમ્બર ૧૯૧૬ થી બુધવાર તા. ૨૭ મી સપ્ટેમ્બર ૧૯૧૬.

ચુંટણીનો દિવસ, ગુરૂવાર તા. ૨૮ મી સપ્ટેમ્બર ૧૯૧૬

વાર્ષિક સાધારણ સભા ભરવાનો દિવસ, શનીવાર તા ૩૦ મી સપ્ટેમ્બર ૧૯૧૬

ચેમ્બરની ચુટણી માટે સ્કુટિનિયર તરીકે શેઠ નારણજી હરીભાઇ તથા શેઠ એમ. પી માદનને નીમવામા આવ્યા હતા.

૬ ) ધી ઇમ્પીરીયલ કાઉન્સીલ ઑફ કૉમર્સનો પત્ર, તેના નિયમોની એક નકલ સાથે, આવ્યો હતો તેની નોંધ લેવામાં આવી હતી.

૭ ) ધી ઇન્ટરનૅશનલ કમરસીયલ બ્યુરોવાળા મીસ્યુર રી વેસ્ટ્રૂએ તે બ્યુરો બાબત કમિટિને મળવાની ઇચ્છા બતાવી હતી જે બાબતમાં એમ ઠરાવ કરવામા આવ્યો હતો કે, તેઓ કમિટિના થોડાએક સભાસદોને થોડે ક

મેટેલીક શીટીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

ઉપર મળેલા હોવાથી તેમને મળવા માટે બીજી સભા રાખવા કરતાં તેઓએ તે બ્યુરોનાં બંધારણ તથા નિયમોની ચોપડીની ૨૮ નકલો કમિટીના સભાસદો માટે મોકલી આપવી કે જેથી કરીને કમિટિના સભાસદોને તે બાબત વિચાર કરવાની તક મળે.

૮) હિંદુસ્તાની નેટીવ મર્ચન્ટસ એસોસિએશન તરફથી, જી આઇ. પી રેલ્વેના બોરીબંદર સ્ટેશનના ગુડસ સુપ્રીન્ટેન્ડન્ટે કાઢેલી નોટીસ બાબે એક પત્ર આવ્યો હતો જેમાં જણાવવામાં આવ્યું હતું કે, તે નોટીસથી દરેક વ્હેપારીને પોતાની કન્સાઇન્મેન્ટ નોટમા કન્સાઇન્મેન્ટનું આશરે વજન પણ જણાવવું પડે છે કે જેથી વ્હેપારીઓને ઘણી અડચણ પડે છે માટે કમિટિએ તે બાબતમા યોગ્ય પગલા લેવા આ બાબત વધુ વિચાર માટે મુલ્તવી રાખવામાં આવી હતી.

૯) લાલશંકર કેળવણીના પ્રદર્શનના સેક્રેટરી તરફથી પૈસાની મદદ માટે પત્ર આવ્યો હતો જેની નોંધ લેવામા આવી હતી

૧૦) ધી પંજાબ નૅશનલ બેંક તથા મેશર્સ ભીમજી જેરાજની કંપની તરફથી ચેમ્બરના સભાસદ થવા માટે અરજી આવી હતી જે માટેના મતપત્રકો સભાસદોમા ફેરવવાનો ઠરાવ થયો હતો. બૅલેટ બૅાકસ ખુલ્લી રાખવાના દિવસો ગુરૂવાર તા ૨૧મો સપ્ટેમ્બર ૧૯૧૬થી ગુરૂવાર તા. ૨૮મી સપ્ટેમ્બર ૧૯૧૬ સુધીના ઠેરવવામાં આવ્યા હતા તથા સ્ક્રુટનિયર તરીકે શેઠ એમ. પી. માદનને નીમવામા આવ્યા હતા.

---

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરોની કમિટીની એક સભા શનીવાર તા. ૩૦ મી સપ્ટેમ્બર ૧૯૧૬ને રોજે ૨-૪૫ કલાકે (મું. ટા) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

૧) ઑન. શેઠ લલ્લુભાઇ સામળદાસ સી. આઇ. ઇ.
૨) સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી.
૩) ઑન. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
૪) ઑન. શેઠ મનમોહનદાસ રામજી.
૫) શેઠ સોરાબજી બેંદલજી વૉર્ડન.
૬) શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી.
૭) શેઠ મોતીલાલ વલ્લભજી.
૮) શેઠ ચતુર્ભુજ શીવજી.
૯) શેઠ મોતીલાલ કાનજી.
૧૦) શેઠ લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણી.
૧૧) શેઠ મોરારજી વેલજી.
૧૨) શેઠ રતનશી મુળજી.
૧૩) શેઠ જેઠાભાઇ વાલજી.
૧૪) શેઠ રેવાશંકર જગજીવન.
૧૫) શેઠ ગોપાળજી વાલજી સુંદરજી.

મેશર્સ મદનજી મોહનજીની કું. ના પર તેઓના સ્વીસ એજન્ટ તરફથી એક પત્ર આવ્યો હતો જેમા સ્વીટઝરલૅંડથી માલની હિંદ ખાતે નિકાશ કરવામાં ઇટાલીયન કસ્ટમ્સ અધિકારીઓ તરફથી કેટલીક અગવડો મુકવામાં આવે છે તે બાબત જણાવવામાં આવી હતી. એ પત્ર પર વિચાર કરતા એ બાબત નામદાર સરકારને લખી મોકલવાનો ઠરાવ થયો હતો.

૨) ગુડસ કલાસીફીકેશન કમિટી તરફથી આવેલા પત્ર પર વિચાર કરતાં એમ લખી મોકલવાનો ઠરાવ થયો હતો કે કમિટીને હાલ કંઇ કહેવાનું નથી.

આ સંબધી મેશર્સ ધી એલેમ્બીક કેમીકલ વર્કસ તરફથી મહુડાના ફૂલ માટે ઓછા દર માટે કરવામાં આવેલી સૂચના બાબત વિચાર કરવાનું મુલ્તવી રાખવામાં આવ્યું હતું.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરોની કમિટીની એક ખાસ સભા શનિવાર તા. ૭ મી અકટોબર ૧૯૧૬ ને રોજ ૨ કલાકે (મું. ટા.) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

૧ ઑન. શેઠ લલ્લુભાઇ સામળદાસ સી. આઇ. ઇ.
૨ શેઠ સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી.
૩ ઑન. શેઠ દીનશાહ એદલજી વાચ્છા.
૪ ઑન શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
૫ ઑન. સર ફાઝલભાઇ કરીમભાઇ.
૬ શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી.
૭ ઑન શેઠ ચુનીલાલ વિજભુખણદાસ મ્હેતા.
૮ શેઠ એમ. પી. માદન.
૯ શેઠ રેવાશંકર જગજીવન.
૧૦ શેઠ જેઠાભાઇ વાલજી.

૧) નામદાર વાઇસરૉયની ધારાસભામાં હિંદી વ્હેપારી વર્ગનો એક પ્રતિનિધિ મોકલવા ચુંટણીના હક સંબંધી પ્રમુખની સૂચના પર વિચાર કરતા નામદાર સરકારને એક પત્ર મોકલવાનો ઠરાવ થયો હતો.

૨) રેલ્વેના વહીવટના સવાલ પર કેટલીક (informal) ચર્ચા ચાલી હતી તેમાં એ પ્રમાણે ઠરાવ થયો હતો કે એ સવાલ પર સબ-કમિટીને બદલ આખી કમિટીએ વિચાર ચલાવી નિર્ણય લાવવો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

## ચેમ્બરની ગઇ વાર્ષિક સભા

ગઇ તા. ૩૦ મી સપ્ટેમ્બર ૧૯૧૬ ને રોજ આ ચેમ્બરની વાર્ષિક સાધારણ સભા ભરાઇ હતી. જે વખતે પ્રમુખ, નવા નિમાયેલા પ્રમુખ તથા ઉપપ્રમુખે કરેલાં ભાષણો રોજીંદા વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઇ ગયાં છે. બાકીનાં કેટલાંક ભાષણો વિગતવાર અત્રે હમે લઇએ છીએ.

### મી૦ દેવીદાસ માધવજી ઠાકરસી

મી૦ દેવીદાસ માધવજી ઠાકરસીએ રીપોર્ટ બહાલ રાખવાની દરખાસ્તને વધુ ટેકો આપતા જણાવ્યું કે, લડાઈ જાગ્યા પછી તેનો લાભ લેવા માટે આપણા દેશના કારખાનાવાળાઓએ ઘણું ઓછું કર્યું છે. દેશી રાજ્યો અને સરકાર સાથે લાગવગ ધરાવનારા આગેવાન વેપારીઓએ દેશના વેપાર ઉદ્યોગ વધારવા માટે જોઇએ તેટલો જાતી પ્રયત્ન કર્યો હોય એમ જણાતું નથી. આફ્રીકામાં ઘણી મારકેટો હાલમાં અંગ્રેજી હકુમતમાં આવવાથી ત્યાંના વેપારનો કાબુ મેળવવાની સારી તકો હાલમાં છે. ત્યાં ઘણા સારા જથ્થામાં આપણા કારખાનાવાળાઓએ પણ માલ થોડા વખત પહેલાં વેચ્યો છે પણ જે માલો ત્યાં અમેરીકા અને યુરોપથી જતા હતા તેની જગ્યા આપણા હીંદુસ્થાનના કારખાનાના માલો લઇ શકયા નથી. બહુ સારા નફા કરી મોટી રકમના માલ હીંદુસ્થાનથી ગયા છે પણ હાલમાં જાણવામાં આવ્યું છે તેમ જાપાને પોતાના માલની સરસાઇને લીધે તથા હરીફાઈમાં પોષાય તેવા ભાવો લઇને પણ પોતાના માલો ત્યાં ચાલુ કર્યા છે અને તે મારકીટો ઉપર કાબુ મેળવ્યો છે. એટલુંજ નહિં પણ એવા જેપાનીસ માલ જેપાનથી મુંબઇ આવી સારા નફા ચઢયા પછી પણ તે બજારોમાં જઇ શકયા છે. વળી યુરોપ ખંડના મુખ્ય કાપડ બનાવવાનાં સ્થાનો જ્યાં હાલ લડાઇને લીધે વેપાર લગભગ બંધ છે ત્યાંના ઘણી જાતના માલો અત્રે બની શકે તેમ છે પણ એકજ જાતના કાપડ મોટા જથ્થામાં કાઢી માત્ર સારા નફા મેળવવાનીજ ધારણા રાખી કામ કરવાની રૂઢીમાં આપણા કારખાનાંઓ છે જે તેઓએ આ તકે ફેરવવા, જોઇએ તેટલી કાળજી કરી હોય તેમ લાગતું નથી. પરદેશી માલો નવા બનાવવાની ભાંજગડમાં પડવા આપણા કારખાનાઓએ પોતાને બીજી

# પાંચ બોલ્યા તે પરમેશ્વર.

આત્મપ્રશંસા ગમે તે રીતે કરીયે તે દોષને પાત્ર છે "જ્વરબિંદુ તાપપર રામબાણ છે." એમ હમે એકસરખું કહ્યા કરતા હોત તો પણ હમારા કહેવા પર કોઇએ વિશ્વાસ રાખ્યો નહોત. જ્વરબિંદુ લઇને વાપરીને યા વપરાવીને મહારાષ્ટ્રમાંના પ્રસિદ્ધ પુરૂષોએ "આ દવા તાવપર ઘણી ગુણકારી છે" એમ જે અભિપ્રાય આપ્યો છે તે જોઇ તમારો વિશ્વાસ પણ તે પર જરૂર બેસશે.

જ્વરબિંદુની સીફારસ કરનારા મહારાષ્ટ્રમાંના કેટલાક પ્રસિદ્ધ પુરૂષોનાં નામો.

## લોકમાન્ય બાળ ગંગાધર તિલક.

પ્રોફેસર ધોંડો, કેશવ કર્વે, પુના.

પ્રોફેસર એન. જી. વેલિનકર, મુંબાઇના પ્રસિદ્ધ સ્ટુડંટ્સ બ્રધરહુડના સ્થાપક.

ડૉ. હૅરોલ્ડ. એચ. મૅન, પુનાની સરકારી ખેતીવાડીની કૉલેજના પ્રિન્સિપાલ.

નામદાર ડી જ્હી બેળવી બેળગાંવ.

રા રા. અનંત નીલકંઠ પિટકર, મુંબઇ.

રા. રા. ગજાનન ભાસ્કર વૈદ્ય

રા રા. લક્ષ્મણ બાળકૃષ્ણ રાજે

લો અણ્ણાસાહેબ પટવર્ધન, પુના.

રા રા. જ્હો. આર. શિંદે, નિરાશ્રિત સહાય્યકારી મંડળીના સેક્રેટરી.

પ્રો. વાસુદેવ બળવંત પટવર્ધન. ફર્ગ્યુસન કૉલેજ, પુના

પ્રો. નીલકંઠ સદાશિવ તાકખાવ, વીલસન કૉલેજ, મુંબઇ

પ્રો. શામરાવ રામચંદ્ર ધગધર, સેંટ ઝેવિઅર્સ કૉલેજ, મુંબઇ.

રા. રા. નાનાભાઇ એન, નાઠઠ મુંબઇ.

બાટલીની કિંમત ૧૦ આના વિ. પી થી ૪ આના વધુ વિગત માટે પત્ર વ્યવહાર કરો.

દરેક ઠેકાણે એજન્ટ જોઇએ છે.

ગોવન્ડે ઍન્ડ સન્સ નં. ૧૧૦. નવો નાગપાડો. ભાયખાળા—મુંબઇ.

---

શ્રી શાહુ છત્રપતિ મહારાજ કોલ્હાપુરના ઉદાર આશ્રય હેઠળ

ડૉ. ગોવંડેનું

# "જ્વર બિંદુ."

તરફથી મળતા ભારે નફાને લીધે પસંદ કર્યું નથી અને જે માલો સહેલાઈથી વગર માથાકુટે ચાલુ બને છે તેના ઉપર મુસતાક રહીને મોટે ભાગે કામ કરવાનું પસંદ કર્યું હોય તેમ જણાય છે. જો તેઓ એ બાબતમાં પુરતી કાળજી રાખી યુરોપ ખંડના જે માલો અત્રે દાખલ થઈ શકે તેના પ્રયત્નો તે માલોના અનુભવીઓ પાસેથી માહીતી લઇ કરે તો આયંદે આપણા દેશની ઘણી બજારોમાં તે માલ હંમેશને માટે દાખલ કરી શકાય.

હાલની સ્થિતિ દેશનો ઉદ્યોગ ખીલવવાને સંતોષકારક ગણી શકાય નહિં. જે સાધનો આપણા હાથમાં છે તેમા આપણેજ પ્રયત્નો કરવાની જરૂર છે માત્ર નવા ઉદ્યોગો ઉભા કરી ખીલવવાને ખાતરજ સરકાર તરફ નજર કરવાની છે. કારણ કે, જાપાન પણ સ્ટેટની મદદથીજ નવા હુન્નરો દાખલ કરી શકયું છે. વળી લડાઇ પછી સરકાર ઉપર દેશના સામાન્ય વેપારના લાભો વાસ્તે આપણે આધાર રાખતા હોવાથી તેની મદદની જરૂર છે અને જે આપણે મજબૂત રીતે માંગવી પડશે. પરદેશો સાથના વેપાર સંબંધી કોલકરારો તથા વેપારના રક્ષણને ખાતર જગાતની રાજનીતિ આપણા દેશને અને હુન્નરોને બંધ બેસે તેવી રીતે આપણે મજબૂત રીતે માંગવી જોઇએ પણ સૌથી મોટો આધાર આપણા ચાલુ હુન્નરો ખીલવવામાં આપણી જાતી મેહનતનોજ રહેવો જોઇએ. આપણે આ તકનો પુરતો લાભ આપણો વેપાર ખીલવવાને લઇશું તો આપણને પોતાનેજ તેમજ દેશને સારો લાભ કરી શકીશું.

શેઠ વસનજી ઠાકરસી હાલાઇનું ભાષણ.

પ્રમુખે એવો ખુલાસો કરવા પ્રયાસ કર્યો છે કે, મદંવયામાં જણાતો પુરાંતનો ઘટાડો કેટલાક આવ ખરચોને આભારી છે કે જે વાર્ષિક ખરચો જ્યાં નહોતા, પણ બરૂં જોતાં તેવા પ્રકારના ખરચો લગભગ દરેક વરસે લાગતા રહ્યા છે છેલ્લા બે અહવાલો ઉપરથીજ માત્ર રૂપીઆ પાંચસો અને છસોનો સરવૈયામાં ઘટાડો જણાય છે પણ સભાસદોની દાખલ ફી એ કાંઇ કાયમની આવક નથી એ બીના ધ્યાનમાં રાખવામાં આવી નથી અને તેથી જો એ રકમ બાદ કરવામાં આવે તો ઘટાડાનો આંકડો રૂપીઆ સોળસો જેટલો થવા જશે. મંડળીનો એક મુખ્ય હેતુ છેલ્લામાં છેલ્લી ઢબની વેપાર ઉદ્યોગિક લાયબ્રેરી સ્થાપવાનો હતો, પણ હજુ તે માર્ગમાં કોઇ પગલાં ભરાયલાં જણાતા નથી. સાહિત્ય, નવલકથાઓ અને કાવ્યો તથા બીજા પ્રકારના પુસ્તકોથી ભરેલી ઘણી મોટી લાયબ્રેરીઓ મુંબઇમાં છે, પણ વેપારી વિષયોની ચોપડીઓની કોઇ લાયબ્રેરી નથી આથી મારી એવી સૂચના છે કે, દાખલ ફીની આવક તેવી એક લાયબ્રેરીની ખીલવણી માટે રાખવી જોઇએ. ઘટાડાને પુરી વળવા તથા આવી લાયબ્રેરી માટે મકાનની જોગવાઇ માટે કમીટીએ ચાંપતાં પગલા લેવાં જોઇએ છે. મંડળીના અહવાલ માથી બીજી જે બે અગત્યની બાબતો ધ્યાનપર આવે છે, તેમા એક લડાઇ પછી વેપારને લગતી અને બીજી રેલ્વે વ્યવસ્થાને લગતી છે. સર હૉલેન્ડના કમીશન સંબંધમાં ઘણું કહેવાયું છે જયારે પણ કાંઇ ચર્ચા મજબૂત રીતે ઉભી થાય છે, ત્યારે તે માટે તપાસ ચલાવવાને કમીશન નેમવામાં આવે છે. વેલ્બી કમીશન, સત્તાની વ્હેંચણીના સવાલને લગતું કમીશન, ચલણને લગતા મજાલ બાબેનું કમીશન, તોલમાપના સવાલનું કમીશન વગેરે કમીશનો નેમાયા હતાં પણ તેનણે કમનસીબે વખત અને મેહનતનો મોટો ભોગ આપવા બાદ તેમાંથી કાંઇ પણ સંતોષકારક પરિણામ આવ્યું નથી. પણ સૌથી ઉત્તમ કમીશન તો પોતાની મેળે તપાસ ચલાવનાર થઇ પડશે.

કેટલાકોએ રક્ષણને લગતી રાજનીતિની હિમાયત કરી છે. બીજાઓએ સરકારી મદદની માગણી કરી છે, પણ જ્યાં સુધી લોકો જાગ્રત થશે નહિં ત્યાં સુધી રક્ષણની રાજનીતિ કે

સરકારી મદદ કંઇ ઉપયોગી થઇ પડશે નાહું. હું નામદાર સરકાર પાસેથી રક્ષણની રાજનીતિ અથવા તો સરકારી મદદ માગતો નથી, પણ એટલુંજ માગું છું કે, નામદાર સરકારે પોતાની બધી પ્રજા તરફ અરખી રીતે વરતવું જોઇએ અને કોઇને પણ ભોગે બીજાઓને સગવડો અથવા પસંદગી આપવી જોઇએ નહિં અને ચેમ્બરે પણ તેવી રૂઢી સામે સાવચેત રહીને કામ લેવું જોઇએ.

રેલ્વેના કારોબારના સંબંધમાં હું જણાવીશ કે નુરના દર જો બરાબર રીતે નક્કી કરવામાં આવે તોજ સરકારનો વહિવટ ઉપયોગી થઇ પડે. રેલ્વે કંપની તરફથી કોલસાના નુરના દર વધારવામાં આવે તો તેથી આપણી વેપારી ખીલવણીને ઘણો ધોકો પુગવાનો સંભવ રહેશે. પ્રમુખે એવી આશા દેખાડી છે કે, જ્યારે આપણે આવતે વર્ષે પાછા મળીશું ત્યારે વધારે સંતોષકારક પરિણામો દેખાડવાને હું શકિતવાન થઇશ, પણ જાપાન અને બીજા દેશો તીક્ષણ હરીફાઇમા જોડાયા છે ત્યાં ચેમ્બરની એક વાર્ષિક સભા પુરતી નથી. દાખલા તરીકે હું જણાવીશ કે, આફ્રીકાનાં બંદરોને હિંદી મીલો તરફથી જે જાતનું કાપડ પુરૂં પાડવામાં આવતું હતુ તે જાતનું કાપડ હવે જાપાન તરફથી તે દેશને સીધું પુગાડવામાં આવવાની શરૂઆત થઇ છે. હાલમાં યુરોપમાં લડાઇ ચાલે છે તેથી તેની વધુ અસર જણાતી નથી પણ લડાઇ પછી મને ધાસ્તી છે કે, જ્યારે બીજા દેશો હિંદી બજારનાં ક્ષેત્રમાં આવશે ત્યારે મીલ તથા બીજા ઉદ્યોગોને ધકો લાગશે. આથી જરૂરનું છે કે, તેવી સ્થિતિ થવા ન પામે તે માટે અત્યારથી પગલા ભરવા જોઇએ. આપણે જ્યારે લડાઇ પછીના વેપાર વિષે વિચાર કરીએ છીએ ત્યારે બીજી ઘણી પ્રજાઓએ લડાઇ દરમ્યાન હિંદનો વેપાર હાથ લીધો છે. લડાઇ દરમ્યાન ઉભા થતા અગત્યના સવાલો બાબે થોડીક મિનીટોમાં ચર્ચા ચલાવવાનું અસંભવીત છે, પણ જો કમિટી બબે અથવા ત્રણ ત્રણ મહીને અગત્યના સવાલો ઉપર વિચાર ચલાવવા માટે સામાન્ય સભાઓ બોલાવવાનાં પગલાં ભરશે તો આપણે સંતોષકારક વધારો કરવાને શકિતવાન થઇશું. મારી ખાત્રી છે કે તે પોતાની ફરજો બજાવે છે, પણ જે પ્રજાનાં હીતો જોવાનાં છે, તે જોતાં હિંદી વેપારી કોમના અવાજનો પડઘો પાડવા માટે સરકાર તરફથી મળતાં પત્રો ઉપર ફકત વિચાર ચલાવવામાં આવે અથવા તો નામદાર સરકાર જોગી પોતાની અરજીઓ રજુ કરવામાં આવે તે પુરતું નથી.

## શેઠ સુરજમલ લલ્લુભાઇનું ભાષણ.

"ઘણાક ગૃહસ્થોએ કહ્યું છે કે, આપણે આપણા પગ ઉપર ઉભુ રહેવું જોઇએ. પૈસાદાર લોકો ઉદ્યોગો ખોલવા તરફ સહાનુભૂતી આપતા નથી તે બહુજ શોચનીય છે. મારે આ સંબંધી થોડું બોલવા જરૂર જણાઇ છે વાસ્તે આપનો બહુજ થોડો વખત લઇશ.

મીલ ઇન્ડસ્ટ્રી સંબંધી હું બોલવા માંગતો નથી પણ બીજા નાના ઉદ્યોગો દેશની ખાતર અથવા નફાની ખાતર કોઇ પણ માણસ પૈસા રોકે તે પૈસાની, લડાઇ બંધ થાય ત્યારે શું હાલત થાય? ઘણું ઘણુ તો દશ લાખની થાપણ પણ એક નવા ઉદ્યોગ વાસ્તે ઉભી થઇ શકે. પણ જે વખતે કરોડોની થાપણથી તૈયાર થયેલ માલ હિંદુસ્તાનમાં આવી ઉસેડે ત્યારે આપણો માલ હરીફાઇમાં કેટલીવાર ટકી શકશે? કદચ ઘણીજ કરકસરથી સસ્તી મજુરીથી અને બુદ્ધિવંત ભેજાંથી આપણે આગળ વધેલા મુલકોથી સારો અને સસ્તો માલ કાઢી શકીએ અને લડાઇ પહેલાં ચાર આને મળતો કાચનો ગ્લાસ ત્રણ આને આપણે પુરો પાડી શકીએ, તોપણ પોતાના હાથનો ધંધો પાછો મેળવવા દશ લાખનું (જેટલી આખી તમારી મુંડીજ છે.) નુકશાન પણ કરી પ્રથમ તમારાથી ઓછા ભાવે માલ વેચી

તમારા ઉદ્યોગનો નાશ કરી દેશે અને તમારા રૂપીઆનો એક પૈસો પણ પાછો નહિં મળે.

ખુલ્લેખુલ્લું નજર આગળ આવું પ્રત્યક્ષ છતાં કયો પૈસાદાર પોતાના પૈસાની "ઇન વેસ્ટમેન્ટ" નાના નાના ઉદ્યોગોમાં કરશે ?

માત્ર ગવર્નમેન્ટ આપણા બચગીમાં ઉછરતા ધંધાઓને પ્રોટેકશન આપે તોજ સુખેથી લાખો રૂપીઆની થાપણથી નવા નવા હુન્નરો નીકળશે; અન્ય મહાન રાજ્યોમાં સરકાર પરદેશી માલ ઉપર જગાત નાખી અથવા બાઉન્ટી આપી પોતાના ઉદ્યોગનું રક્ષણ કરે છે તેવી રીતે આપણી ગવર્નમેન્ટ જ્યાં સુધી નહિ કરે ત્યાં સુધી હંમેશના આપણે બીજા દેશો ઉપર આધાર રાખત રહેશું. પોતાનાજ પગ ઉપર ઉભા રહી કેપીટલ રોકનાર ખરેખરજ મોટા નુકશાનમાં ઉતરશે. એવી મારી માન્યતા છે.

શેઠ માવજી ગોવીંદજીનું ભાષણ.

ગૃહસ્થો, કોલસાના રેલ્વેના નુરમાં વધારો થવાથી મુંબઇના મીલ ઉદ્યોગપર હાલ જે નવો કર નંખાયો છે તે સંબંધી હું આપનું ધ્યાન ખેંચવા માંગું છું. જ્યારે આપણે ઉદ્યોગોની ખીલવણી સંબંધી વાતો કરીયે છીએ અને જ્યારે આ દેશના ઉદ્યોગો કેવી રીતે ખીલવી શકાય તે સંબંધી તપાસ ચલાવવા એક કમીશન હાલ નીમાયુ છે ત્યારે રેલ્વેએ કોલસાના નુરમાં ટન દીઠ ૧૪ આનાનો વધારો કર્યાથી કોલસા જેવી મીલ ઉદ્યોગને ઉપયોગી ચીજની કિંમતમાં ટને ૧૪ આનાનો વધારો થયો છે અને અત્રેની રેલ્વેઓ સ્ટેટ વહિવટ હેઠેની નહિં હોવાથી આપણે તે બાબત ફરીયાદ પણ કરી શકીયે તેમ નથી. અને વળી ધારાસભામાં એ બાબતનો સવાલ પુછાય તો તેનો સંતોષકારક જવાબ મળે એવી પણ સંભાવ્યતા હાલ નથી.

---



ધી એકમે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ, મુંબઇ

# OTHER CHAMBERS

# બીજી ચેમ્બરો.

## મુંબઈ ચેમ્બર.

(જુલાઈ અને ઑગસ્ટ ૧૯૧૬.)

### જયુટના કોથળામાં ભરી માલની નિકાશ પર અંકુશનો સવાલ

આ સંબંધી આ ચેમ્બરે એવો અભિપ્રાય આપ્યો હતો કે, આ નવા સૂચવેલા ધારાથી નહીંજ અગવડ પડવા સંભવ રહે છે પણ જો અમુક સ્થળોએજ મોકલવા પર અંકુશ મૂકવા નામદાર સરકારની ઇચ્છા હોય તો તે બાબત ચેમ્બરને કંઇ વાંધો નથી.

### સ્ટીમર વૉરવીટ્સ.

આ સ્ટીમરના સંબંધમાં આગળ એક એવું જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું કે, એના પરના માલ સંબંધી જે દાવાઓ હોય તે તે જાહેરનામાંના એક માસની મુદતમાં પંચીમ ખાતેના પ્રોકયુરેટરને જણાવવા એ બાબત કમિટીએ નીચેની વિગત પુછાવી હતીઃ—

૧. તા ૨૬ મી જુલાઇ જે મૂળ તારીખ નક્કી કરવામાં આવી હતી ને પછી મુદત વધારવામાં આવી છે કે કેમ અને કયા સુધી?

૨. માલ ખાલી કરવાને એ સ્ટીમર મુંબાઈ અથવા કરાચી મોકલવાનો હજુ સુધી ઠરાવ થયો છે કે નહિં?

૩ એ સ્ટીમરપરનો કેટલોક માલ પોર્ચ્યુગીઝ અધિકારીઓએ લઇ લીધો છે અથવા હાલ લઈ લે છે એવી જે અફવા મુંબઈમાં ચાલે છે તે ખરી છે કે કેમ?

જવાબમાં નામદાર સરકાર તરફથી જણાવવામાં આવ્યું હતું કે ગોવા ખાતેના નામદાર શહેનશાહના કૉન્સલે જણાવ્યું હતું કે તા. ૨૬ મી જુન ૧૯૧૬ ને દિને એ વ્હાણ પકડાયું ત્યારથી તેમાથી કોઇ પણ માલ ખસેડવામાં આવ્યો હોય એમ અત્રે ખબર નથી માર્માગોઆ ખાતેના દરિયાઇ ખાતાનો અધિકારી જેના હવાલામા પકડાયલા જરમન અને ઑસ્ટ્રીયન વ્હાણો હતા તેમના તરફથી બ્રિટન કૉન્સલને ખબર પડી છે કે, વ્હાણ પકડાયા પછી સીલ મારવામાં આવી હતી અને એક વખત જ્યારે વ્હાણ તથા માલ તપાસવા માટે સીલ તોડવામાં આવી હતી ત્યારે તે પોતે ત્યાં હાજર હતા અને તેઓને ખાત્રી છે કે કોઇ પણ માલ વ્હાણમાંથી કાઢવામાં આવ્યો નથી. કારણ તેમાનો કોઇ પણ માલ બગડી જાય એવો નહિં હતો.

### સ્ટેટ યા કમ્પની હસ્તક રેલ્વેનો વહિવટ.

હિંદમાંની રેલ્વેઓનો વહિવટ કમ્પની હસ્તે હોવો વધુ ફાયદાકારક છે કે સ્ટેટ હસ્તે એ સવાલ પર ચેમ્બરનો અભિપ્રાય માંગવામાં આવ્યો હતો તથા નીચેના સવાલોના જવાબ માંગવામાં આવ્યા હતઃ—

૧) તમારી સંસ્થાના સભાસદોને કઇ રેલ્વેઓ સાથે વધારે સબંધ છે?

૨) જો સ્ટેટ તથા કમ્પની હસ્તકની બન્ને જાતની રેલ્વેઓ સાથે સંબંધ હોય તો એ બેમાંની એક રૂઢીથી બીજીના કરતાં નીચેની બાબતોમાં

જાહેર પ્રજાને વધુ ફાયદો છે એ પ્રમાણેનો તમારી ચેમ્બરને શો અનુભવ મળ્યો છે?

(અ) ઝડપથી માલ લઇ જવા તથા ડીલીવરી આપવામાં.

(ક) ભાવમાં.

(ખ) જાહેર પ્રજાની ફરીયાદો સાંભળવામાં.

(ગ) માલની દરકાર લેવામાં.

(ઘ) ઉતારૂઓના વ્યવહારમાં.

૩ જો એકજ જાતની રેલ્વે સાથે સંબંધ હોય તો ઉપલી બાબતોમાં તે રેલ્વે વહીવટની તે જાતની રૂઢી સંબંધી તમારે કંઈ ફરિયાદ છે કે કેમ?

જવાબમાં કમિટીએ જણાવ્યું હતું કે, આ બાબતમાં અભિપ્રાય આપવા મુંબઇ યોગ્ય સ્થિતિમાં નથી. કારણ આ બંદરમાંની બન્ને રેલ્વેઓ કમ્પની વહીવટની છે. કમિટી એમ ધારે છે કે હાલ જેમ ચાલે છે તે મુજબ બન્ને વહીવટની રૂઢી સાથે સાથે ચાલુ રહે તેના ફાયદા જોકે ઘણા છે એમ કમિટી કબૂલ કરે છે તો પણ એકંદરે સ્ટેટ હસ્તેના વહિવટ કરતાં કમ્પની હસ્તેના વહિવટ નીચેનાં કારણોને લીધે કમિટી વધુ પસંદ કરે છે અને તેથી જ્યારે કૉન્ટ્રૅક્ટ પુરો થાય ત્યારે ફરીથી ચાલુ કરવા.

વ્યાપારી નજરથી વિચારતાં અને જે ધોરણથી જુદી જુદી રેલ્વેઓને અમુક બંદરોમાં લાભ છે તે ધોરણ દેશને, કમિટીના અભિપ્રાય મુજબ, વધુ અનુકુળ છે તે જોતાં સ્ટેટ મૅનેજમેન્ટ કરતાં, જાહેર પ્રજાના લાભ સાચવવા માટે રેલ્વે બૉર્ડ જેવી મજબૂત સંસ્થાના અંકુશ હેઠળ કમ્પનીઓ હસ્તે રેલ્વેનો વહીવટ દેશને વધુ સંતોષકારક જણાયો છે.

(૨) સ્ટેટ મૅનેજમેન્ટની રૂઢીથી સંખ્યાબંધ માણસો સ્ટેટના નોકરો થાય તેઓના પર અંકુશ રાખવો મુશ્કેલ થઇ પડે અને તેઓની સંસ્થાની રાજ્યકિય અસર ગેરવાજબી થઇ પડે.

(૩) સ્ટેટ હસ્તેના વહીવટ કરતાં કમ્પની હસ્તેના વહીવટથી હાલની સગવડોમાં વધુ સુધારો વધારો કરવાની વધુ સારી તકો ભવિષ્યમાં મળી શકે. કારણ કે તેવા સુધારા કરવા માટે કમ્પની હસ્તેની મોટી લાઇનોને હિંદમાં તેવા સુધારા કરવા માટે નાણાંની મુડી ઉભી કરવા દેવાની જરૂર છે. તેમ તે વધારે અનુકુળ છે. સરકારની તીજોરીમાંથી બીજા કામો માટે મોટી રકમો ખરચવી પડે છે તે જોતાં કમિટીના અભિપ્રાય મુજબ, તદ્દન ખાસ જરૂરની હોય તે ઉપરાંત વધારે રેલ્વેની ખીલવણી અને રેલ્વેમાં સુધારા કરવા માટે મુડી પુરી પાડવા સરકારના પર બોજો આવી પડે એ અયોગ્ય ગણાય.

જાહેર પ્રજાને ભોગે રેલ્વેને નફો મળે છે એ વિચાર સાથે કમિટી સંમત થઇ શકતી નથી, અને રેલ્વેના વ્યાપારી ધોરણ અને દેશના વ્યાપારના સામાન્ય લાભો વચ્ચે વિરોધતા હોય એવું કમિટી માનતી નથી.

નાની લાઇનો બાંધી રેલ્વેની ખીલવણી કરવા બાબત કમિટીનો એવો અભિપ્રાય છે કે એવી નાની લાઇનો બાંધવા માટેનો હક મોટી લાઇનોનો પહેલો ગણવો. પણ અમુક નાની લાઇન બાંધવી જો ખાસ જરૂરી જણાતી હોય અને મોટી લાઇનવાળાઓ હસ્તે તે કામ નહિં ઉપાડી લેવામાં આવે તો તે કામ અટકી રહે તે કરતાં ખાનગી સાહસથી તે કામ ઉપાડી લેવામાં આવે એવી તક આપવી. અને તેમાં મોટી લાઇનો કોઇ તરેહનો વાંધો લઈ શકે એવી સત્તા તેઓને નહિં આપવી.

અત્રેની કમ્પનીઓ લન્ડનની બોર્ડોની સત્તા હેઠળ રહે એ રૂઢીની કમિટી તરફેણમાં છે પણ એવી બોર્ડો અને અત્રેની રેલ્વે લાઇનો સાથે હાલ છે તે કરતાં વધુ ગાઢો સંબંધ રહે એ આવશ્યક છે વળી એ બોર્ડોના સભાસદોના મોટા ભાગને હાલનો હિંદી અનુભવ હોવો જોઈએ. અને તે બોર્ડોમાંના એક અથવા વધારે સભાસદોએ હિંદ વખતો વખત આવી

આ દેશની બદલાતી સ્થિતિ સંજોગ સાથે તેને ઘાડો સંબંધ રખાવવો જોઈએ.

### રેલ્વેઓ પર માલની ભીડ.

રેલ્વેઓપર માલની ભીડ થાય તો કયા માલના વ્યવહારને વધુ પસંદગી આપવાના સવાલ સંબંધી કમિટીએ અભિપ્રાય આપતાં જણાવ્યું હતું કે, લડાઇને માટે ઉપયોગમાં આવે એવા દરેક સરકારી જરૂરીયાતના માલોને પહેલી પસંદગી આપવી કમિટીએ જણાવ્યું કે બીજા માલોમા કયા માલને વધુ પસંદગી આપવી તે માટે હાલ અભિપ્રાય આપવો મુશ્કેલ છે અને તેથી જયારે એવી સ્થિતિ ઉભી થાય, ત્યારે અમુક માલ કેવા કારણસર વધારે ઉપયોગી છે તે જોઈ તે સવાલ પર વિચાર કરી શકાય.

### હિંદમાંની જે ખાનગી કમ્પનીઓ યુનાઇટેડ કીન્ગડમમાં સ્થપાઈ હોય તેઓએ હિંદમાં પોતાના સરવૈયાં રજીસ્ટર કરાવવાનો સવાલ.

યુનાઇટેડ કીન્ગડમમાં સ્થાપવામા આવેલી હિંદ માટેની ખાનગી કમ્પનીઓના સરવૈયાં હિંદમા ફરજીયાત નોંધાવવામાથી તેઓને મળેલી મુકિતના સવાલ પર ગયા જુલાઇ માસમા કમિટીએ એક લંબાણ પત્ર સરકારને લખી મોકલ્યો હતો. નામદાર સરકારના વ્હેપાર ઉદ્યોગ ખાતા તરફથી જણાવવામા આવ્યું હતું કે એવી કમ્પનીઓને એવી ફરજીયાતમાથી મુક્ત રાખવી જરૂરની છે એમ તેઓનો અભીપ્રાય છે. પણ કમિટીએ અર્જ કરી હતી કે એ બાબતનો જે કાયદો છે તેનો એક સરકારી ખાતા તરફથી આવો અર્થ કરવામા આવ્યો હોય તે અર્થ જ્યારે એવો સવાલ કાયદાની અદાલત સમક્ષ આવે ત્યારે તેને બંધનકારક ન રહે પણ કાયદાની અદાલત એ કાયદાનો જે અર્થ કરવા ધારે તે કરી શકે કમિટીને લાગ્યું હતું કે આ સંબંધમા ઘણી તરેહના શક રહી જાય એમ છે તો એ સંબંધી એક જાહેરનામું બહાર પાડવાની આવશ્યકતા છે અને તેઓએ એવો આગ્રહ કર્યો હતો કે આ બાબત ફરીથી વિચાર કરવો જોઇએ.

આ સવાલ પર ઑન. સર બાર્ન્સ સાથે કમિટીએ ચર્ચા કરી હતી પણ સરકારે પોતાનો અભિપ્રાય ટકાવી રાખ્યો હતો કે ઇન્ડીયન કમ્પનીઝ ઍકટની ૨૭૭ (૩) મી કલમની શર્તો પ્રમાણે જાહેરનામું બહાર પાડવાની આવશ્યકતા નથી.

### ગાંસડી બાંધવા માટે સ્ટીલની પટીઓ.

ચેમ્બરના એક સભાસદ તરફથી એક પત્ર આવ્યો હતો તેમા જણાવવામા આવ્યું હતું કે રૂ, શણ અને ઉનની ગાસડી બાંધવામાં કામ આવતી સ્ટીલની પટીઓ બનાવવાનું નામદાર બ્રિટિશ સરકાર અટકાવવા માંગે છે એમ ધારવાનાં મજબૂત કારણો જણાયાં છે અને આ પ્રમાણે જો થાય તો આ મોસમના પાકો બ્હાર મોકલવામાં ગંભીર મુસીબત આવી પડે.

એવું જણાવ્યું હતું કે જ્યુટની ગાંસડીઓ માટેની પટીઓ બનાવવાને માટે ઘણુંખરૂં વધુ પસંદગી આપવામાં આવશે કારણ એવી પટીઓના ખરીદનારાઓ, તેઓનો માલ સરકારી કામો માટેનો છે એવા રીતનુ સરટીફીકેટ આપી શકે.

નામદાર હિંદ સરકારના પર આ બાબત પત્ર લખી કમિટીએ જણાવ્યુ હતું કે જ્યુટની ગાસડી બાંધવા માટેની પટીઓ, રૂની ગાંસડીઓ બાંધવાની પટીઓથી જુદી જાતની હોય છે તો જ્યુટની ગાસડીઓ માટેની પટી બનાવવા માટે વધુ પસંદગી આપવામા આવે તો તેથી રૂના ઉદ્યોગને ગંભીર ધોકો લાગવાનો સંભવ છે.

શણના સંબંધમા કમિટીએ જણાવ્યુ હતું કે હિંદના શણના પાકના મોટો ભાગ યુનાઇટેડ કીન્ગડમ ખાતે નિકાશ થાય છે અને તેમાંનો મોટો ભાગ સરકારી તથા વ્યાપારી

વહાણોની જરૂરીયાતો માટે માલો બનાવવામા વપરાય છે અને તેથી શણના નિકાશી વ્યાપારને ખલલ નહિં પહોંચાડવી એ આવશ્યક છે.

આ બાબત નામદાર સરકારને વિચાર કરવા માટે રજુ કરી કમિટીએ એવી આશા બતાવી હતી કે નામદાર હિંદ સરકાર નામદાર બ્રિટીશ સરકારને આગ્રહ કરી એવી ખાત્રી મેળવશે કે હિંદના રૂ, શણ અને ઊનના વ્યાપારને જરૂરીયાત સ્ટીલની પટીઓ બનાવવા માટે તે બનાવનારાઓને પુરતો માલ પુરો પાડવામા આવે

માલનો જેટલો જથ્થો સ્ટીમર પર ચઢાવવામાં આવ્યો હોય તે કરતાં જો બીલ ઑફ લૅડીંગમાં ઓછો જણાવવામાં આવ્યો હોય તો તે બાકીના માલની માલેકીના હકનો સવાલ.

આ બાબત પર એક સભાસદે કમિટીનો અભિપ્રાય મગાવ્યો હતો. તે સભાસદની ન્યુયોર્કની ઑફીસે અમુક સ્ટીમરમા ૧૨,૧૫૦ ટીનના પતરાંની પેટી ચઢાવી હતી. માલ ખાલી કરતી વખત માલુમ પડયુ હતું કે બીલ ઑફ લૅડીંગમા જણાવેલા જથ્થા ઉપરાંત બીજી ૩૩ પેટીઓ હતી આ વધારાની પેટીની ડીલીવરી આપવા જ્યારે એજન્ટોને કહેવામા આવ્યું ત્યારે તેઓએ આપવા ના પાડી, એમ કહીને કે બીલ ઑફ લડીંગમા જણાવેલા માલ નીજ ડીલીવરી આપવા તેઓ જોખમદાર છે આ વધારાની પેટીના ઉપર એજ ગૃહસ્થની નીશાની હતી અને તે ઉપરથી તેઓએ કહ્યુ કે એ પેટી તેમની છે અને તેમને મળવીજ જોઇએ

કમિટીએ અભિપ્રાય આપતા જણાવ્યું કે એ ગૃહસ્થને એમની નીશાનીવાળી પેટીઓ મળવી જોઇએ અને તેના બદલામા સ્ટીમરના એજન્ટોને એ ગૃહસ્થ તરફથી ગૅરંટી લેટર અપાવો જોઇએ એ ગૅરંટી લેટરથી બીલ ઑફ લૅડીંગમા જણાવેલા માલ કરતા વધુ માલ એજન્ટો તરફથી આપવામાં આવે તે માટે એજન્ટો પર કોઇ તરફથી એ માલનો દાવો કરવામા આવે તો તેની નુકશાની ભરી આપવાની ખાત્રી એ ગૃહસ્થ તરફથી આપવામા આવે

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કિંમત.

ઇ. સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરક્યુલર નંબર ૫ મા માં બતાવેલી રૂઢી પ્રમાણે ઇ. સ. ૧૯૧૬ માં ખાંડ ઉપર કેટલી જગાત થશે, તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવા હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં પ્રથમ ઑગષ્ટ માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંડ્રવેટની સરેરાશ શી કિંમત હતી તે આપવામાં આવ્યું છે, અને બીજા કોલમમાં વરસની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેની સરેરાશ કિંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત. | ઇ. સ. ૧૯૧૬ ના ઑગષ્ટ માસમાં થયેલી આયાત. | | ૧૯૧૫ અકટોબરથી જુલાઈ ૧૯૧૬ સુધી થયેલી આયાત. | |
|---|---|---|---|---|
| | જથ્થો | દર હંડ્રવેટની સરેરાશ કીમત. | જથ્થો. | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. |
| | હંડ્રવેટ | રૂ. આ. | હંડ્રવેટ | રૂ. આ. |
| ખાંડ ગાંગડીવાળી બીટ જાતની | ... .. | ... .. | ૫૧૯ | ૧૬-૧૨ |
| ,, ,, સુંવાળી ચીનમાં સુધારેલી | ૪,૫૪૨ | ૧૮—૪ | ૨,૧૫,૨૮૯ | ૧૬—૮ |
| ,, ,, જાપાનમાંથી | ...... | ........ | ૧,૧૦,૯૧૬ | ૧૬—૦ |
| ,, ,, સુંવાળી ઇજીપ્ટમાંથી | ........ | ... ... | ......... | ......... |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૫,૩૧,૮૯૨ | ૧૭—૦ | ૪૮,૫૯,૯૨૬ | ૧૬—૦ |
| ,, ,, જાવાની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૧,૩૩,૧૬૪ | ૧૫—૧૨ | ૨૬,૨૩,૮૯૧ | ૧૪—૮ |
| ,, ,, જાવાની ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ......... | ......... | ........ | ......... |
| ,, ,, મોરીસીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી સારી | ......... | ......... | ૭,૧૩,૮૮૧ | ૧૬—૪ |

# તીજોરીવાળાઓની જુઠી સરટીફીકેટો.

થોડા વખત ઉપર ભુલેશ્વરનાં એક ઘરમાં આગ લાગી ઘરમાં પહેલા માળ ઉપર મી૦ મગનલાલ નામે એક માણસ સાબરકાંઠા લૉજ ન.મે હૉટલ ચલાવતા હતા. એઓ પાસે મુંબઇના મી૦ કનૈયાલાલની બનાવેલી તિજોરી હતી. એઓની જગ્યામાં આગ એટલી થોડી હતી કે રૂના ગાદલાં પણ સલામત રહ્યા હતાં તેમ તીજોરીનું લાકડાનું સ્ટેંડ પણ જેવુંને તેવું રહ્યુ હતું. આટલું છતાં મી૦ મગનલાલે તીજોરી બનાવનારને એવી સરટીફીકેટો લખી આપી હતી કે આખા ઘરમાં સૌમાં સખત આગ મારી જગ્યામાં હતી અને તમારી તીજોરીમાં સર્વ સલામત રહ્યું હતું.

ગોદરેજે ખરી હકીકત બહાર પાડી અને જણાવ્યું કે મી૦ મગનલાલની સરટીફીકેટ જુઠી હતી અને તેઓએ પોતાના ભાઇ માટે એક તીજોરીનો ઓર્ડર ગોદરેજને આપ્યો હતો આ ઉપરથી મી૦ મગનલાલે છપાવ્યું કે ગોદરેજ જુઠું બોલે છે. ગોદરેજે આ ઉપરથી મી૦ મગનલાલને રા. બા. સેતલવડ મેજીસ્ટ્રેટ આગળ ઉભા કર્યા. મેજીસ્ટ્રેટ સામે જુબાની એવી પડી કે મી૦ મગનલાલની જગ્યામાં ગાદલાં સલામત હતાં તેમજ તીજોરીનું સ્ટેંડ પણ સલામત હતું. આ જોતાં મી૦ મગનલાલ વિચારમાં પડી ગયા અને માફી માગી અને લખી આપ્યું કે મેં જે વાતો છપાવી તે સર્વ જુઠી હતી.

## જાણીતા મોટા મેકરોની તીજોરીઓ લીલામમાં.

મુંબઇમાં થોડા વખત ઉપર જુદે જુદે ઠેકાણે આગો થઇ તેમાં જુદા જુદા મેકરોની તીજોરીઓનો કેવો હાલ થયો તે જાણ્યા પછી કેટલાકોએ હજારોની કિંમતની બીજા મેકરોની તીજોરીઓ લીલામમાં મોકલવાનો ઠરાવ કરી ગોદરેજને નવી તીજોરીઓના ઓર્ડર આપ્યા છે.

૧ સર સાસુન જે. દેવીડે પોતાની હજારોની તીજોરીઓ લીલામમા મોકલવાનું ઠરાવ્યું અને ગોદરેજને મોટા ઓર્ડરો આપ્યાં છે.

૨ મેસર્સ બ્રેડબરીની કંપનીએ પણ એ મુજબ કર્યું છે.

## ગોદરેજ એન્ડ બોઇસ મેન્યુફેકચરીંગ કંપની.

કારખાનું:—ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

# JOINT-STOCK COMPANIES.

## જૉઇન્ટ–સ્ટૉક કંપનીઓ.

ઇ. સ. ૧૯૧૯ ના જુલાઇ મહિનામા નીચેની જોઇન્ટસ્ટૉક કંપનીઓ બ્રિટીશ હિંદુસ્તાનમા રજીસ્ટર થઇ હતી

| નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ |
|---|---|---|---|
| ૧. બૅંકીંગ, લોન અને ઇન્સ્યુરન્સ | | | |
| (અ) બૅંકીંગ અને લોન | | | |
| ૧. શ્રીકૃષ્ણ એજન્સી | અમદાવાદ | શરાફી અને કમીશન એજન્સી | ૫૦,૦૦૦ |
| ૨ પીલામેડુ રાધાકૃષ્ણ બૅંક | પીલા મેડુ (મદ્રાસ) | શરાફી અને ધીરધાર. | ૧,૦૦,૦૦૦ |
| | | બૅંકીંગ અને લોન કુલ્લે | ૧,૫૦,૦૦૦ |
| (ક) ઇન્સ્યુરન્સ. | | | |
| ૩. ઝેનીથ લાઇફ ઍસ્યુરન્સ કમ્પની. | મુંબઇ | જીંદગીનો વિમો. | ૧,૦૦,૦૦૦ |
| | | બેંકીંગ, લોન અને ઇન્સ્યુરન્સ કુલ્લે | ૨૫૦,૦૦૦ |
| ૨ વ્હેપાર | | | |
| ૪ કલકત્તા ડેકોરેટીંગ કમ્પની | કલકત્તા | ઇજનેરી વિગેરે કામ. | ૨૦,૦૦૦ |
| ૫ ઇન્ટરનૅશનલ ટ્રેડીંગ કમ્પની | બંગાળ | વ્હેપાર માટેની એજન્સી. | ૧,૦૦,૦૦૦ |
| ૬ વિલીયમ હીથ. | કલકત્તા | સીવવાનો ધંધો. | ૭૦,૦૦૦ |
| ૭ ઓરીયેન્ટલ એજન્સી કમ્પની. | બંગાળ | સામાન્ય વ્હેપાર. | ૯,૦૦૦ |
| ૮. ગૅન્જીસ ટ્રાન્સપોર્ટ ઍન્ડ ટ્રેડીંગ કમ્પની. | કલકત્તા | ,, | ૧,૦૦,૦૦,૦૦૦ |
| ૯ આર્ય આયુર્વેદ ભંડાર | બંગાળ | આયુર્વેદીક ઔષધો બનાવવાનું. | ૨૦,૦૦૦ |
| ૧૦. હૉટેલ્સ ઑફ ઇન્ડીયા | સીમલા | હૉટેલ રાખવાનું વિગેરે. | ૩૦,૦૦,૦૦૦ |

| નામ અને જાત. | ઠેકાણુ | હેતુ. | થાપણુ રૂ |
|---|---|---|---|
| ૧૧ સ્પૉર્ટસ | લાહોર | રમતોને લગતા માલો બનાવવાનું. | ૩૦,૦૦૦ |
| ૧૨ એમ મીન્કની કમ્પની | લાહોર | જવેરી તથા સોની તરીકેનો ધંધો | ૪૦,૦૦૦ |
| ૧૩. વેસ્ટર્ન ઇન્ડીયા બ્રિક કમ્પની | મુંબાઇ | ઇંટ બનાવવા વિગેરેનું. | ૩,૫૦,૦૦૦ |
| ૧૪. આગ્રા વૅલી પૉવર સપ્લાઇ કમ્પની. | મુંબઇ | વિજળી બળ પુરૂં પાડવા માટે | ૨,૧૦,૦૦,૦૦૦ |
| | | વ્હેપાર માટે કુલ્લે | ૩,૪૬,૩૯,૦૦૦ |
| ૩ મીલ તથા પ્રેસ | | | |
| (અ) જયુટની મીલો | | | |
| ૧૫ ઓરીયન્ટ જયુટ મીલ્સ કમ્પની | કલકત્તા | સ્પીનીંગ, વીવીંગ | ૧,૦૦,૦૦,૦૦૦ |
| ૧૬ ગૅન્જીસ મૅન્યુફૅકચરીંગ કમ્પની | " | " | ૫૧,૦૦,૦૦૦ |
| ૧૭ ઇન્ડીયા જયુટ કમ્પની | " | " | ૩૭,૫૦,૦૦૦ |
| | | જયુટ મીલ માટે કુલ્લે | ૧,૮૮,૫૦,૦૦૦ |
| (ક) ચોખાની મીલો. | | | |
| ૧૮ નીલેકાની સ્યુગર ઍન્ડ રાઇસ મીલ્સ | નીલેકાની (મુંબાઇ) | ચોખા છડવા વિગેરે | ૭૫,૦૦૦ |
| | | મીલ તથા પ્રેસ માટે કુલ્લે | ૧,૮૯,૨૫,૦૦૦ |
| ચાહ વિગેરે રોપવા માટેની કંપનીઓ | | | |
| (અ) ચાહ | | | |
| ૧૯ બારીબારી ટી કમ્પની | સીલીગુરી (બંગાળ) | ચાહ માટે | ૧,૫૦,૦૦૦ |

| નામ અને જાત. | ઠેકાણું. | હેતુ. | થાપણ રૂ. |
| --- | --- | --- | --- |
| (૪) બીજીઓ. | | | |
| ૨૦. પરતાબપોર કુમ્પની. | કલકત્તા | શેરડી, ગુળી વિગેરે બોવા. | ૧૨,૦૦,૦૦૦ |
| | | થાહ્યુ વિગેરે રોપવા ના ટેની કમ્પનીઓ કુલ્લ. | ૧૩,૫૦,૦૦૦ |
| ૫ ખાણુ ખોદવા માટે. | | | |
| ૨૧ કટની સ્ટાન્ડર્ડ લાઇમ ઍન્ડ સ્ટોન કમ્પની | કલકત્તા | ચુનો, સીમીટ વિગેરે બનાવવા | ૫૦,૦૦૦ |
| | | એકંદર કુલ્લે | ૫,૫૨,૧૪,૦૦૦ |

# IMPORTS & EXPORTS OF GOLD & SILVER.

# સોના રૂપાંની આયાત અને નિકાશના આંકડા.

ઈ. સ. ૧૯૧૬ ના ઑગષ્ટ મહિનામાં થયેલી સોના રૂપાંની આયાત અને નિકાશના આંકડા નીચે આપ્યા છેઃ—

## IMPORTS OF GOLD સોનાની આયાત.

| દેશનું નામ. | | ૧૯૧૫ રૂ. | ૧૯૧૬ રૂ. |
|---|---|---|---|
| બંગાળા | | ૧૨,૫૩,૪૧૫ | ૩૦,૯૭,૪૩૯ |
| મુંબઇ | ખાનગી | ૩૬,૫૨,૬૭૩ | ૩૧,૯૨,૮૩૫ |
| | સરકારી | ......... | ......... |
| સિન્ધ | | ......... | ......... |
| મદ્રાસ | | ......... | ......... |
| બર્મા | | ૪,૬૫૦ | ... .. |
| કુલ | ખાનગી | ૪૯,૧૦,૭૩૮ | ૬૨,૯૦,૨૭૪ |
| | સરકારી | ......... | ......... |

## EXPORTS OF GOLD. સોનાની નિકાશ.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | | ૧૦,૭૫૨ | ૯,૨૭૪ |
| મુંબઇ | ખાનગી | ૧,૨૧,૮૨૨ | ૪૫,૦૦૦ |
| | સરકારી | ......... | ૧,૫૦,૦૦૦ |
| સિંધ | | ......... | ......... |
| મદ્રાસ | | ......... | ......... |
| બર્મા | | ૫૨૫ | ......... |
| કુલ | ખાનગી | ૧,૩૩,૦૯૯ | ૫૪,૨૭૪ |
| | સરકારી | ......... | ૧,૫૦,૦૦૦ |

## IMPORTS OF SILVER. રૂપાની આયાત.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી | ૧૪,૦૧,૫૦૫ | ૪૪,૧૧૬ |
| | સરકારી | ......... | ૧,૨૫,૦૦,૦૪૩ |
| મુંબઇ | ખાનગી | ૪૪,૬૪,૬૩૭ | ૯,૫૪,૨૪૬ |
| | સરકારી | ......... | ૧,૩૬,૦૫,૫૧૯ |
| સિંધ | ખાનગી | ૩૪,૫૨૭ | ......... |
| | સરકારી | ......... | ૨,૫૦,૦૦૦ |
| મદ્રાસ | | ૪,૩૭૫ | ૩૩૫ |
| બર્મા | | ૧૫ | ......... |
| કુલ | ખાનગી | ૫૯,૦૫,૦૫૯ | ૯,૯૮,૬૯૭ |
| | સરકારી | ......... | ૨,૬૩,૫૫,૫૬૨ |

## EXPORTS OF SILVER. રૂપાની નિકાશ.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી | ૪૧,૫૦૯ | ૩,૮૮૭ |
| | સરકારી | ......... | ......... |
| મુંબઇ | ખાનગી | ૬,૧૨,૦૪૩ | ૨૨,૨૨,૦૧૪ |
| | સરકારી | ૨,૦૦,૦૦૦ | ૧૫,૭૮,૮૩૫ |
| સિંધ | ખાનગી | ૭,૨૬,૦૬૬ | ૩,૨૦,૩૫૦ |
| | સરકારી | ૨,૦૦૦ | ૨૩,૦૦૦ |
| મદ્રાસ | | ......... | ૨૦,૦૦૦ |
| બર્મા | | ......... | ......... |
| કુલ | ખાનગી | ૧૩,૭૯,૬૧૮ | ૨૫,૬૬,૨૫૧ |
| | સરકારી | ૨,૦૨,૦૦૦ | ૧૬,૦૧,૮૩૫ |

મેટેલીટ શીલીંગની સારી ડીઝાઇન ગમશે કે?

# SPINNING & WEAVING RETURNS.

## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૬ ના જુલાઇ માસમાં હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં.

સુતર (રતલ)

| બ્રિટીશ ઇન્ડીયા | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|
| મુંબઇ | ૪,૫૨,૫૮,૩૦૩ | ૪,૧૮,૦૩,૧૩૪ |
| મદ્રાસ | ૩૮,૨૮,૩૮૯ | ૩૭,૭૩,૮૧૩ |
| બંગાળા | ૨૮,૬૩,૫૨૮ | ૨૩,૬૦,૩૯૨ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | ૪૧,૨૮,૯૮૦ | ૩૮,૭૬,૯૫૫ |
| અજમેર મેવાડ | ૩,૫૫,૭૬૯ | ૨,૪૦,૮૧૫ |
| પંજાબ | ૩,૯૩,૯૧૮ | ૩,૧૨,૮૫૯ |
| દીલ્હી | ૨૨૮,૧૧૬ | ૨,૨૩,૨૪૨ |
| મધ્યપ્રાંતો તથા બિરાર | ૩૩,૩૯,૩૨૯ | ૩૧,૮૦,૬૨૧ |
| બ્રિટીશ ઇંડીયામાં કુલ | ૬,૦૩,૮૬,૩૩૨ | ૫,૫૭,૭૧,૮૩૧ |
| દેશી રાજ્યો | ૩૪,૩૯,૩૬૦ | ૩૪,૦૫,૭૩૬ |
| એકંદર કુલ | ૬,૩૮,૨૫,૬૯૨ | ૫,૯૧,૭૭,૫૬૭ |

કાપડ

| બ્રિટીશ ઇન્ડીયા | | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|---|
| મુંબઇ | રતલ | ૧,૬૨,૮૭,૪૦૬ | ૨,૭૯,૯૧,૯૦૧ |
| | વાર | ૬,૮૭,૨૦,૯૯૧ | ૧૨,૦૩,૯૧,૧૦૧ |
| મદ્રાસ | રતલ | ૧૦,૦૫,૩૨૩ | ૧૧,૬૯,૧૩૪ |
| | વાર | ૩૨,૩૩,૦૪૨ | ૩૦,૫૩,૪૪૫ |
| બંગાળા | રતલ | ૨,૩૨,૪૭૮ | ૩,૦૩,૮૬૦ |
| | વાર | ૧૨,૦૦,૮૬૫ | ૧૪,૭૮,૪૪૯ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | રતલ | ૧૦,૭૭,૦૭૧ | ૧૧,૪૦,૦૦૪ |
| | વાર | ૩૫,૧૫,૧૪૩ | ૩૬,૨૨,૧૦૭ |
| અજમેર મેવાડ | રતલ | ૮૮,૮૧૨ | ૧,૫૯,૩૬૭ |
| | વાર | ૪,૩૭,૫૧૮ | ૬,૯૪,૦૧૮ |
| પંજાબ | રતલ | ૫૮,૫૭૬ | ૧,૦૦,૨૫૬ |
| | વાર | ૨,૩૨,૯૪૯ | ૩,૫૪,૩૩૫ |
| દીલ્હી | રતલ | ૯૭,૧૩ | ૨,૦૦૬ |
| | વાર | ૩૦,૪૭૮ | ૪,૧૨૩ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૧,૦૫,૩૩૧ | ૧૭,૯૪,૨૧૧ |
| | વાર | ૪૧,૬૪,૭૧૩ | ૬૮,૦૧,૯૦૪ |
| બ્રિટીશ હિંદુસ્તાનમાં કુલ | રતલ | ૧,૯૮,૬૦,૭૧૦ | ૩,૨૬,૬૦,૭૪૯ |
| | વાર | ૮,૧૫,૩૫,૨૦૦ | ૧૩,૬૩,૯૯,૪૮૨ |
| દેશી રાજ્યો | રતલ | ૨૦,૯૫,૫૫૫ | ૨૧,૮૬,૧૩૨ |
| | વાર | ૭૫,૮૩,૯૬૨ | ૮૩,૨૭,૬૩૨ |
| એકંદર (ટોટલ) કુલ | રતલ | ૨,૧૯,૫૬,૨૬૫ | ૩,૪૮,૪૬,૮૮૬ |
| | વાર | ૮,૯૧,૧૯,૧૬૨ | ૧૪,૪૭,૨૭,૦૮૪ |

## IMPORT OF COTTON YARN.

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૬ ના ઑગષ્ટ મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ વધા તેથી ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું.

| જાત અને નંબર. | બંગાળા. | મુંબઈ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| મ્યુલ ઍન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ. |
| નં. ૩૧ થી ૪૦ | ૧,૪૫,૮૪૧ | ૮૧,૫૪૬ | ...... | ૭૬,૧૦૦ | ૫,૫૦૦ | ૩,૦૮,૯૮૭ |
| નં. ૪૧ થી ૫૦ | ૫૦૦ | ૧,૧૦,૯૬૧ | ...... | ૩૪,૦૦૦ | ...... | ૧,૪૫,૪૬૧ |
| નં. ૫૦ થી ઉપર | ૮૨,૪૦૪ | ૭૫,૦૯૦ | ...... | ૫૧,૫૦૦ | ૫૦૦ | ૨,૦૯,૪૯૪ |
| ઑરેન્જ, રેડ અને બીજા રંગોવાળું નં. ૩૧ થી ૪૦. | ૨,૮૯,૪૮૯ | ૧,૩૦,૩૦૦ | ૭૩,૫૯૨ | ૫,૪૬,૧૮૮ | ૨,૦૦૦ | ૧૦,૪૧,૫૬૯ |
| નં. ૪૧ થી ૫૦ | ...... | ૩૫૦ | ... | ...... | ૫,૩૦૦ | ૫,૬૫૦ |
| નં. ૫૦થી ઉપર | ૯,૦૯૫ | ૨,૫૦૨ | ...... | ૪૦,૮૯૧ | ૧,૨૦૦ | ૫૩,૬૮૮ |
| ટોટલ | ૫,૨૭,૩૨૯ | ૪,૦૦,૭૪૯ | ૭૩,૫૯૨ | ૭,૪૮,૬૭૯ | ૧૪,૮૦૦ | ૧૭,૬૫,૧૪૯ |

## COMPARATIVE STATEMENT OF TRAFFIC AT THE PORT TRUST WAREHOUSES FOR THE MONTH OF AUGUST 1916.

## ઇ. સ. ૧૯૧૬ ના ઑગષ્ટ માસ માટે પોર્ટટ્રસ્ટની વેરહાઉસીઝમાંના વેપારને લગતા સરખામણી કરનારા આંકડા.

| માલની જાત | ૧૯૧૬ ના તા ૩૧ મી જુલાઇને દિને સ્ટૉક | ૧૯૧૬ ના ઑગષ્ટમાં થયેલી ડીલીવરી | ૧૯૧૬ ના ઑગષ્ટ ૩૧ મી તારીખે સ્ટૉક. | ૧૯૧૫ ની ૩૧ મી ઑગષ્ટને દિને સ્ટૉક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી | ૩૪,૨૮૧ | ૬,૨૨૨ | ૩૪,૭૦૦ | ૫૩,૮૩૦ |
| ,, ,, પેટી | ૩૨,૦૮૪ | ૭,૨૫૮ | ૩૫,૬૩૮ | ૬૦,૦૩૩ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી | ૩૩૪ | ૩૮૧ | ૨૯૨ | ૭૧૮ |
| રેશમ તથા ઉનની પેટી | ૮૯૭ | ૧,૮૬૨ | ૯૬૧ | ૧,૦૩૫ |
| ટ્વીસ્ટ અને યાર્ન (સુતરાઉ) પેકેજીઝ | ૬,૭૧૩ | ૩,૧૩૮ | ૬,૪૧૧ | ૯,૬૮૦ |
| ,, રેશમ તથા ઉનના પેકેજીઝ | ૨,૨૮૫ | ૫૯૬ | ૨,૪૯૨ | ૨,૭૦૩ |
| ત્રાંબાના ટન | ૨,૭૫૭ | ૭૧ | ૨,૬૯૦ | ૪,૨૦૮ |
| પીતળના ટન | ૧,૦૯૪ | ૧૧૯ | ૯૭૫ | ૨,૦૦૧ |

મેટેલીક શીલીંગની મારી ડીઝાઇન ગમશે કે ?

# SEA-BORNE TRADE OF INDIA.

## હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઇ૦ સ૦ ૧૯૧૬ ને જુલાઈ માસમાં થએલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી.

| ચીજનું નામ. Imports | આયાત. ૧૯૧૫ મ રૂ | ૧૯૧૬ મા રૂ |
|---|---|---|
| જીવતા જનાવરો ... ... ... | ૩,૩૬,૫૩૫ | ૭૮,૬૦૧ |
| દારૂગોળો હથીયાર વિગેરે .. . | ૨,૯૪,૯૭૪ | ૨,૮૫,૩૨૩ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... ... | ૩,૨૮,૬૨૭ | ૪,૫૮,૪૫૧ |
| બુટસ અને શુઝ .. ... ... ... | ૩,૧૩,૬૪૬ | ૫,૬૮,૬૯૨ |
| ઘર બાંધવાનો સામાન ... ... .. | ૧૦,૧૫,૪૨૫ | ૧૧,૦૫,૫૮૬ |
| મીણબત્તી . ... ... ... | ૨૫,૯૮૧ | ૮૩,૫૮૮ |
| રેલ્વે ગાડા સિવાયની ગાડીઓ ... ... | ૬૫,૭૫૯ | ૯૨,૫૬૨ |
| રસાયણિક પદાર્થો ... ... .. ... | ૧૨,૨૮,૧૬૪ | ૧૬,૪૪,૯૭૦ |
| ઘડીયાળો .. ... ... ... | ૨,૦૮,૯૨૦ | ૯૪,૭૮૧ |
| કોલસા ... ... ... | ૧,૦૩,૮૬૧ | ૩,૯૦,૪૨૬ |
| કોફી ... . ... ... . | ૧૬,૯૬૮ | ૧૩,૪૯૧ |
| કાથો (સી દરી) ... ... ... ... | ૩,૪૪૨ | ૮,૮૯૬ |
| દોરડાં ... ... ... | ૧,૦૫.૨૧૦ | ૧,૪૫,૨૭૫ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... .. | ૯૧,૧૯૬ | ૧,૦૦,૬૦૩ |
| સાઇકલો ... ... . .. | ૧,૪૮,૬૯૬ | ૨,૧૨,૧૯૩ |
| કપુર ... ... ... ... | ૭,૦૪,૨૨૯ | ૨,૩૪,૫૮૧ |
| બીજી જાતની દવા મળી કુલ | ૯,૧૧,૮૪૭ | ૧૪,૮૯,૩૯૬ |
| લુગડા રંગવાની ચીજો . .. . | ૫,૬ ,,૫૩૯ | ૫,૩૪,૨૮૮ |
| ફેટાફડા . ... ... . | ૯૭,૧૨૯ | ૧૫૭,૩૧૬ |
| ફરનીચર ... .. | ૯૭,૨૮૦ | ૨,૪૯,૨૩૧ |
| કાચનો સામાન .. ... . | ૮,૩૮,૫૮૦ | ૧૩,૩૮,૪૨૨ |
| ચોખા ... ... ... | ૯,૨૫,૭૧૦ | ૧,૦૩,૭૧૨ |
| સર્ડ . ... ... . | .. ... . | ૫૬ |
| ઘઉંનો લોટ ... ... ... | ૪૭,૩૧૮ | ૪૨૧ |
| હાર્ડવેર . ... .. | ૨૦,૪૧,૭૮૫ | ૨૯,૭૪,૬૮૩ |
| ધુપ .. .. ... ... | ૧,૩૦૦ | ૧૬,૧૧૫૯ |
| ચામડાં બિન કેળવાયલા ... . | ૬ | ... .... ... |
| ઇલિકટ્રીસીટીને લગતા હથીઆરો .. ... | ૬,૬૮,૯૯૯ | ૧૧,૭૫,૧૯૪ |
| સંગીત વિગેરેને લગતા હથીઆરો કુલ ... | ૯૮,૬૭૫ | ૧,૨૪,૪૪૧ |
| હાથીદાંત .. .. . ... | ૧,૫૮,૧૯૨ | ૧,૭૯,૬૮૧ |
| અંબેગલ ... ... ... .. | ૧,૬૮,૫૬૭ | ૭૩,૭૪૮ |

| | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| કેળવાએલાં ચામડાં... | ૨,૭૦,૯૪૭ | ૧૦,૭૦,૮૧૯ |
| દારૂ | ૧૩,૯૦,૭૩૭ | ૩૦,૦૭,૫૬૦ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ | ૩૬,૨૭,૬૫૦ | ૪૫,૭૬,૧૯૧ |
| દીવાસળી | ૧૩,૫૭,૭૦૯ | ૫,૧૮,૦૭૯ |
| પીત્તળ | ૬,૬૧,૪૭૩ | ૨,૦૬,૪૮૭ |
| ત્રાંબું | ૪,૨૮,૫૧૫ | ૨,૨૨,૫૭૬ |
| જર્મન સીલ્વર | ૧૭,૧૧૮ | ૮૯૮ |
| લોઢું | ૩,૬૪,૨૭૩ | ૬,૦૧,૮૩૯ |
| લોઢું અને સ્ટીલ | ૬૧,૪૬,૬૮૧ | ૬૧,૭૫,૦૪૭ |
| સ્ટીલ | ૧૦,૩૮,૫૨૮ | ૭,૨૮,૬૯૪ |
| સીસું | ૧,૪૬,૬૩૧ | ૩,૬૧,૨૧૦ |
| મોટર ગાડીઓ અને સાઇકલો | ૬,૨૦,૪૦૫ | ૧૪,૦૭,૪૦૧ |
| કેરોસીન તેલ | ૩૪,૫૨,૬૮૧ | ૨૧,૪૩,૧૬૮ |
| અળસીનું તેલ | ૩૫,૯૬૧ | ૫૧,૬૧૭ |
| બીજી જાતનાં તેલો મળી કુલ | ૪૬,૦૭,૮૯૨ | ૩૪,૩૧,૯૦૮ |
| રંગ રોગાન વિગેરે... | ૭,૦૧,૬૦૧ | ૧૨,૪૨,૫૫૮ |
| કાગળો | ૧૧,૭૭,૨૭૭ | ૨૫,૭૦,૭૩૭ |
| રેલ્વે ગાડીઓ તથા સામાન મળી કુલ | ૧,૯૬,૮૮૩ | ૧,૨૯,૬૯૩ |
| રબર | ૩,૩૬,૦૩૯ | ૫,૩૪,૬૯૦ |
| મીઠું | ૮,૩૪,૮૬૦ | ૯,૮૨,૬૯૬ |
| સાબુ | ૭,૮૧,૫૨૨ | ૮,૮૪,૬૫૮ |
| સોપારી | ૮,૭૫,૩૮૭ | ૧૦,૦૧,૬૯૪ |
| તેજાનો કુલ | ૧૧,૬૯,૨૩૭ | ૧૩,૩૭,૭૬૦ |
| સ્ટેશનરી | ૨,૫૭,૫૯,૩૪૭ | ૧,૨૭,૧૮,૧૬૯ |
| ખાંડ | ૨,૯૯,૧૯૩ | ૨,૪૫,૩૧૫ |
| સુતર કાચું | ૧,૮૪,૩૯૭ | ૧,૮૮,૦૧૩ |
| ટવીસ્ટ અને યાર્ન | ૩૩,૪૫,૯૮૫ | ૩૭,૭૮,૪૧૭ |
| વગર ધોએલાં પીસ ગુડઝ | ૧,૬૯,૦૦,૨૧૦ | ૧,૩૦,૧૮,૪૧૮ |
| ધોયેલાં પીસ ગુડઝ.. | ૯૦,૭૮,૯૧૨ | ૧,૦૩,૨૯,૩૩૮ |
| રંગીન અને છાપેલા પીસ ગુડઝ | ૬૫,૬૨,૯૮૧ | ૧,૦૯,૩૦,૭૭૪ |
| શીવવાના દોરા | ૩,૨૦,૫૬૨ | ૪,૬૨,૫૧૧ |
| સુતર એકંદર | ૩.૭૮,૭૮,૪૧૪ | ૪,૨૦,૪૧,૭૫૪ |
| રેશમ કાચું | ૧૧,૪૧,૪૬૩ | ૬,૩૪,૫૬૪ |
| રેશમના પીસ ગુડઝ.. | ૧૭,૭૪,૦૪૩ | ૧૦,૮૬,૨૧૨ |
| કાચું ઉન | ૩,૨૩,૯૫૫ | ૨,૫૩,૪૩૫ |
| હોઝીઅરી | ૫૬,૦૪૭ | ૧,૦૬,૯૦૮ |
| ઉનના પીસ ગુડઝ | ૫,૫૮,૭૬૧ | ૧૦,૩૯,૭૨૧ |
| ઉન કુલ | ૧૨,૨૧,૧૨૦ | ૧૭,૭૦,૨૭૫ |
| તંબાકુ | ૬,૧૮,૮૫૭ | ૯૩,૪૨,૪૯૩ |

બાબુભાઈ મીણવાળા વડગાદી (માંડવી) મુંબઈ ૩.

| | | | | |
|---|---|---|---|---|
| દેશી–મધનું જ | અને | વેલાતી પીળું–સફેદ વીગેરે. | તથા | સાધારણ–સસ્તું |



# મીણ.



જથ્થાબંધ–છુટક ઓછા–સસ્તા ભાવોએ મળે છે.

યુરોપ મોકલવા માટે ચોખ્ખું **મીણ** ગામઠી આપવામાં આવશેજ.

| | | |
|---|---|---|
| [illegible] કૅન્સ્ટીમાં બાળવાની | નાની પીતળની કૅન્સ્ટી | ગાડીનાં ફાનસોમાં બાળવાની |
| ૧૦–૧૨ ઔંસની | રંગીન લાલ–લીલી–પીળી | ૮ વાળી |
| લાલ | ( ૩૨ વાળી ) | લાલ |
| મીણ—બતી. | મીણ—બતી. | મીણ—બતી. |

## બાબુભાઇ આણંદજી મીણવાળા.

(નવું મકાન બાંધે છે–તેની બાજુમાંજ નીચે )

વડગાદી (માંડવી) મુંબઈ ૩.



| | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| તાકડાં ... ... | ૭,૦૯,૫૦૬ | ૮,૮૯,૯૧૦ |
| રમકડાં ... ... ... | ૧,૯૮,૨૧૧ | ૩,૯૦,૮૮૩ |
| છત્રીઓ ... ... ... | ૭૬,૨૫૮ | ૧,૦૯,૦૪૬ |
| છત્રીઓનો સામાન ... ... | ૧,૨૫,૯૨૦ | ૨,૩૦,૬૨૫ |
| કુલે આયાત | ૧૨,૩૫,૪૬,૮૮૯ | ૧૨,૯૧,૨૬,૫૬૪ |

Exports. નિકાશ.

| ચીજનું નામ. | ૧૯૧૫-રૂ. | ૧૯૧૬-રૂ. |
|---|---|---|
| જીવતાં જનાવરો ... .. | ૧,૧૬,૨૮૧ | ૨,૨૦,૧૧૯ |
| બ્રશ કરવા માટે રેસા ... | ૧,૬૪૨ | ૬,૩૬૨ |
| મીણબત્તી ... ... | ૨,૨૩,૪૭૨ | ૯૦,૨૭૦ |
| સૉલ્ટ પીટર ... ... ... | ૫,૩૮,૮૦૯ | ૧૨,૪૯,૦૦૦ |
| કોલસા ... ... ... | ૬,૫૯,૪૧૮ | ૭,૩૮,૫૭૩ |
| કૉફી ... ... .. .. | ૧,૩૨,૭૬૨ | ૪,૦૮,૮૬૪ |
| કાથો, (સીંદરી) ... ... ... | ૧૨૪,૭૯૧ | ૧,૦૮૨૧૮ |
| દોરડાં ... ... ... | ૧,૦૧,૭૪૨ | ૬૧૫,૬૦૯ |
| દવાઓ ... ... ... | ૨,૭૬,૦૬૮ | ૧૧,૬૩,૩૧૦ |
| ગળી ... ... ... | ૪,૯૮,૭૬૪ | ૨,૮૪,૦૪૦ |
| કપડાં જોડાં ... ... | ૭,૭૦,૦૪૬ | ૫,૫૯,૨૯૪ |
| લુગડાં, ચામડાં રંગવાની ચીજો કુલ | ૧૫,૧૩,૭૯૬ | ૯,૮૯,૦ ૯ |
| ફળ ને શાક ... ... | ૪,૨૬,૨૪૭ | ૩,૧૯,૧૫૮ |
| દાગર ... ... .. | ૬૫,૨૬૩ | ૨,૦૪,૪૨૧ |
| ચોખા ... ... ... ... | ૮૪,૩૧,૮૧૧ | ૧,૭૦,૫૪,૩૫૨ |
| ઘઉં ની સરકારી ચડત ... .. | ૪૪,૪૬,૩૩૬ | ......... |
| કુલ ઘઉં ... ... | ૫૮,૮૫,૫૪૭ | ૮૬,૭૨,૫૭૧ |
| ઘઉં નો લોટ ... ... | ૭૨,૭,૭૪૧ | ૭,૧૫,૦૧૪ |
| બીજી જાતનો દાણો ... .. ... | ૭૩,૨૯,૪૨૨ | ૪૧,૭૯,૮૮૯ |
| વગર કેળવાયલાં ચામડાં ... | ૪૩,૧૦,૨૫૮ | ૮૬,૬૯,૬૮૧ |
| લાખ .. ... .. | ૭,૧૨,૫૨૫ | ૧૨,૭૦,૮૮૭ |
| કેળવાયલાં ચામડાં .. ... .. | ૪૭,૭૮,૭૬૪ | ૯૦,૬૨,૧૧૯ |
| દારૂ .. ... ... | ૧૦૩ | ....... |
| રબર ... ... .. | ૭,૧૪,૬૭૬ | ૧૩,૭૮,૨૫૮ |
| ખાતર ... ... .. | ૫,૫૩,૪૬૬ | ૩,૦૯,૬૩૩ |
| મેંગેનીઝ .. ... ... ... | ૫,૫૧,૬૨૫ | ૧૨,૪૮,૮૯૮ |
| લોઢું અને સ્ટીલ ... ... | ૪,૭૦,૧૬૦ | ૭,૪૮,૧૮૯ |
| ધાતુ કુલ .. ... ... | ૧૭,૨૫,૩૦૦ | ૩૩,૮૮,૯૧૪ |
| સોનું ... ... ... ... | ૫૦,૬૪૧ | ૮૭,૫૬૯ |
| ચણકણ ... ... ... ... | ૨,૫૯,૦૬૪ | ૬,૬૬,૫૩૬ |
| દીવેલ ... ... | ૧,૩૧,૦૩૬ | ૧,૯૮,૭૨૦ |
| કોપરેલ ... .. .. | ૫૧,૮૧૯ | ૬૬,૧૦૩ |

| | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|
| | રૂ. | રૂ |
| અળસીનું તેલ ... ... ... ... | ૧,૧૮,૭૭૭ | ૬૦,૧૬૦ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... ... ... | ૭,૪૬,૪૪૪ | ૮,૯૨,૮૯૧ |
| ખોળ ... ... ... ... ... | ૭,૭૯,૦૧૨ | ૯,૪૪,૩૯૨ |
| અફીણ ... ... ... ... ... | ૧૦,૦૩,૨૨૦ | ૫,૫૭,૦૯૫ |
| ઘી ... ... ... ... ... | ૨,૩૯,૭૦૧ | ૩,૯૪,૬૬૬ |
| દીવેલી ... ... ... ... ... | ૫,૯૬,૨૬૫ | ૭,૨૪,૭૦૭ |
| ટોપરાં ... ... ... ... ... | ૧,૫૭૯ | ૫૦,૪૩૯ |
| કપાસીયા ... ... ... ... ... | ૫૮,૦૫૯ | ૨,૧૫,૩૦૪ |
| ભોંયસીંગ ... ... ... ... | ૧૨,૭૦,૯૧૮ | ૨૪,૧૨,૯૫૬ |
| અળસી .. ... ... ... ... | ૧૭,૪૭,૬૯૨ | ૪૨,૭૪,૩૯૧ |
| ખસખસ ... ... ... ... ... | ૧૮,૨૫૭ | ૨,૫૦૭ |
| સરસવ ... ... ... ... ... | ૧૨,૩૫,૦૧૨ | ૮,૫૬,૪૨૪ |
| તલ ... ... ... ... ... | ૩૬,૯૧૮ | ૪,૫૯,૨૪૮ |
| તેજાનો ... ... ... ... ... | ૧,૯૫,૦૭૩ | ૪,૦૮,૨૯૫ |
| ખાંડ ... ... ... ... ... | ૫૦,૦૫૨ | ૪,૨૫,૭૬૯ |
| ચા ... ... ... ... .. | ૩,૦૯,૧૬,૬૭૦ | ૨,૦૨,૪૨,૬૦૯ |
| કાચું રૂ ... ... ... ... ... | ૧,૬૬,૪૮,૭૩૪ | ૧,૯૦,૩૯,૭૩૨ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... ... ... | ૫૧,૦૮,૧૨૯ | ૩૧,૮૧,૮૦૬ |
| રૂમાલ અને શાલો ... ... ... ... | ૯૬,૨૭૨ | ૯૩,૪૬૪ |
| પીસ ગુડઝ ... ... ... ... | ૧૭,૫૮,૦૨૦ | ૨૭,૦૫,૧૮૩ |
| શણ .. ... ... ... ... | ૨,૦૧,૧૯૯ | ૩,૯૭,૯૪૭ |
| જ્યુટ કાચું ... ... ... .. | ૪૫,૩૨,૭૬૨ | ૪૨,૯૧,૬૩૫ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... ... ... | ૧૦,૫૨૩ | ૯૮,૯૦૪ |
| ગની બેગઝ ... ... ... . | ૧,૭૦,૭૧,૧૩૭ | ૨,૨૮,૬૫,૫૧૩ |
| શણપાટ ... .. ... ... | ૧,૬૫,૫૬,૬૭૧ | ૨,૦૮,૩૬,૪૧૯ |
| રેશમ ( કાચું ) ... ... ... ... | ૫,૫૯,૨૯૪ | ૪,૦૫,૩૮૯ |
| રેશમ કુલ ... ... ... ... | ૫,૭૩,૯૫૮ | ૪,૩૨,૮૫૨ |
| ઉન કાચું ... ... ... ... | ૧૬,૪૬,૮૧૯ | ૪૦,૧૨,૯૩૯ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... ... | ૧,૪૮,૪૬૩ | ૨,૦૫,૭૧૪ |
| તંબાકુ, બીડી વિગેરે ... ... ... | ૩,૭૭,૬૫૫ | ૬,૩૯,૨૫૧ |
| લાકડાં, પાટીયાં વિગેરે ... .. . | ૫,૪૮,૯૦૦ | ૫,૯૪,૫૯૨ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ઘઉંની નિકાશ સાથે ... | ૧૪,૮૦,૨૬,૭૯૩ | ૧૭,૮૭,૩૩,૩૭૯ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ ઘઉંની સરકારી નિકાશ સિવાય. ... | ૧૪,૩૫,૮૦,૪૫૭ | ૧૭,૮૭,૩૩,૩૭૯ |

# IMPORTS OF SUGAR.

## પરદેશી ખાંડની આયાત.

ઇ. સ. ૧૯૧૬ ના ઑગષ્ટ માસમાં હિંદુસ્તાનમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઈ હતી.

| જે દેશોમાંથી આયાત થઇ હોય તેનું નામ. | ૧૯૧૫. | ૧૯૧૬. |
|---|---|---|
| | હંડ્રવેટ. | હંડ્રવેટ. |
| યુનાઇટેડ કીન્ગડમ ... ... ... | ૭૫૦ | ૧૧૦ |
| જર્મની ... ... ... | ૯ | ...... |
| હૉલાંડ ... ... ... | ...... | ...... |
| બેલજીયમ ... ... ... | ..... | ...... |
| ફ્રાન્સ ... ... .. | ...... | ..... |
| ઑસ્ટ્રીયા હંગરી ... ... ... | .. | ...... |
| સ્ટ્રેટ્સ સેટલમેન્ટ્સ. ... ... ... | ૯૧૫ | ૧૬,૧૭૪ |
| જાવા ... .. ... | ૧૫,૭૬,૯૬૬ | ૬,૩૯,૧૬૬ |
| ચીન ... ... ... | ૧૧,૫૩૦ | ૫,૪૯૨ |
| ફીલીપાઇન્સ ... ... ... | ...... | ૯૨,૦૦૦ |
| જાપાન ... ... ... | ૨૭,૦૩૦ | ૧૨૨ |
| ઇજીપ્ત ... ... ... | ..... | ૨,૮૪૩ |
| મોરીશિયસ ... ... ... | ૩,૭૧૯ | ...... |
| વેસ્ટ ઇન્ડીઝ ... ... ... | ..... | ...... |
| સાઉથ અમેરિકા ... ... ... | ...... | ...... |
| ઑસ્ટ્રેલીયા ... ... ... | ૩૪ | ... |
| બીજા દેશો ... ... ... | ૨૫ | ૩૦ |
| કુલ— | ૧૬,૨૦,૯૭૮ | ૭,૫૫,૯૩૭ |

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| નામ | બીટની ખાંડ. | | શેરડીની ખાંડ. | | ટોટલ. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૬ હંડ્રવેટ | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૬ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૬ હંડ્રવેટ. |
| બંગાળા | .. | . | ૫,૮૨,૨૦૭ | ૨,૧૭,૨૧૦ | ૫,૮૨,૪૦૭ | ૨,૧૭,૨૧[illegible] |
| મુંબઇ | ... | .. | ૪,૪૪,૪૫૮ | ૨,૫૨,૮૧૬ | ૪,૪૪,૪૫૮ | ૨,૫૨,૮૧[illegible] |
| સિંધ | ... | .. | ૪,૭૧,૦૧૨ | ૧,૪૮,૩૨૨ | ૪,૭૧,૦૧૨ | ૧,૪૮,૩૨[illegible] |
| મદ્રાસ | . | .. | ૭૭,૩૨૯ | ૧,૨૧,૫૩૪ | ૭૭,૩૨૯ | ૧,૨૧,૫૩[illegible] |
| બર્મા | ... | .. | ૪૫,૯૭૨ | ૧૬,૦૫૫ | ૪૫,૯૭૨ | ૧૬,૦૫[illegible] |
| કુલ | ... | | ૧૬,૨૦,૯૭૮ | ૭,૫૫,૯૩૭ | ૧૬,૨૦,૯૭૮ | ૭,૫૫,૯૩[illegible] |

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ એ'ડ ૩૦ બીટ ફોર્ટ, મુંબઈ.

## NEW PATENTS.
## નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે પેટંટો મેળવવા ગયા સપ્ટેમ્બર માસમાં કેટલીક એ મુજબ અરજીઓ કરવામાં આવી હતી.

| અરજી કરનારનું નામ | શા માટે. |
|---|---|
| એચ. એસ. કેર્ન્સ | કુવામાથી પેટ્રોલીયમ કાઢવાના પંપ. |
| સી એલન. | કપડાં ધોવામાં કપડા બોળવા તથા હલાવવાની રીતમાં સુધારો. |
| બી [illegible] | [illegible]ટરી એનજીન, તથા પંપ વિગેરેમા સુધારો. |
| ડબલ્યુ જી. ગી | પ્રવાહી પદાર્થમાથી જડ પદાર્થ કાઢવાની રીત તથા તેના ઍપરેટસમાં સુધારો. |
| જે. એમ. મૅરમ. | મચ્છર અટકાવવા તથા સામાન્ય દુર્ગંધ દુર કરવા માટેની રીત |
| રોશનઅલીખાન. | ઘર બાંધવા માટેની અમુક જાતની ઇંટ. |
| ડબલ્યુ બીઅર્ડ મોર અને ટી. સી. ડબલ્યુ પુલીન્ગર. | ઇંજીનમાં વપરાસમાં આવતાં ઍલ્યુમીનીયમ તથા એવી બીજી હલકી ધાતુઓના બીબાંમાં સુધારો |
| એસ. કે. સૅાઉ. | સ્વત ઝડપ અટકાવનારૂં યંત્ર |

# COMMERCIAL INTELLIGENCE

## વેપારી બાતમી.

આ મથાળા નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી, તથા બીજા મુલકો તરફથી આવેલી બાતમીઓ આપશુ. અત્રેના કોઇ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇ પણ જાતની વેપારી બાબત સબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશુ.

| ખબર મોકલનારનુ નામ | વેપાર કરવા ઇચ્છતી કંપનીનુ નામ | કઇ બાબતનો વેપાર કરવા માગે છે તે |
|---|---|---|
| ધી ઇન્ડીઅન ટ્રેડ જર્નલ | | |
| ,, એફ ૧૩૮ | બારસીલોના (સ્પેઇન) માની એક પેઢી | શોવસીંગની નિકાશ કરનારાઓ સાથે સંબધમા આવવા ઇચ્છે છે |
| ,, એફ ૧૩૯ | બર્મીંગહામની એક પેઢી. | પરચુરણ માલો વેચવા માટે મદ્રાસ અને કોચીન માટે એક એજન્ટ નીમવા માગે છે |
| ,, એફ ૧૪૦ | ગયા (બીહાર) માની એક પેઢી | આયર્ન રેડ ઑક્સાઇડ ખરીદનારાઓ સાથે સંબધમા આવવા ઇચ્છે છે |
| ,, એફ ૧૪૧ | મુલતાનની એક પેઢી | તેઓની બનાવટના રૂપાથી ઇનમલ કરેલા ઝવેરાત વેચવા માટે કલકત્તામા એજન્ટો નીમવા માગે છે |
| ,, એફ ૧૪૨ | પ્રીટોરીઆ (ટ્રાન્સવાલ) નો એક ખબર પત્રી | છ ઇન્ચજાડા કડવા ફળ પુરાં પાડનારા, સાથે સંબધમા આવવા માગે છે. |
| ,, એફ ૧૪૩ | મુઝફ્ફરઘર (પંજાબ)ની એક પેઢી | અલીપુર છોહારા ખજુર ( Alipur Chhohara date) ખરીદનારાઓ સાથે સંબધમા આવવા ઇચ્છે છે |
| ,, એફ ૧૪૪ | યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરીકા | સઘાડા ખરીદનારાઓ સાથે સંબધમા આવવા ઇચ્છે છે |
| ,, એફ ૧૪૫ | લીડ્સની એક પેઢી. | મરદોને પ્હેરવાના લુગડાના માલો વેચવા માટે હિંદમા એજન્ટ નીમવા માગે છે. |

| ખબર મોકલનારનું નામ | વેપાર કરવા ઇચ્છની કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માગે છે તે |
|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | |
| ,, એફ. ૧૪૬ | હમેલ (રસીયા)ની એક પેટી | બીયા લરેંજ, ઘોડાના વાળ, પીછા વિગેરે પરચુણ માલો વેચવા માટે તથા હિંદમાની પેઢીઓના કમીશન એજન્ટ તરીકે કામ કરવા માગે છે |
| ,, એફ ૧૪૭ | કલકત્તાની એક પેઢી | કુસુમના ફુલ પુરા પાડનારાઓ સાથે સબધમા આવવા ઇચ્છે છે. |

જે ઠેકાણે ઇન્ડીયન ટ્રેડ જર્નલ લખ્યુ નથી તે ઠેકાણાની સઘળી બાતમી માટે આ ચેમ્બરમા જાતે મળવું અથવા પુછાવી જોવુ.

ઉપરની બાતમીઓમા જે ઠેકાણે 'ઇન્ડીયન ટ્રેડ જર્નલ' લખેલું છે તેના સંબધમા સીધું ડાયરેક્ટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી જોવુ (આ ચેમ્બરનું નામ તે કાગળમા લખવુ)

નોટ.

"ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ'ના નબરની બાતમીઓના સબંધમા તે બાતમી માગનાર કંપની યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે સિવાય તેવી બાતમીઓનો જવાબ આપવામા આવશે નહિ

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૯મું VOL. IX. DEC. 1916. No. 6. ડીસેમ્બર ૧૯૧૬. અંક ૬ ઠ્ઠો.

### અનુક્રમણિકા.



### INDEX.

નિકાશ રૂ. ૭૨ લાખની થઈ હતી જે આગલા મહિના કરતાં ૨૬ ટકા વધારે હતી ૧૯૧૫ના ઑગસ્ટ સાથે સરખાવતાં આયાતમાં ૪૫ ટકાનો વધારો, નિકાશમાં ૨૧ ટકાનો વધારો અને આયાત થયેલી ચીજોની નિકાશમાં ૬૮ ટકાનો વધારો હતો.

---

જુદાં જુદાં હિંદુસ્તાનનાં બંદરો ખાતે પરદેશથી તેમજ દેશના અંદરના ભાગે માંથી જે આયાત થાય છે તથા તે બંદરોથી એવીજ રીતે જે નિકાશ થાય છે તેના આંકડા દર મહિને સરકાર તરફથી આપવામાં આવે છે. ઑગસ્ટ મહિનાના આંકડા ઉપરથી જણાય છે કે, ૧૯૧૫ ના ઑગસ્ટ મહિનાની સાથે સરખાવતાં નીચે પ્રમાણે ઘટ આવેલી જણાય છે :—

| | ઘટાડો. |
|---|---|
| ચાહ | ૪૨ ટકા |
| જુટ | ૩૫ ટકા |
| ચણા અને દાળ | ૩૧ ટકા |
| રૂ | ૨૬ ટકા |
| ચોખા | ૨૩ ટકા |

---

આગલા મહિના સાથે સરખાવતાં ઑગસ્ટ મહિનામાં નીચે પ્રમાણે વધારો થયો હતો:-

| | વધારો ટકા |
|---|---|
| જુટ | ૨૦૦ |
| ચોખા | ૬૬ |
| ઘઉં | ૩૯ |
| ચાહ | ૨૦ |
| અને નીચે પ્રમાણે ઘટાડો. | |
| લીનસીડ | ૨૯ |
| ચણા અને દાળ | ૨૭ |
| રૂ | ૨૮ |
| સરસવ | ૨૩ |

---

ગળીના પાકના વિસ્તારમાં મુંબઈ ઇલાકામાં ૬૪ ટકા વધારો થયો હતો. બ્રિટીશ મુલકમાં ૨૬૮૦ એકર તથા બેંગલોર સ્ટેટમાં ૫૧૦૦ એકરનો વિસ્તાર છે

---

ગયા સપ્ટેમ્બર મહિનામાં કુલે આયાત આ દેશમાં રૂ. ૧૩ કરોડની થઈ હતી, નિકાશ રૂ. ૨૧ કરોડની થઈ અને આયાત થયેલી ચીજોની નિકાશ રૂ. ૮૦⅟₂ કરોડની હતી આગલા મહિના સાથે સરખાવતાં આયાતમાં ૭ ટકા વધારો, નિકાશમાં ૧૭ ટકા વધારો અને આયાત થયેલી ચીજોની નિકાશમાં ૧૨ ટકા વધારો થયો હતો. ૧૯૧૫ના સપ્ટેમ્બર સાથે સરખાવતાં આયાતમાં ૧ ટકો વધારો, નિકાશમાં ૨૩ ટકા વધારો અને આયાત થયેલી ચીજોની નિકાશમાં ૧૨૩ ટકા થયો હતો

---

ચાલુ વિગ્રહને લીધે જપાને સાઉથ આફ્રિકા સાથેનો પોતાનો વ્હેપાર ઘણો વધારી દીધો છે કેટલાંક વર્ષ પૂર્વે જે વાત માન્યામાં પણ આવે તેમ ન હતી, તે વાત આજે શક્ય થઈ છે જાપાનનો વ્હેપાર હમણા કુદકે અને ભૂસકે આગળ વધતો જાય છે. બારોબાર સ્ટીમરોની આવજાને લીધે આજે ઘણી મદદ મળી છે, પણ ખરી મદદ તો હિન્દુસ્થાનને લઈને મળેલી છે જાપાનથી હિન્દુસ્થાન આવીને માલ પાછો દક્ષિણ આફ્રિકામાં જાય છે વિગ્રહની સમાપ્તિ પછી આ વ્હેપાર ઘટશે કે વધશે તે એક પ્રશ્ન થઈ પડે છે.

દક્ષિણ આફ્રિકામાંથી કેટલાક વ્હેપારીઓ જાપાનમાં માલની આયાતની ગોઠવણ કરવાને માટે ગયેલા તે સર્વ લોકો એમ કહે છે કે, વિગ્રહની સમાપ્તિ પછી જાપાન દક્ષિણ આફ્રિકાની બજારોમાં મ્હોટો ભાગ ભજવશે અને બીજા યુરોપિયન રાજ્યો સ્હામે જબરી ટક્કર

લેગે એક વ્હેપારી એમ કહે છે કે, જ્યારે સસ્તા સુતરાઉ કપડા અને એજ પ્રકારની વસ્તુઓની હરીફાઈ ચાલશે ત્યારે જપાનની સસ્તી મજુરીને લઇને તેજ દેશ ફાવી જશે વળી હમણા હમણા જપાને યુનાઇટેડ કીંગડમની કનેથી મશીનરી મ્હોટા જથ્થામા લીધેલી છે, અને પોતાને ત્યા પણ મ્હોટા જથ્થામા બનાવેલ છે એટલે થોડા વખતમા પોતાની એ વસ્તુઓની પેદાશમા ઘણો મ્હોટો વધારો કરી નાખશે જ્યા સૂધી વિગ્રહ ચાલે છે ત્યા સૂધી તો ત્હેમને મ્હોટો નફો છે જ પણ તે લોકોની ધારણા એવી છે કે, વિગ્રહ બધ પડશે ત્યા સૂધીમા તે લોકો એવા ઝામી જશે કે બીજાઓની સાથે હરીફાઈમા ઉતરતા પણ એ લોકો અચકાશે નહિ

પરન્તુ આ જાતના વિચારો દર્શાવનાર વ્યક્તિઓ જાપાન સાથે વ્હેપાર કરનારી પેઢીઓજ છે, બીજી નહિં. જે લોકો ગ્રેટબ્રિટન કે જરમની અને ઑસ્ટ્રિઆ સાથે વ્હેપાર કરનાર છે ત્હેમનો એમ મત છે કે, આ ઉત્કર્ષ ફક્ત થોડા વખત માટેનોજ છે, અને જ્યારે વિગ્રહ બધ પડશે ત્યારે દક્ષિણ આફ્રિકાના બજાર પહેલા હતી તેવીને તેવીજ થઇ રહેશે એક બીજો મનુષ્ય એમ ખાત્રીથી જણાવે છે કે, વિગ્રહ પછી દક્ષિણ આફ્રિકાનો ગ્રેટબ્રિટન સાથેનો વ્હેપાર બહુજ ઓછો નીકળશે, કારણ કે જરમન બનાવટના કરતા કોઈ પણ રીતે ઉતરતો નહિ અને કિંમતમા સસ્તો એવો માલ ગ્રેટબ્રિટનવાળા બનાવી શકવા શક્તિવાન થયા છે

દાખલા તરીકે, પહેલા એમ માનવામા આવતું હતુ કે, જરમની જે જાતની ન્હાની ન્હાની આરસીઓ હજારોની સખ્યામા દક્ષિણ આફ્રિકામા મોકલાવતુ હતુ તેવી જાતની આરસીઓ ગ્રેટબ્રિટન બનાવી શકેજ નહિ, પરન્તુ હમણા ગ્રેટબ્રિટન એ જાતના કરતા સારી આરસીઓ ઓછી કિંમતે આપી શકે છે, અને તેથી તે લેખક એમ ધારે છે કે, જાપાનના માલ બનાવનારાઓના આ બધા યત્નો એટલા બધા સફળ નહિ થાય

હમણા હમણા જાપાનનો વ્હેપાર દક્ષિણ આફ્રિકામા કેટલો વધી ગયો છે, તે નીચેના ૧૯૧૪ અને ૧૯૧૫ ના વર્ષના કોઠા ઉપરથી જણાશે

| | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| સુતરાઉ કાપડ — | પાઉંડ | પાઉંડ |
| કાપડ | ૩,૨૮૦ | ૩,૮૪૮ |
| હોઝીયરી | ૩૦,૭૪૪ | ૮૧,૫૮૬ |
| બીજુ બધુ | ૨,૦૨૩ | ૧૦,૪૩૧ |
| રેશમી કાપડ — | | |
| કાપડ | ૧૩,૯૯૧ | ૩૭,૫૪૮ |
| બીજુ બધુ | ૧૦,૬૨૯ | ૨૧,૪૫૪ |
| ઓક | ૧,૨૯૮ | ૪,૩૧૨ |
| દાક્તરનો સરસામાન | ૨,૫૪૭ | ૪,૮૦૯ |
| હેબરડેશરી અને મી લીનરી | ૭,૦૧૧ | ૧૦,૦૭ |
| બારીના કાચ | | ૨,૯૮ |
| ચોખા | ૫ | ૨,૭૦ |
| કપાસ | ૬૭૩ | ૨,૪૮ |
| રમકડા ... | ૭૧૩ | ૨,૨૧ |
| સુપર ફોસ્ફેટ્સ | | ૨,૦૨ |
| બ્રશોને | ૧,૦૭૧ | ૦૦ |

---

લડાઈ પછીના વેપારના સવાલે જુદા જુદા લડાઇમા ઉતરેલા દેશો તેમજ તટ દેશોનુ ધ્યાન ઘણું ખેચેલુ છે આ જ વાસ્થળી પુરી થયે ફરીથી વેપાર ર ઉદ્યોગમા જાદવાસ્થળી નવેસરથી શરૂ ઃ એમ કેટલાએક તરફથી બ્હીક રાખવ આવે છે, જ્યારે કેટલાએક તરફથી કે કહેવામા આવે છે કે સુલેહ અને રહેશે તો પણ એટલુ તો નકીજ છે

દરેક પ્રજાએ જો પોતાના વેપાર અને ઉદ્યોગ બરોબર સ્થિતિમા રાખવા હોય તો અત્યારથીજ મોટા પાયા ઉપર તૈયારી કરી રાખવી જોઇએ. ઇંગ્લંડમા જુદાં જુદાં મંડળો તરફથી પગલાં લેવામાં આવે છે, તેમાં બ્રિટીશ ઍસોસિએશન પણ એક છે. ન્યુકેસલ ઓક ટાઇન નામનાં શેહેરમાં તેણે હમણાં એક ભાષણમાળા કરી હતી જેમા વેપાર અને ઉદ્યોગ બાબતના મોટા મોટા એક્સપર્ટોએ ભાષણો આપ્યાં હતા. આ ભાષણોમા એક મૂળ સવાલ આપણું ધ્યાન ખેંચનારો છે તે કારખાનાંવાળા અને તેમના મજુર વર્ગ વચ્ચેના સંબંધને લગતો છે. આ દેશમા હજુ સુધી તો આ સવાલ ઉભો થયો નથી કારણ કે અહિયાંના મજુર વર્ગ હજુ પોતાના હક્કો એટલો જાણતો થયો નથી પણ કેળવણીના વધારે ફેલાવા સાથે મજુર વર્ગ જરૂર પોતાની છુત શરૂ કરશે અને કારખાનાવાળાઓ તથા મજુર વર્ગ વચ્ચેના સંબંધનો સવાલ ઉભો થવાનો છે. તેથી બીજા દેશોમા આ સવાલ કેવી રીતે ચર્ચાય છે અને કેવો નિર્ણય થાય છે તે જાણવુ બહુ જરૂરનુ છે. બ્રિટીશ ઍસોસિએશને એ બાબત ઉપર વિચાર કરવાને એક કમિટી નીમી હતી જે કમિટીએ નીચે જણાવેલી સૂચનાઓ પોતાના રીપોર્ટમા કરી છે આ સૂચનાઓની બાબતમા આર્કડીકન કનીગહામે જણાવ્યું કે તે રીપોર્ટમા કારખાનાવાળા કે મજુર વર્ગ તરફથી નીતિનો ઉચ્ચતર આદર્શ સ્વીકારવો જોઇએ તે બાબત કંઈ ઇસારો નથી. જ્યા સુધી આવી રીતના ઉચ્ચ આદર્શ રજુ થશે નહિં અને ફક્ત મજુરી લેવી અને પૈસા આપવા એજ સંબંધ રહેશે ત્યાં સુધી એઓના સબંધમા મોટો ફેર પડે એમ લાગતું નથી.

૧. (અ) શેઠો અને તેહેના હાથ નીચે કામ કરનાર મનુષ્યો વચ્ચે વધુ નિખાલસપણું હોવું જોઇએ અને આદ્યોગિક વિષયો વિષેનો વાદવિવાદ તેઓએ અન્દર અન્દર અથવા તો બરોબર રેપ્રેઝેન્ટેટીવો મારફતે કરવો જોઇએ

(બ) શેઠોએ દરેક છુટક કામકરનારના પગાર તરફ નહિ જોતાં મજુરીનું મૂલ્ય શું છે તે તરફ લક્ષ પહોચાડવુ જોઇએ.

(ક) ઔદ્યોગિક અને અર્થશાસ્ત્રીય જીવનના મૂળ સિધ્ધાન્તો ઉભય પક્ષે જાણવા જોઇએ.

૨ (અ) કેવી સ્થીતિમા અને કેવા પાયા ઉપર ઉદ્યોગો ચલાવવા તેહેનો યથાર્થ રીતે નિર્ણય થઇ શકે તે માટે બન્ને પક્ષે પોતપોતાની સંસ્થામા સુધારો કરવો જોઇએ.

(બ) દરેક ઉદ્યોગમા એક સ્થાયી કમિટી જેવું નીમવું જોઇએ કે જે ઉદ્યોગો કેવી રીતે ચલાવવા અને ખીલવવા તે ધ્યાનમા રાખે

(ક) લોકલ બોર્ડોથી જે ટંટા નહિં પતે તેહેનો નિકાલ લાવવા જોઇન્ટ નેશનલ બોર્ડ બનાવવું જોઇએ.

૩ (અ) એકેકને સાહાય્ય આપવી તે કેટલુ બધુ અગત્યનું છે તે બન્ને પક્ષે જાણવું જોઇએ.

(બ) શેઠોએ નીચલી સંસ્થાઓ ઉઘાડવી.

(૧) એક જીલ્લામાં અમૂક ધંધા માટે એસોસીએશનો.

(૨) એક ધંધાને માટે નેશનલ એસોસીએશનો.

(૩) લોકલ ફેડરેશન ઑફ ટ્રેડઝ

(૪) નૅશનલ ફેડરેશન એફ ટ્રેડઝ.

(૩ અને ૪ રેપ્રેઝેન્ટેશનના પાયા ઉપર રાખવા )

કામ કરનાર વર્ગે પણ ઉપલીજ જાતની સંસ્થાઓ રાખવી

(૬) એ નેશનલ ફેડરેશનમાંથી એક ઈન્ડસ્ટ્રીઅલ કાઉન્સીલ બનાવવી.

(૬) સ્ટેટે આમાની ભરોસાદાર એસોસીએશનને, યુનીઅને, અને ફેડરેશનને ખાસ ધારાઓ પાસ કરીને જાહેર રીતે સ્વીકારવા જોઇએ.

૪. (અ) લશ્કર પાછું ઓછું કરી નાખે તે વેળા અનુભવિ મનુષ્યોના જોડે જે લોકો લશ્કરમાં જોડાવાને ઉદ્યોગો છોડીને ચાલ્યા ગયા હતા ત્હેમને પાછા કેમ ગોઠવવા તે વિષે વિચાર કરવાને ડીસ્ટ્રીક્ટ બોર્ડો સ્થાપવી.

(બ) જે જે એથોરીટો વિગેરે વિગ્રહને લીધે એમને એમ પડયાં રહ્યાં હતા ત્હેમનું શું કરવું? ઐદ્યોગીક પ્રજાને ઘણું નવેસરથી ગોઠવવાનુ છે આ બધું નવી ઉપર સૂચવેલી સંસ્થાઓએ હાથમાં લઈ લેવું.

---

મી જેરલ્ડ સ્ટોનીએ ઉપરનીજ એસોસિએશન આગળ ભાષણ કરતાં જણાવ્યું કે જો આ સંબંધ સુધરશે નહિં તો બ્રિટીશ વેપાર અને ઉદ્યોગને મોટું નુકસાન થશે. લડાઇ દરમ્યાન પણ જોવામા આવેલું છે કે ઘણી વખત કોલસા વિગેરેના મજુરોએ પોતાની મજુરીના દર વધારવા માટે, મજુરીના અમુક કલાકો ઠરાવવા માટે, ટ્રેડ યુનિયનના સભાસદો નહિ હોય તેમને કામ કરવા અટકાવવા માટે વિગેરે ઘણી દલીલો જુદી જુદી વખતે લાવી ઐદ્યોગિક દુનિયામા તોફાન ચલાવ્યું અને મી લાઇડ જ્યોર્જને એક વખત એમ પણ કહેવાની ફરજ પડી હતી કે કોલસાના મજુરોની હઠીલાઈને લીધે લડાઇના સરંજામ બાબત બહુ અડચણ આવી હતી. દેશનો વેપાર ઉદ્યોગ ખીલવવાને વાસ્તે એ આવશ્યક છે કે પૈસા સંબંધી શક્તિ ધરાવનારા કારખાનાંવાળાઓ અને મજુરોએ અન્યોઅન્ય ચાહ રાખીને અને કંઇ પણ શંકા રાખ્યા વગર કામ કરવું જોઇએ

---

બ્રિટિશ વિકલીમાં લખતા સર ચીઓઝા મની લખે છેઃ મ્હને એક લેખ વાંચવાં બહુ આશ્ચર્ય ઉત્પન્ન થયું હતું; તે લેખમાં હતું કે "એક દિવસ એવો આવશે કે જ્યારે આખી દુનિયાના માણસો, યુનાઇટેડ સ્ટેટસમાં જેટલો છૂટથી સાબુ વપરાય છે તેટલીજ છૂટથી સાબુ વાપરશે"

હવે પ્રશ્ન એ છે કે એટલો બધો સાબુ આપણે શામાટે વાપરીએ છીએ? કારણ કે આપણાં કપડાં તથા અંગ એટલાં ગંદા થઇ જાય છે. પણ તે શાને લીધે? કારણ માત્ર એટલુંજ કે આપણી મીલોમાં તથા ઘરમાં બધે કોલસોજ વપરાય છે અને ત્હેનો ધુમાડો સર્વત્ર પ્રસરી રહે છે. પરિણામે ઘર, ફરનીચર, કપડાં તથા શરીર ગંદાં થઇ જાય છે અને તે ગંદકી આપણી સ્ત્રીઓનેજ કઢાડવી પડે છે આ ધુમાડો બીજું કાંઇજ નથી પણ નહિં બળેલો કોલસોજ છે અને તેથીજ એક વિદ્વાન પ્રોફેસરના મતથી હું બહુ આનન્દ પામ્યો છું.

તે મત એવો છે કે કોલસાને જે વપરાશમા આપણે હાલ લઇએ છીએ તે વપરાશ તદ્દન ખોટો છે. ત્હેને બદલે જો ખાણના મુખડા આગળજ વિજળી ઉત્પન્ન કરવામા આવે અને તે ઉત્પન્ન કરવાના કામમાં કોલસો લે તો વિજળી ઘણી સોઘી થઇ જાય અને ધુમાડો દૂર થઇ જાય એટલુંજ નહિં પણ હમણાં કેટલીક સગવડ જે ફક્ત પૈસાદાર મનુષ્યોજ ભોગવી શકે છે તે તદ્દન સાધારણ માણસો પણ ભોગવી શકે અને રાંધવાનુ, બુટ પૉલીશ કરવાનું વિગેરે અનેક કામ ફક્ત બાળકની રંમત જેવું થઇ પડે. સ્ત્રીઓનું પોણું કામ ઓછું થઇ જાય અને સુખશાંતિમાં ઘણો વધારો થાય.

---

૪૦ વર્ષના વાદવિવાદ પછી ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે ટનલ બાંધવાનું કામ શરૂ કરવામા

# ધી સેંટ્રલ બેંક ઑફ ઇન્ડિયા લીમીટેડ.

| | | |
|---|---|---|
| શેરો ભરાયલી થાપણ | ............ ... | રૂ. ૩૦ લાખ. |
| પગાર થયેલી થાપણ | ............ ... | રૂ. ૧૫ લાખ. |
| રીઝર્વ ફંડ | ......... ....... | રૂ. ૧ લાખ. |

આ બેંકમાં ડીપૉઝીટ મુકેલી દરેક પાઇની સલામતી માટે ખાસ ગોઠવણ બેંકની આરટીકલમાં કરવામાં આવેલી છે.

મેશર્સ એ. એફ. ફરગ્યુસનની કું. ચારટરડ એકાઉન્ટંટસ આ બેંકના હીસાબો અને જામીનગીરીઓ દર અઠવાડીએ તપાસે છે.

પ્રેસીડંસી બેંકો માફક આ બેંક પોતાના હીસાબનાં પખવાડીક સરવૈયાં બહાર પાડે છે

દરેક રીતનું બેંકને લગતું કામકાજ કરવામાં આવે છે.
હાલમાં ટુંકી તેમજ લાંબી મુદતના વ્યાજના દરો માટે મેનેજરને મળવું.
ચેક્ તથા બેંકને લગતો પત્ર વ્યવહાર ગુજરાતીમાં પણ થઇ શકે છે.
વડી ઑફીસઃ—એલાઇસ બીલ્ડીંગ, ફોર્ટ, મુંબઇ.
શાખા ઑફીસો—ઝવેરી બજાર, મુંબઇની માંડવી, તથા શેરબજાર.

| ચાલુ ખાતાં ઉપર. | | ગજની બાકી ઉપર. |
|---|---|---|
| જાનેવારીથી જુન ....... .. | ૩ | ટકા. |
| જુલાઈથી ડીસેમ્બર ..... ... | ૨॥ | ટકા. |
| ૧૨ માસની ડીપૉઝીટ ...... | ૪॥ | ટકા. |
| રૂ. ૩૦૦૦ થી વધુ રકમ માટે... | ૫. | ટકા. |

ટુંકી મુદતના ભાવો અરજ કરવાથી માલમ પડશે.
વધુ વીગતો માટે મેનેજરને મળવું.

સોરાબજી ન. પોચખાનાવાલા
મેનેજર.

આવે એમ લાગે છે ૧૮૭૪માં આ પ્રશ્ન પ્રથમ ઉભો થયો હતો અને ફ્રાન્સની સરકારે એને પસંદગી પણ આપી હતી પણ બ્રીટીશ સરકારના લશ્કરી ખાતાં તરફથી તે તરફ નાપસંદગી બતાવવામા આવી. કારણ કે વખતે તેમ કરવાથી ટનલ મારફતે હુમલો લઈ આવવાનો ભય ઉભો થાય. પરંતુ હવે આ વિગ્રહમા તેમજ વેપાર સબંધી લડતમાં ફ્રાન્સ અને ઇંગ્લંડ એકત્ર થયાં છે એટલે લડાઇ પછી આ પ્રશ્ન પાછો હાથમા લેવામાં આવે તો કાંઇ નવાઇ નહિ.

બાંધવાને ખર્ચ આશરે ૮,૦૦ ૦૦,૦૦૦ ડૉલર ધારવામા આવે છે. પ્લૅનમાં બે ટનલ પાસે પાસે સમાંતરે બાંધવાનું નક્કી ઠેરવ્યુ છે અને ડોવર અને સેન્ડગેઇટની વચ્ચે લગભગ ૪૦ માઇલની લંબાઈની તે ટનલો થશે દરિયાવાળી જમીન ઘણીખરી માટી અને ચાક વાળી છે એટલે ખોદવામા બહુ મુશ્કેલી નડશે નહિં ટનલ બંધાતા આશરે દશ વર્ષ લાગશે

ઉતારૂઓ, મેલ અને માલ લાવવાઇમા કરવાની વાર્ષિક આવક ૮૦,૦૦,૦૦૦ ડૉલર ધારવામાં આવે છે જેમાથી તે ચલાવવાનો તથા ટનલના સુધારાવધારાના કામ માટેના ૨૦,૦૦,૦૦૦ ડૉલર ઓછી થાય એવો અડસટ્ટો છે, ૭% થી ૮% સુધી ડીવીડન્ડ મળશે એમ ધરાય છે. રોજની પચાસ ટ્રેનો પ્રથમ શરૂઆતમાં દોડાવવી એમ ઠેરવવામા આવ્યું છે આ બાબી યોજના હમણાંના પારિસના ઇકૉનૉમીક કૉન્ફરન્સમા રજૂ કરવામા આવી હતી

---

મધ્ય આફ્રીકાના એક વેપારી ઇરના ઇસ હસપ ઇસ્માઇલની કંપનીએ મુંબઇમા ૧૮૮ નાગદેવી સ્ટ્રીટમા એ- ઓફીસ અને સૅમ્પલ રૂમ ખોલી છે તેઓ જણાવે છે તે મુજબ તેઓની મૂળ નેમ હિંદી માલો દક્ષિણ આફ્રિકામા દાખલ કરવાની છે રેલ્વેના કારખાનાવાળાઓ પાસેથી સેમ્પલ, નમુનાઓ, કેટલાગ, પ્રાઇસલીસ્ટ, વગેરે તેઓ મગાવે છે અને આ સાધનથી તેઓ આશા રાખે છે કે આફ્રીકાની બજારમા હિંદી માલો દાખલ કરી શકાશે

REVIEWS.

# સાભાર સ્વીકાર.

( રિવ્યુઅરઃ—J. L. D. B. )

## આપણી દીવાળી કયારે ફળીભૂત થાય ?

પ્રકટ કરનાર.—હોસંગ તે અંકલેસરીઆ. મૂલ્ય ૦-૧-૦.

અંગ્રેજી ભાષામાં 'પેની સિરીઝ' કહેતા એક આનામાળા નિકળે છે, તે પદ્ધતિ ઉપર આ નાજુક ચોપડી પ્રકટ કરવામાં આવી હોય એમ દેખાય છે. ચોપડીનું પુઠું જોતાજ આનંદની ઉર્મિ નીકળે છે. પુઠાં ઉપરનો દેખાવ ખરેખર આકર્ષક છે. ૧. આપણી દીવાળી કેમ ફળીભૂત થાય ? ૨. સ્ત્રીનું હૃદય, અને ૩ પ્રાર્થનાનો પ્રત્યુત્તર, આ ત્રણ વાર્તાઓ આપવામા આવી છે, જે નાના બાળકો માટે જેમ વાચવા લાયક તેમજ વંચાવવા લાયક છે. કારણ કે વાર્તાના ટુંક બ્યાનમા આ નાની વાર્તાઓ ઉમદા નશીહતો આપે છે. વચલી વાર્તા નાના અને મોટા ઉભય માટે એકસરખી ધ્યાન ખેંચનારી છે.

## 'હિંદુસ્થાનનો દિવાળી અંક.

પ્રકાશક—મે. રતનલાલ આ. શાહની કું. કિંમત ૦-૧૨-૦

એક વખત એવો હતો કે, જ્યારે ગુજરાતના સુશિક્ષિત નગ્નારીયો એમ કહેતાં કે 'મુંબઇમા શું છાપાં કાઢવાનો ઇજારો પારસીઓએજ કાઢયો છે ? ગુજરાતી જેની માતૃભાષા છે એવા ગુજરાનીઓમાંથી કેમ કોઇએ પણ દૈનિક વર્તમાન કાઢયું નથી? માત્ર પેટનો ખાડો પૂરવા અને પોતે માનતા એક હોય અને લોકોને મનાવતા જુદું હોય, અથવા તો લોકોના મોટા સમુદાયને પંપાળવા ઠાળડ ઠાળડવાના કરતા જે અઠવાડીકો નિકળે છે તેનુ જોર તોડનાર શું કોઇ નહિં નિકળે ?" આ મર્વસ્વ શંકાઓનો જવાબ ચાર અક્ષરો રૂપી "હિંદુસ્થાન" શબ્દે આપ્યો છે. 'સાંજ વર્તમાન' જેવા લોકપ્રિય દૈનિકમા અનુભવ લઇ રા. રા. રતનલાલ શાહે 'હિંદુસ્થાન' નામનુ સંધ્યાકાળનું દૈનિક કાઢયું અને તે બાદ તેજ નામનુ અઠવાડીક બહાર પાડયું. ઉભય આવૃત્તિઓના સહિયારાં ભાગે દિવાળીનો અંક બાહેર પાડવામાં આવ્યો છે જે અમને અભિપ્રાયાર્થે મોકલી આપવામા આવ્યો છે, અને તે ઘણી રીતે અમારૂં લક્ષ ખેંચી ગયો છે.

૧૯૧૬ મા જે વર્તમાનપત્રોના ખાસ અંકો નિકળ્યા છે, તેમા હિંદુસ્થાનનો અંક વિષયોની ચુંટણી, છપાઇ, ભાષા શુદ્ધતા અને ચિત્રોમા ઉંચુ સ્થાન મેળવે છે. વળી હિંદુસ્થાન આર્ટ સ્ટુડીયો ઊંચા પેપર ઉપર સારી છાપ પાડે એવા ઝીણી 'સ્ક્રેન' ના (પોરસ) હાફટોન બ્લૉકસ બનાવી શકે છે અને તેની છપાઈ દ્વારા ઉમદા પરિણામ નિપજાવી શકે છે. તેનો આ અંક અચૂક પૂરાવો પૂર્ણ પાડે છે. ચિત્રોની ચુંટણી ઉત્તમ અને ગુજરાતી ગૃહસ્સારને આનન્દમય કરનારી છે. 'દિવાળીના સાથીયા' વાળું ચિત્ર પ્રસંગને

અનુસરતું અને ઘણી રીતે આકર્ષક છે. તેને 'મુખ દર્શન' વાળાં ચિત્રને સ્થાને મૂકવામાં આવ્યું હોત તો વધુ આકર્ષક થઇ પડત! જાણીતા લેખકોના સારા લેખો જો કે આ અંકમાં આપવામાં આવ્યા છે, છતાં અમારે આ પત્રના પ્રકાશકોને એક સૂચના કરવાની છે જે તેઓ મિત્રભાવે સપ્રેમ સ્વીકારશે એવી આશા રહે છે. લગભગ દરેક ચોપાનિયાં અથવા ખાસ અંકોમાં વાર્તાઓ અને કવિતાઓ જે દ્રષ્યમાન થાય છે તેના કરતાં જૂદાજ વિષયો લેવડાવવાનો પ્રયાસ કરવો ઘટે છે મુંબઇમાં ચાલતી વિજળીક ગાડી શી રીતે કાર્ય કરે છે, તે તેના યંત્રોના જૂદા જૂદા ભાગની આકૃતિઓ સાથે સમજાવવામાં આવ્યા હોય તો 'સાયન્સ'ને લગતો વિષય થઇ પડે. આવીજ રીતે નાની વાર્તાઓ દ્વારા ન્યાયશાસ્ત્ર; વિજ્ઞાનશાસ્ત્ર; અર્થ શાસ્ત્રના વિષયો લેવાની અગત્ય છે, એટલી સૂચના કરી 'હિંદુસ્થાન' ના પ્રકાશકોએ ઉત્તમ અંક પ્રકટ કીધો છે તે માટે અમે તેઓને અભિનંદન આપીએ છીયે.

---

## પ્રથમ રાષ્ટ્રીય વ્યાપારી પરિષદનો અહેવાલ.

---

'ઇન્ડીઅન કમરશીઅલ કોનગ્રેસ' કહેતાં રાષ્ટ્રીય વ્યાપારી પરિષદ જે પ્રથમજ ગયે વર્ષે અત્રેના ટાઉન હૉલમાં ગયા વર્ષના ડીસેમ્બર માસની તા. ૨૯ મીએ ભરાઇ હતી, તેનો અહેવાલ બાહેર પડયો છે. આ પરિષદની હૈયાતી ઓન સર ફાઝલભાઇ કરીમભાઇ (નાઇટ)ની જહેમતનેજ આભારી છે, અને તેથી કુદરતી રીતે તેજ ગૃહસ્થ આ પ્રથમ બેઠકના પ્રમુખ ચુંટાયા હતા. ઓન. મી. દિનશાહ એદલજી વાન્છા જેઓએ સ્વાગત મંડળના પ્રમુખનું કાર્ય કીધું હતું તે ઉભય ગૃહસ્થો ઉપરાંત ઓન. મી. પરૂષોત્તમદાસ ઠાકોરદાસ, ઑન. મી. લલ્લુભાઇ સામળદાસ; ઑન. સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી; રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળા, લાલા હરકીશનલાલ; મી. વિદ્યાસાગર પંડયા; ગૃહસ્થો જેઓએ તેમાં ભાગ લીધો હતો તે સર્વના ભાષણો અંદર છાપેલાં હોવાથી અહેવાલ ઉપયોગી થઇ પડવા સંભવ રહે છે.

---

## ગુજરાતી સાહિત્ય પરિષદ ભંડોળ કમિટીનો અહેવાલ.

---

મોકલનાર—મંત્રી, રા. બળવંતરાય ક. ઠાકોર.

---

અમદાવાદ ખાતે તા. ૨૧ મી ઑકટોબર શનિવારે મળેલી બેઠકનો અહેવાલ ત્હેના મંત્રી તરફથી અમને મોકલી આપવામાં આવ્યો છે, તે ઉપરથી જણાય છે કે પ્રો. આનન્દશંકર ધ્રુવના અધ્યક્ષપણા નીચે સભાએ એકંદર ૨૩ જૂદા જૂદા ઠરાવો કરી ચંદ્રકો આપવા, પુસ્તકો લખાવવાં વિગેરેને લગતું કાર્ય ઝપાટાથી પસાર કરી નાખ્યું છે અને તે માટે કમિટિને અમે અભિનન્દન આપીએ છીએ. વળી આવક અને ખર્ચનું પાસું જોતાં કમિટિએ સારો નફો કીધેલો દ્રષ્યમાન થાય છે અને તેથી સભ્યોના લવાજમના આવેલા રૂા. ૨૦૦૦) ની રકમ આખીજ આવતા વર્ષમાં ખર્ચવા કાજે બાકી રહે છે. જે જે પુસ્તકો તૈયાર કરવા આપેલ છે ત્હેની યાદી જોતાં જણાય છે કે જે ગૃહસ્થોને તે સોંપાયેલ છે તે સર્વ ગુજરાતિ ભાષાના સાહિત્યમાં જાણીતા છે અને પુસ્તકોના વિષય જૂદા જૂદા હોઇ દરેક પ્રકારના ટેસ્ટવાળા મનુષ્યોને રસમય થઇ પડે તેમ છે. તૈયાર કરવા આપેલ પુસ્તકોમાંથી થોડાકના નામ અહિં ઉતારી લઇએ છીએ.

સિસ્ટર નિવેદિતાકૃત "ધિ માસ્તર એઝ આઇ સૉ હિમ:" રા. કેશવપ્રસાદ મણિલાલ ઠાકોરને.

પ્રૉ મેકિમિલન કૃત "ધિ ઓરિજિન ઑફ ધી વર્ડ: રા. કલ્યાણરાય' નથુભાઇ જોશીને

હોમરકૃત "ઇલિયડ રા સાકરલાલ અમૃતલાલ દવે બી. એ. ને.

રવિન્દ્રનાથ કૃત "જીવન સ્મૃતિ": રા. મોહનલાલ મઠનદાસ મેહતા અને રા. ભગવાનલાલ ગિરિજાશંકર ભટ્ટને.

લિસ્ટકૃત "નેશનલ સિસ્ટમ ઑફ ઇકૉનૉમિ" રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રીવેદી બી. એ, એલએલ. બી ને.

મોલિએરના બે નાટકો —રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મેહતા એલ. ઇ. ઇ. ને.

ગૃહવ્યવસ્થા શાસ્ત્ર—અ. સૌ. શારદાગૌરી મેહતા બી. એ. ને.

ટૉમસ એડીસન —પ્રૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યા એમ. એ. ને

---

## ટુંકી વાર્તાઓ.

(ભાગ ૪ થો.)

અનુવાદક:-પરીખ પુરૂષોત્તમદાસ મથુરાદાસ
પ્રકાશક-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

મૂલ્ય ૦-૮-૦

આ સંસ્થા તરફથી જે ટુંકી વાર્તાઓ લોકોમાં જ્ઞાન ફેલાવવાને અંગે કાઢવામાં આવે છે, અને તેના આગલા ત્રણ ભાગો જેટલા એ'ચાણકારક નિવડયા છે એવોજ આ ચોથો ભાગ ઉત્તમ નાની વાર્તાઓથી ભરપુર અને ઉત્તમ છે લેખકની પ્રસ્તાવનાના શબ્દોમાં કહીએ તો દેશમાં વર્તતી વિવિધ દુર્દશાઓમાં સ્રી વર્ગની અજ્ઞાનતા અને તેને લીધે ચાલતી અનેક ખરાબ રૂઢીઓ પણ કટલી બધી કારણ રૂપ છે 'બાળ લગ્નની ખરાબ રૂઢી, સાસુઓનો જોર જુલમ, અભણ અને અજ્ઞાન હોવા છતાં સાસુપદ ધારણ કરનારી બેવકુફ સાસુએ પોતાની કોમળ વહુઓ ઉપર કેવો જુલમ પાડે છે, અને સાસુપદ મળ્યું એટલે જાણે વહુ ઉપર રાજ્ય ચલાવવાનો રાજ્ય દંડ મળ્યો હોય, અને પાછી તેને અંગે વહુઓને ગાળ પ્રદાન, માર, ડહામ દેવો વગેરે જે અનેક પ્રકારોનાં કષ્ટો પાડે છે, તેનો ટુંકી વાર્તાઓ દ્વારા આ પુસ્તકમાં અચ્છો ચિતાર આપવામા આવ્યો છે. ચોપડીમાં એકંદરે ૨૯ વાર્તાઓ છે. વધારે લાંબે જવાની જરૂર નથી થોડા દિવસ ઉપર મુંબાઇમાં ભીન્ટરોડ પર બનેલો ખરો દાખલો કે જેમા સાસુના ત્રાસને લીધે વહુએ આપઘાત કીધો હતો તે સવ રોશનજ હશે આવા દાખલાઓ નજર સામે ધરીને પાઠકોને આ પુસ્તક વાંચવાની અમે ભલામણ કરીએ છીએ, તેમજ સાસુના રૂપમા રહેલી અનેક મહા દુષ્ટ ચડિકાઓને પણ ભલામણ કરીએ છીએ કે આ પુસ્તકમાં આ છેલ્લી. વાર્તા "સાસુનું ચિત્ર" વાચવી વાચતાં ન આવડતું હોય તો વંચાવી સાંભળ

---

## લાદીઓના વ્યાપારીઓ મેસર્સ સાજનની કું.

મુંબાઇમાં કોટ મધ્યે લાદીઓનો વ્ય કરનારા મેસર્સ સાજનની કું. તરફથી એક કયાટલૉગ મળ્યું છે. જેમાં ઉપયોગી વાર ભિન્ન ભિન્ન પ્રકારની લાદીઓના

એરગી નમુનાઓ અમારી દૃષ્ટિએ પડવાને વાર અમારા મનમાં કુદરતી રીતે એવુ ઉદ્ભવે છે કે જુદા જુદા રંગોને અમુક ઘાટમા મૂકવાની નિપુણતાથી ગાલીચા જેવી કેવી મનોરંજક તરાહો ઉપજાવી શકાય છે વળી કેટલૉગના અતભાગમા જે 'ફેન્સી' નમુનાઓ આપ્યા છે તેની તરાહ જોઇને જ્યારે આખ ઠરી જાય છે, તો જો તે કોઈ બગલામા ખરેખર જડાવી હોય તો મનને કેટલો આનદ વ્યાપે એ તો સહજજ કલ્પી શકાય એમ છે. કયાટલૉગના અંદરના ભાગમા ખુણીઆઓ અને આડા પટ્ટા તેમજ વચ્ચેના ભાગની લાદીઓના નાના મોટા નમુના આપ્યા છે તેથી જોનારને સહજ લાદીઓ સબધી કઇક જાણવાનુ પ્રાપ્ત થાય છે. તેમજ આરસપહાણનો ફુવારો અને છાપરાના અજવાળીઆં નાખવા કાજે કાચના અને અન્ય તરેહના ભાગીયારી નળી આની જે આકૃતિ પાડવામા આવી છે, તે દ્વારા કોઇપણ મનુષ્ય ઘર બાંધવામા કેવી સામગ્રીનો આવશ્યકતા હોઇ શકે તે જાણી શકે એમ છે શહેર સુધારા ખાતુ અને આધુનિક આમના સુખાકારીના નિયમો જાળવવા જે નવિન મકાનો મુબઇમાં બધાય છે તેને માટે કેવી સામગ્રીઓ જોઇએ અને વળી સસ્તામા કેમ સુંદરતા પ્રાપ્ત કરી શકાય એ મેસર્સ ગજનની કું. ના કયાટલોગ દ્વારા જણાય છે, તો અમે એવી આશા રાખીએ કે તેઓને તે સબધી પૂછયુ હોય તો મકાન બાંધનારાઓને અવશ્ય અમૂલ્ય લાભ મળી શકે

# COMMERCIAL SUBJECTS.

# વેપારી વિષયો.

## ELEMENTS OF POLITICAL ECONOMY.

## અર્થશાસ્ત્રનાં સિદ્ધાંતો.

( માસિક માટે ખાસ લખનાર; મી. જેમીસન લ. બારભાયા. )

( નવેમ્બરના પાના ૨૦૭ થી ચાલુ )

પરિમિત છતવાળી વસ્તુઓની કિંમત સાખના ઉપર વિશેષ અમર કરે છે. જે વસ્તુની છત વધારી શકાય તેની કિંમત ઉત્પાદન ખરચ બરોબર કરવાનું વલણ લેય છે. પરંતુ જે વસ્તુની છત અસાધારણ કારણોને અંગે ઓછી થઇ જાય એવો સંદેહ રહે તેવી વસ્તુની માત્ર સટ્ટાના વિચારે ભારે ખરિદિઓ કરવામાં આવે છે. તેવે પ્રસંગે જે વસ્તુની છત બિલકુલ વધારી શકાય તેમ થઇ શકતું નથી, તેની માફકજ આવી વસ્તુની કિંમત ઠેરવી શકાય છે.

ઇ. સ. ૧૮૬૯ માં ઇંગ્લંડ મધ્યે કેટલાક દાણાવાળાઓએ ભારે સટ્ટો કરવાના વિચારથી અનાજની ભારે મોટા પ્રમાણમાં ખરીદીઓ ખતમ થશે તે પહેલાં ચઢેલા ભાવે ધાન્ય વેચી ઉપરનો નફો બાદ બાકીના પૈસા ભરી દઇશું. હવે શું થયું ? જો કે ઇંગ્લંડમાં ઘઉંનો પાક ઓછો ઉતર્યો તો પણ અમેરિકામા જોઇએ તે કરતા વિશેષ ઘઉંનો પાક ઉતરેલો હોવાથી ત્યાંથી જથ્થાબંધ ઘઉં આવ્યા અને ભાવમાં અસાધારણ ઘટાડો થઇ ગયો. આમ થવાથી કેટલાક વ્યાપારીઓ બિડ્સોના નાણા ભરી શકયા નહિં અને કેટલાકોને ભારે દિવાળાં કાઢના પડયાં.

એકહથ્થુ માલ કરવાની રીત. આજ મુજબ ઇંગ્લંડ અમેરિકા વગેરે સ્થળે એકહથ્થુ માલ ( corner—કૉરનર ) કરી ભાવ ...સ ઘણી વેળાએ કરવામાં ત્યાંજ મુંબઇમાં થોડા વર્ષ ...ો તરફથી રૂ એક હાથ કરવાનું ...યું હતુ જે ઘણાઓને ખબર ...ા આશય ચાંદી એક હાથ શકાય છે. ઉભયમાં પ્રથમ ...ોને જ્યારે ફત્તેહ મળી હતી ...ને ભારે ખોટમાં ઉતરવું તેજ મુજબ માલ એક હાથ



કે ?

( લો ૮૧ ) કરનારાઓને કોઇ વેળા અતિ ફાયદો થાય છે, તેમજ ભારે દિવાળાં કઢવા પડે છે

અતિ મહેલથી ધીરધાર થતી હોય તેથી કિંમતના ઉપર કેવી રીતે કેટલી ભારે અસર થાય તે બતાવવું મુશ્કેલ છે પરંતુ જ્યારે ધીરધાર અતિ છુટથી મેળવવાનું બની આવે છે ત્યારે કિંમતો ઉત્પાદન ખર્ચથી ઘણી વધારે વધી જાય છે અને સટ્ટો કરનાર માણસોની તેમા આશા પૂર્ણ તેમજ તૃપ્ત થતી નથી, અને તેથી પરિણામે ઘણા વ્યાપારીઓ પોતાની હુંડીના નાણા ભરપાઇ કરી શકતા નથી. જ્યારે આવું બને છે ત્યારે વ્યાપારની બદી ખરાબી થવા પામે છે, કારણ કે ધીરધાર કરવા પ્રતિ જે અવિશ્વાસ ચાલુ થયો હોય તેના ઓચિંતો અટકાવ થવા પામે છે, અને ઘણા સમય સુધી ધીરધાર બંધ પડી જાય છે આવું થવાથી ઘણા વ્યાપારીઓને નાહકનું પંગાતીમા ઉતરવું પડે છે, અને ઘણાઓને લાહા લેવી પડે છે

કોઇ પણ મોટા શેહેરમાં જ્યા સટ્ટા વગેરે બહુ ચાલતું હોય ત્યા એકાદ બે મોગ સરૈયાઓ, અગર સટ્ટો કરનારી પરંતુ લોકોના વિશ્વાસને પાત્ર થયેલી એવી બેંક, અથવા એકાદ મોટો શરાફ કે જાણીતો ઝવેરી અને મીલ માલેક કે જેના ઉપરની શ્રદ્ધાને અંગે લોકોએ લાખો રૂપીઆ રોક્યા હોય, તેના ભાગવાથી શી અસર થાય છે, તે શેહેરમા રહેનારાઓ સહેજ સમજી શકશે. તેની અસર એવી ખરાબ થાય છે કે એકાદ એવી વ્યકિતને લીધે બીજા સાગ આસામી ઉપર પણ લોકો વિશ્વાસ મુકતા અચકાય છે, અને તેથી ઘણી વેળાએ છતે નાણે લોકોને દિવાળું કાઢવુ પડે છે.

છતે નાણે શા માટે દિવાળુ કાઢવું પડે ? એકાદ વ્યકિત કે જેની પાસે પચીસ હજારની મુડી ગણાય છે, અને તેણે વીસ હજાર રૂપીઆ વ્યાપારમા રોક્યા છે, અને તે પુંજીએ પોતાની સાખ ઉપર બિલ્સ ઓવ એકસચેન્જ આર્ધ એક લાખ રૂપીઆનો વ્યાપાર કરે છે. તેના હાથમાં જે માલ છે તેને આપણે ધારીએ કે એકાએક લડાઇ જાગી તેને લીધે અથવા એવાં કોઇ પણ કારણથી વિદેશ મોકલવાનું બંધ થવાથી ભાવમાં ઘટાડો થયો, અને વેચવું અશક્ય થઇ પડયું. વળી ઉપલા સબબોને લીધે જો કોએ ધીરધાર કરવી બંધ કીધી અને તેથી તેનાં બિલ્સ ઓવ એકસચેન્જ ન સ્વિકારવામાં આવ્યા, તો પછી પરિણામ એજ આવે કે તેને દિવાળું કાઢવું પડે. એટલે કે વ્યાપારીઓ અને લોકો બિલ્સ અને હુંડીઓ લેવાનુ કબુલ કરતા નથી ત્યારે નાણાંની માંગણી વધે છે, અને તેને લીધે કિંમતો જે પહેલા ઉત્પાદન ખર્ચથી જેટલી ચઢી ગઇ હતી તેટલીજ ઉત્પાદન ખર્ચથી ઉતરી જાય છે વળી જ્યારે સાખથી વેચાતું લેવાની શકિતનો ખોટો ઉપયોગ કરવામા આવે અને તે સાથે કિંમતો સ્વાભાવિક હદથી ઘણી ચઢાવી દેવામા આવે ત્યારેજ વ્યાપાર સુસ્ત થઇ જવા પામે છે અને અંતમા જે ધીરધાર પ્રથમ વગર વિચારે મોકળમ થતી હોય તે અતી વધારે ઓછી થઇ જવા પામે છે

કાગળીઆંમાં રોકેલુ નાણું એ ધીરધારનું એક સ્વરૂપ છે લોકો સરકારે કાઢેલી નોટો, લોનો, મ્યુનિસિપાલીટી, પોર્ટ ટ્રસ્ટ વગેરે ખાતાઓએ કાઢેલી લોનો અને બોંડ આદી કાગળીઆઓમા નાણુ રોકે છે, તે પણ ધીરધારનું એક મુખ્ય અંગ છે. કારણ કે જે ખાતા તરફથી જે કાગળીઆઓ કાઢવામા આવ્યા હોય, તેની સાખ ઉપર લોકોને જ્યારે ભરોસો હોય છે, ત્યારેજ લોકો તેમાં નાણુ રોકે છે મીલોના અને બીજી મંડળીઓના શેરો માટે પણ તેમજ કહી શકાય

બે પ્રકારના કાગળીઆઓનું વર્ગીકરણ. કાગળીઆ કે જેમા નાણુ રોકવામા આવે છે તે બે પ્રકારના આવે છે અને તે (૧) વટાવી નાણાં કરાય અને (૨) જેનું વટાવી

# સાભાર સ્વીકાર.

( રિવ્યુઅરઃ—J. L D. B.)

[ અમને મોકલવામાં આવતી ચોપડીઓ અને તેની સમાલોચના અર્થે આ માસિકમાં આવતી ટીકાઓ સંબંધી એક ખુલાસો કરવો અમને આવશ્યક જણાય છે. હિંદુસ્થાનનાં પહેલી પંક્તિનાં ગણાતાં અંગ્રેજી અથવા સાહિત્ય સેવા તેમજ દેશ સેવા માટે અગ્રગણ્ય મોભો ધરાવતાં વિલાયતનાં પત્રો કે, માસિકો જોતાં વાચકોને તુરતજ જણાશે કે સમાલોચના લવાનો હેતુ પુસ્તક જનસમાજમાં શી રીતિએ ઉપયોગી છે, તે દેખાડવાનોજ હોય છે. મોકલવામાં આવેલાં સર્વ પુસ્તકોની પહોંચ પત્રો છાપે છે, અને પછી જે પુસ્તકો સાહિત્યમાં ઓછાં હોય આપવા કોઈપણ પ્રકારે ધ્યાન ખેંચનારાં હોય તેવાંઓનીજ સમાલોચના લેવામાં આવે છે; પરંતુ તેમ કરતાં પણ પુસ્તકને ખોટી રીતે વખોડી કાઢવુ અથવા તો પુસ્તકની બીનાને અંગે લેખક અથવા બીજી કોઇપણ વસ્તુ ઉપર ઉતરી પડવું એ ઉચ્ચાં દરજ્જાના પત્રો હલકું કાર્ય ગણે છે મજુર પક્ષ અથવા તો અમુક તોફાની ટોળીનાં પત્રો વિલાયતમાં જ્યારે ચોપડી લખનારની અંગત બીના ઉપર ઉતરી પડે છે ત્યારે ઉમરાવોની કલ્બોમાં તેવાં પત્રકારોને એજ જવાબ આપવામાં આવે છે કે "a murder of Journalism and the writer shows his parentage ( આ તો 'જર્નાલીઝમ'નું ખૂન કરે છે અને લેખક પોતાનું ખાનદાન બતાવી આપે છે. ) ખુલાસો એટલોજ કરવાનો કે જ્યાંસુધી અમને મોકલવામાં આવેલી વસ્તુઓ જનસમુહને ઉંધે રસ્તે દોરવનારી નહિં દેખાય ત્યાંસુધી વસ્તુની વિરૂધ્ધ લખવાથી અમે અમારો હાથ ઉઠાવીશું, એટલું જ નહિં પણ જ્યારે વિરૂદ્ધ લખીશું ત્યારે વસ્તુના શા મુદ્દાઓથી અમે વિખુટા પડીએ છીએ તે સ્પષ્ટ રીતે બતાવવાની અમે અમારી ફરજ માનીશું. ]

(J. L. D. B.)

## T'S TASTE

## ટીઝ ટેસ્ટ.

કિંમત ૧-૪-૦ અને ૦-૧૦-૦

'બે દોઢીયાની ભાજી અને આખું ઘર રાજી' તેમ સાધારણ ભાજીના શાખથી માંડીને ઢોકળાં મૂઠીયાં, રાઇતાં, ભજીયાં ગમે તે રસોઇ બનાવો પણ તે બધામાં 'ટીઝ ટેસ્ટ' નામના મસાલાની અમચી નાંખો તો સ્વાદ ઓરજ જાતનો લાગે છે. કેટલાંક શાખોમાં જેમ ગરમ મસાલો નાંખવાથી શાખ વધુ સ્વાદિષ્ટ બને છે, તેમ 'ટીઝ ટેસ્ટ' વસ્તુને પોતાના ગુણોથી—સ્વાદિષ્ટ બનાવી ખોરાકને પાચક બનાવે છે; એટલે અજીર્ણ થતું નથી તે ખાસ ગુણ તેમાં જણાવવામાં આવે છે. બે જાતના દાબડામાં આ વસ્તુ પ્રાપ્ય થાય છે. તેની વધુ વિગત તેને લગતી આ ચોપાનિયામાં પ્રકટ થતી જાહેર ખબર ઉપરથી દ્રષ્યમાન થશે.

## મુંબાઈ સ્વદેશી કો-ઓપરેટીવ સ્ટોર્સનો અગીઆરનો વાર્ષિક અહેવાલ.

બંગાળના ભાગલા થયા તે બાદ બંગાળના બાબુઓએ સ્વદેશી વસ્તુઓ વાપરવાના સોગંદ લીધા અને તે સમયે આખા હિંદમા સ્વદેશી વસ્તુઓ વાપરવાનો પવન (mania) ફૂંકાવા લાગ્યો. જ્યાં ત્યાં સ્વદેશી ચીજો બનાવવાનાં કારખાનાંઓ ઉઘડ્યાં, વ્યાપારીઓ દુકાનો માંડવા લાગ્યા અને અનેક નવીન સંસ્થાઓ સ્થપાવા લાગી. આવી ચળવળનો જ્યારે વખત હતો ત્યારે આજથી બાર વર્ષ ઉપર અત્રેના 'ટાઇમ્સ બીલડીંગ્સ'માં એક ગાળાની દુકાનમાં જે ઉપલો સ્ટોર્સ ઉઘાડવામાં આવ્યો હતો. તેણે કુશળ નેતાઓની કાળજીના અંગે પોતાનું તરૂણસ્વરૂપ દુષ્મનની છાતી ફાડે એવી રીતે સૌંદર્યવાન બનાવી દીધું છે, એટલુંજ નહિં પણ પોતાનો વિસ્તાર ચાર બાળકો (શાખાઓ) ની સંભાળમાં ફેલાવી દીધો છે. ૧૯૧૬ના જુન માસની ૩૦ મી તારીખે ખતમ થતાં અગીઆરમા વર્ષનો અહવાલ ડીસેમ્બર માસમાં બાહાર પાડવામાં આવ્યો છે જે ઉપરથી જણાય છે કે, આ સંસ્થાએ રૂ. ૧,૭૨,૯૭૫ની ભરાયેલી થાપણ ઉપર આગલાં વર્ષની બાકી રકમ સાથે એકંદર રૂ ૭૬,૫૫૭-૪-૮ નો નફો કીધો છે અને તેથી ભાગીદારોને દશ ટકાનું વ્યાજ જે વહેંચવામાં આવ્યું છે તે પૂર્ણ સંતોષકારક લેખાવુંજ જોઇએ આ સંસ્થાનું મંડાણ કરનારાઓમાથી મી ગોરધનદાસ ખટાઉ જેઓ તે વખતે એક ડાયરેક્ટર હતા, અને તેની જોડે વિલાયત જઇ અનુભવ લઇ આવનાર સ્ટોર્સના આદ્ય મેનેજર—કે જેની જહેમતને અંગે આ સ્ટોર્સ આટલી ઊંચી જગ્યાએ પહોંચ્યો છે તે-મી૦ ગોરધનદાસ પ્રભાળી તે જોવાને રહ્યા નથી તે દિલગીરીની વાત છે એટલુંજ નહિં પણ સંસ્થાએ પોતાના એક બીજા ડાયરેક્ટર મી. હાજી આબાજી ખરે, અને શરૂઆતથી તેની જોડે જોડાયલા અને સાધારણ દરજ્જા ઉપરથી ઉંચે ઓધ્ધે ચઢેલા તેના નાયબ મેનેજર મી. કામટ આ બે ગૃહસ્થોને અચાનક ગુમાવ્યા છે. એ પણ ખોટ જેવી તેવી નથી. અમને મળેલા અહવાલ ઉપરથી જણાય છે કે, હાલમાં આ સંસ્થાના છ માર્ગોપદેશકો (Directors) છે. આર્મી અને નેવી કો ઓપરેટીવ સ્ટોર્સની રૂઢીએ આ સંસ્થાએ પોતાના વાર્ષિક સભાસદોની રૂઢી ચાલુ કીધી છે, અને આવી રીતે આપણા શહેરમા નવીન સાહસ ખેડનાર આ સંસ્થા પોતાની બહેનપણીઓમાં જે પ્રથમ દરજ્જો ભોગવે છે તે યથાર્થજ છે, અને તેને આપણે દરેક ફત્તેહ ઇચ્છીશું. કારણ કે તેથી દેશનો હુન્નરઉદ્યોગ, દેશની આબાદાની અને દેશના પૈસાનું દેશમાંજ ફરવું એ એક બીજાને જેમ અવલંબીને રહ્યુ છે, તેમ આંતરિક રીતે દેશની સંપત્તિને વધારનારૂં અને તેથી દેશના તનુજોને લાભ આપનારૂં છે. પ્રોફેસર વી. જી. કાળે (એમ. એ.) કહે છે કે.—as the cause of Swadeshi will prosper, it will help a larger production of indigenous articles." આ સંસ્થાને માટે ઔદ્યોગિક કૉ-શન આગળ જુબાની આપતા મી. ગભે પણ બહુ સારૂં બોલ્યા હતા અને કલકત્તાના સરકારી મ્યુઝિયમ સાથે સરખાવતાં પણ તેને અગ્રસ્થાન આપ્યું હતુ. આ સંસ્થાને આટલે દરજ્જે લાવવામા આવે મી. મનમોહનદાસ રામજીને મુખ્ય ધન્યવાદ ઘટે છે. તેમજ સંસ્થાને આ ગ્રેજી સ્ટોર્સની પદ્ધતિ ઉપર ચલાવવા માટે તેના હાલના મેનેજર મી૦ વીઠુલદાસ વસનજી જેરાજાણીની લાગણી કંઇ જેવી તેવી ન લેખાય.

# COMMERCIAL SUBJECTS.

# વેપારી વિષયો.

## ELEMENTS OF POLITICAL ECONOMY.

## અર્થશાસ્ત્રનાં સિદ્ધાંતો

( માસીક માટે ખાસ લખનાર, મી. જેઠીસન લ. બાગભાયા. )

( ડીસેમ્બરના પાના ૨૬૪ થી ચાલુ )

સજોગ. ગમે એટલા અક્કલવાન આસામીઓ ઘણી વેળાએ પોતાની અક્કલનો ઉપયોગ કરી શકતા નથી, કારણ કે તેઓને જોઇએ એવા સજોગો પ્રાપ્ત થઇ શકતા નથી સજોગનો લાભ લઇ અક્કલવાન મનુષ્યો તેમા પોતાની નામના કરી શકે છે વિદેશના મોટા મોટા રાજ્યો જ્યારે લઢતા હોય તે વેળાએ જ્યારે લઢતા દેશોમાથી આવતી ચીજો બધ થાય, ત્યારે તેવા સજોગનો લાભ લઇ અકકલવાન મનુષ્યો પોતાની અક્કલનો ત્યા ઉપયોગ કરે છે વિદેશનુ દાવાનળ યુદ્ધ ન ચાલ્યુ હોત તો જેપેનિસ પ્રજા માટે હિદમા વ્યાપાર વધારવનો સજોગ પ્રાપ્ત થાતજ નહિ આજે દેવજોગે સજોગ પ્રાપ્ત થયો તેનો લાભ જેપેનિસ પ્રજા કયારે લઇ શકી કે જ્યારે આ દેશના ભિન્ન ભિન્ન બજારોને ખપની વસ્તુ લાવવા જેટલી શક્તિ પોતાની અક્કલે જેપેનિસ પ્રજાએ પ્રાપ્ત કીધી હતી ત્યારે એટલે ખરૂ પુછીયે તો સજોગનો લાભ લઇ અક્કલ દોડાવવી તે એક પ્રકારની આવડત છે. આવડત અને સજોગને પરસ્પર આથી એકત્રતા હોય છે જો જેપેનિસ પ્રજામા વસ્તુ પ્રાપ્ત કરવા જેટલી આવડત ન હોત તો સજોગોની અસર તેમના ઉપર કોઇપણ પ્રકારે થાતજ નહિં. આ સજોગો જે ઉભા થયા તે શુ માત્ર જેપેનિસ પ્રજાને માટેજ હતા ? ના ચીન, હિદ, ઇરાન, આફ્રિકા, અમેરીકે વગેરે સઘળા મૂલ્કો માટે આ સજોગો એક સરખા ઉભા થયા હતા, પરતુ વિદેશથી જે ચીજો અત્રે આવતી હતી, તેને બદલે તેવીજ વસ્તુ મૂકવાની આવડત જેપેનિસ પ્રજામા જેટલી હતી, તેટલી બીજામા નહોતી, માટેજ તેઓ સજોગોનો લાભ લઇ શકયા હતા

કેળવણી. ઉપર કહેલા બધા પ્રકારોનુ મૂળ એ કેળવણીજ છે અક્કલ તેમજ ઉપર કહેલા સઘળા વિભાગોની વચ્ચે કેળવણીનું સૂત્ર ( Pendulum ) લોલકના જેમ જોડાઇને લટકતુ રહેલુ છે જે દેશમા જેવા પ્રકારની કેળવણી આપવામા આવે છે, તેવી મનુષ્યની અક્કલ ખીલે છે, અને તેવા કાર્યો કરી શકે છે, કાતવાના પ્રથમ સચા શોધનાર સર રીચર્ડ આર્ક રાઇટ એક હજામ હતો મનુષ્ય જ્યાસુધી કેળવણી લેતો નથી, ત્યાસુધી તે હેવાન જ છે જે દેશમા જેવી કેળવણી આપવામા આવે છે, તેવો તે દેશનો આર્થિક સમુદાય વધવા તેમજ

ઘટવા પામે છે. જર્મનીમાં સાયન્સને લગતી કેળવણી વધુ પ્રમાણમાં આપવામા આવે છે, તો તે દેશ તે વિષયમાં આજ અગ્રગણ્ય પદ ભોગવે છે. ઇગ્લાંડમાં યાન્ત્રિક વ્યવહારને લગતું જ્ઞાન સારૂં આપવામાં આવે છે, તો તેના પરિણામે મેનચેસ્ટર, લેન્કેશાયર વગેરે સ્થળોએ કારખાનાઓ પુષ્કળ દૃષ્યમાન થાય છે. આ બધાનું કારણ એ કેળવણીજ છે, અને કેળવણીજ અક્કલને ખીલવનારી મુખ્ય અને આવશ્યક વસ્તુ છે.

જે દેશ કેળવણીમાં જેટલો પછાત હોય, તેટલો તે દેશ પોતાની આર્થિક સ્થિતિમાં ગરીબ હોય છે એટલા માટે હિંદ હિતૈ શ્રી સ્વર્ગસ્થ ઑનરેબલ મી ગોપાળ કૃષ્ણ ગોખલે સી. આઇ. ઇ એ હિંદમા ફરજીઆત કેળવણી આપવા માટે સરકાર સામે લડત ચલાવી હતી.

કેળવણીની ઉપયોગીતા અને તેની મહત્વતા એટલી બધી છે કે, ભતૃહરિએ તેના ઉપર નીચે મુજબ શ્લોક કહેલો છે.—

केयुरा न विभूषयन्ति पुरुष हारा न चन्द्रोज्वला.
न स्नान न विलेपन न कुसुम नालंकृता मूर्धजा. ॥
वाण्येका समलङ्करोति पुरुष या सस्कृता धार्यते
क्षीयन्ते खलु भुषणानि सतत वाक्भूषण भूषणम् ॥

અર્થઃ—બાજુબંધ, ચદ્ર જેવા ચળકતા હાર, સ્નાન, ચોળેલું ચંદન, પુષ્પ કે સારી રીતે શોભાવેલા વાળ પુરૂષને શોભાવતા નથી, પણ જે સંસ્કારવાળી વાણીને વિદ્વાનો ધારણ કરે છે, તે વાણીજ કેવળ પુરૂષને શોભાવે છે. બાજુબંધ વગેરે ઘરેણાનો નાશ થાય છે. માટે વાણીરૂપ ઘરેણું તેજ અક્ષય ઘરેણુ છે.

મનુષ્યને વિદ્યાજ રૂપાદિ સર્વસ્વ છે, અને એટલા માટે વિદ્યા વિનાનો મનુષ્ય પશુ છે. વિદ્યાથી અક્કલ ખીલે છે, અક્કલ અનેક વસ્તુને પેદા કરવાનું શિખવે છે અને દુનિયાનો વ્યવહાર જાણતાં સમજતાં અને ચલાવવામાં સાહ્યભૂત થવા પ્રેરે છે.




અપૂર્ણ.

## ધી ઈન્ડીયન મર્ચંન્ટસ ચેમ્બરના સેક્રેટરી તરફથી

# સીમલાના રેલ્વે બોર્ડના સેક્રેટરી જોગ લખાયેલો પત્ર.

મુંબઈ,

તા ૧ લી ડીસેમ્બર ૧૯૧૬.

મહેરબાન સાહેબ,

આપનો તા. ૨૭ મી જુન ૧૯૧૬ નં. (એફ ૧૬) નો પત્ર મળ્યો એમાં પુછાવ્યા મુજબ, રેલ્વેના વહીવટને લગતા કેટલાક સવાલો માટેનો ચેમ્બરની કમિટીનો અભિપ્રાય નીચે પ્રમાણે લખી જણાવવાની રજા લઉં છું.

છેક ઇ સ ૧૮૮૦ ની સાલમા ના સરકારે રેલ્વેની બાબતમા એવુ ધોરણ ભવિષ્ય માટે ...યું હતું કે, રેલ્વે કંપનીઓ સાથેના કરાર ...ા સરકારને પોતાની સત્તા અમલમા

કંપનીના હાથે છે અને જ્યા સરકારી વહીવટ હોય છે ત્યાં માલીકી પણ સરકારની હોય છે

કદાચ એમ પણ હોય કે જે ધોરણ ઉપર આ દેશમાં રેલ્વેનુ બાંધકામ શરૂ કરવામા આવ્યું, તે ધોરણના પરિણામરૂપ આ દેશમાં ચાલતી રૂઢી હોય

આ ચેમ્બરની કમિટીએ સરકારનો વહિવટ યોગ્ય છે કે હાલમાં અહીં ચાલે છે તે પ્રમાણે કંપનીનો વહીવટ યોગ્ય છે એ બાબત ઉપર પુરતો વિચાર કર્યો છે અને આ દેશની સ્થિતિને કયું ધોરણ વધારે અનુકૂળ આવશે

ધસારો એ છે, તેની સાથે કાંઇ સંબંધ ધરાવતો નથી એમ કદાચ કોઇને લાગશે, પરંતુ વીમાને અને જે ઉદ્યોગો વિષે હું ઉપર લખી ગયો છું તેને એટલો ગાઢો સબંધ છે કે, એ બે વિષયોને હું છુટા પાડી શકતો નથી. કારણ કે વીમાવાળાઓનું સૌથી વધારે મ્હોટું અને સધ્ધર ઘરાક, એ મુંબાઇની અને હિંદુસ્તાનની મીલોજ છે. મીલવાળાઓ માટે વીમા કંપનીઓ મ્હોટા ચોપડા ભરીને ખાસ દરનો કોઠો રાખે છે મકાન, મશીનરી વગેરે માટે મીલવાળાઓ જે વીમાનો દર આપે છે, તે સેંકડે બે આનાથી તે છેક સેંકડે ૫૬ આના જેટલો હોય છે! એ બનવા જોગ છે કે આમાના ઘણા મીલવાળાઓ પોતેજ વીમા કંપનીઓના પણ એજંટ હોઇ શકે બલ્કે હોય છે, અને તેથી કરી વીમા કંપનીને તેઓ જે રળાવી શકે છે તેને માટે એમને મ્હે ઉપર જણાવેલી વ્યાપાર માટે જરૂરની બાબતો, એટલે મ્હોટી થાપણ. કેળવાએલો કારીગર વર્ગ વિગેરે કોઇની પણ જરૂર પડે નહીં. વીમાના પ્રીમિઅમ પેટે અપાતી રકમનો એકલા મુંબાઇ માટે શું અડસટો થતો હશે એ જોઇએ તો આપણને માલુમ પડશે કે માત્ર આગના વીમા ઉપરના પ્રીમીઅમની એકલા મુંબઇ માટેની રકમ લગભગ બે કરોડ અને ૭૫ લાખ રૂપીઆ જેટલી થાય છે આપણે જાણીએ છીએ કે, વીમા કંપનીઓ પોતાના ઘરાકોને, એજંટોને અને દલાલોને કમીશન વિગેરે તરીકે આ પ્રીમિઅમની રકમમાંથી અમુક ટકા કાપી આપે છે. છતાં પણ સાધારણ ગણત્રી કરતાં, ઓછામા ઓછા એક કરોડ અને પચીસ લાખ રૂપીઆ તો વીમા કંપનીઓનીજ તીજોરીમા જાય છે એમ સહેજ અંદાજ બાંધી શકાય. મ્હારા આ લેખમાં, જીંદગીનો વીમો અથવા દરીયામાંના નુકસાનોનો વીમો એ વિષે ચર્ચા હું કરવાનો નથી. એક સાધારણ થાપણવાળી મીલને પણ આવા વીમાઓ પાછળ લગભગ ૨૦ થી ૨૫ હજાર રૂપીઆ ખર્ચ કરવા પડે છે. વળી મીલોના માલનું વેચાણ કરનાર એજંટ હોય છે ત્હેને પણ એ માલ માટે વીમાનો દર આપવો પડે છે આ એજંટ પાસેથી માલ ખરીદનાર વ્હેપારીઓને પણ પ્રીમીઅમ આપવું પડે છે, અને જ્યારે એ માલ પરદેશ માટે ચઢાવવો પડે ત્યારે વળી જુદો વીમો ઉતરાવવો પડે છે

૧૯૧૪-૧૫ ની સાલમા મુંબાઇ મ્યુનિસિપાલીટી કુલ ૬૧૯૯૦ ઘરો ઉપર ઘરવેરા વિગેરે મળીને કુલ રૂ. ૫૦,૭૩,૩૪૧-૮-૬ જેટલો કર ઉઘરાવી શકી હતી. આ રકમમાંથી જમીનના ભાડાની રકમ તરીકે ૨૫ ટકા જેટલું બાદ કરીએ તો પણ માત્ર ઉપરના કરની કુલ રકમ, આશરે ૩૭,૫૦,૦૦૦ રૂપીઆ જેટલી થાય. આ સામાન્ય વેરાનો દર ૧૦ ટકાનો ગણીએ-જો કે હાલમા એ દર ૯½ ટકાનો છે-તો ભાડાંની રકમ આશરે ૩,૭૫,૦૦,૦૦૦ રૂપીઆની થવા જાય અને મકાનની કીંમત, ૧૬⅔ વર્ષની ખરીદી ઉપર ગણીએ તો પણ કુલ મકાનોની કીમત આશરે ૬૨,૫૦,૦૦,૦૦૦ રૂપીઆ જેટલી ગણી શકાય આ રકમમાંથી થોડા મકાનો જ્હેનો વીમો ઉતરાવેલો ન હોય તેવાની સામટી કીંમત આસરે ૧૨,૫૦,૦૦,૦૦૦ રૂપીઆ જેટલી બાદ કરતાં પણ લગભગ ૫૦ કરોડ રૂપીઆ જેટલી કીંમતના મકાનો વીમાવાળાં ગણી શકાય. હવે વીમાના દર તો ઉપર જણાવેલા છે. એમાથી સરાસરી દર કાઢીને ૧/૨ ટકા જેટલો દર ગણીએ તો વીમા માટે અપાતા પ્રીમીઅમની રકમ લગભગ ૨૫,૦૦,૦૦૦ રૂપીઆ જેટલી છે.

મકાનોના વીમા માટેનો મ્હોટો આંકડો જોયા પછી, હવે આપણે રૂના વીમાની બાબત જોઇએ. વાંચનારને સારી રીતે ખબર છે કે, મુંબાઇમાં કેટલા અતિશય મ્હોટા જથ્થામાં રૂ આવે છે અને વળી થોડા અરસા ઉપર રૂની મ્હોટી આગ થયા પછી વીમા કંપનીઓએ

# COMMERCIAL SUBJECTS.

# વેપારી વિષયો.

## ELEMENTS OF POLITICAL ECONOMY.

## અર્થશાસ્ત્રનાં સિદ્ધાંતો.

( માસીક માટે ખાસ લખનાર; મી. જેકીસન લ. બારભાયા. )

( જાનેવારીના પાના ૨૯૭ થી ચાલુ. )

### પ્રકરણ ૧૦ મું.

#### આપણું પ્રાચીન અર્થશાસ્ત્ર.

આપણે અર્થશાસ્ત્રના મૂળ તત્વોમાં જોઇ ગયા છઇએ કે દેશની આબાદી શી રીતે થાય છે, અને તે કાળને અંગે કેવી રીતે ચાલે છે. મનુષ્યોની શકિત કેવી રીતની હોય છે, અને વિદ્યા કેટલે અંશે ફેલાયલી છે, આ બધા વિષે નિર્ણય કરવાનું કાર્ય રાજ્યનું છે અને રાજ્યે તેનો નિર્ણય કીધા બાદ મનુષ્યને તેના અપરાધાનુસાર દંડ અથવા શિક્ષા કરવી એવું મનુ મહારાજનું ફરમાન છે.

तस्याहुः संप्रणेतारं राजानं सत्यवादिनम् ।
समीक्ष्य कारिणं प्राज्ञ धर्मकामार्थकोविदम्॥२६॥

રાજદંડનો ઉપયોગ કરનારો રાજા સત્યવાદી, કાર્યાકાર્યનો વિચાર કરીને કાર્ય કરનારો, બુદ્ધિમાન અને ધર્મ, અર્થ તથા કામ એ ત્રણ પુરૂષાર્થમાં કુશળ હોવો જોઇએ આમ ધર્મશાસ્ત્રવેતાઓ કહે છે.

લોકોને દંડ કરીને જે પૈસો આવે તે લોકહિતકારી કાર્યોમાં ખરચવો એ જેમ રાજાની ફરજ છે, તેમ તે અર્થશાસ્ત્રના નિયમોનો મૂળ પાયો છે.

પ્રાચીન કાળમાં ન્યાયનો કારોબાર શી રીતે ચાલતો હતો તેનો આ ઉપરથી ખ્યાલ આવવો અશકય છે. ડૉ૦ પ્રમથનાથ બેનરજી એમ. એ; ડી. એસસી. નામના બંગાળી ગૃહસ્થ જેઓ અર્થશાસ્ત્રમાં ઉત્સાહ ભર્યો ભાગ લેય છે, અને જેઓ હિંદુસ્થાનનાં ઘણાં ખરાં અંગ્રેજી માસિકોમાં અર્થશાસ્ત્ર ઉપર લખાણ કરે છે, એટલુંજ નહિં પણ હિંદુસ્થાનના આધુનિક પ્રશ્નો ઉપર એક અર્થશાસ્ત્રની ઉડતી નજર ફેંકનારૂં પરંતુ મનન કરવા જોગ પુસ્તક જેણે લખ્યું છે, તેનો નવેમ્બર ૧૯૧૬ ના "મૉડર્ન રીવ્યુ" ના અંકમાં "પ્રાચિન કાળમા હિન્દનો ન્યાય કારોબાર" એ શિર્ષક નિચે એક લેખ છે, જેમાંથી જાણવા જોગ વિગત નિચે મૂજબ મળી આવે છે:—

પ્રાચિન વેદોક્ત કાળમાં લોકો ભેગા મળી અથવા કુટુમ્બોના અનેક માણસોની મંડળીઓ દ્વારા ન્યાય ચૂકવવામાં આવતો હતો

અને તે સાથે ન્યાય કરવાની રૂઢી પણ સહેલી હતી પરંતુ ત્યાર પછી જેમ જૂદાં જૂદાં રાજ્યો સ્થપાતા ગયાં અને રાજાઓની સત્તા નીચે રાજ્યો અસ્તિત્વમાં આવતાં ગયાં તેમ તેમ ન્યાય ચલાવવાનો કારોબાર પોતાનું ધોરણ મૂકરર કરતો ગયો.

બૃહસ્પતિ અનુસાર ન્યાય ચલાવનાર સંસ્થાઓ ચાર પ્રકારની હતી. ૧. સ્થાયી, ૨. સ્થાયી નહિ હોય તેવી. ૩. રાજાએ જેને ન્યાય ચલાવવાનો સત્તા આપી હોય અને જે ૪. રાજાની દેખરેખ નિચે વહિવટ કરે તે.

૧. પ્રથમ જણાવેલી સ્થાયી અદાલત ગામડા અને શહેરોમા સ્થાપવામાં આવતી હતી [ દાખલા તરીકે હાલની જીલ્લા મેજીસ્ટ્રેટ, સ્મોલકોઝીઝ કોર્ટસ વગેરે ].

૨. સ્થાયી નહિં હોય તે બધે ઠેકાણે ખાસ કામને ખાતર ફરતી રહેતી અને અમુક પ્રકારનુ અમુક વખ્તેજ કાર્ય કરતી અદાલતો હતી. [ ગામડાઓમા જેઓને 'કલેકટરો'ની કૉર્ટસનો હમણાં અનુભવ મળતો હશે તે જાણી શકશે કે હજુ પણ પણ આવી-કૉર્ટસો હૈયાત છે ]

૩ રાજાએ જેને ન્યાય ચલાવવાની સત્તા આપી હોય તે. જે ઘણું ખરૂ વડા ન્યાયાધીશની દેખરેખ નિચે ચાલતી હતી [ હાલની શહેરોની "હાઈ કૉર્ટસ" ]

૪. રાજાની દેખરેખ નીચે ચાલતી અદાલતોમા રાજા પોતે આવીને બેસતો અને ન્યાય ઉપર દેખરેખ રાખતો [ આધુનિક કાળની "પ્રીવી કૉનસીલને થતી અપીલો" ]

નારદ કહે છે કેઃ—ચાર પ્રકારની અદાલતો હોય છે (૧) કૌટુંબી જનોના માણસોની બનેલી ( कुल ), (૨) મંડળીઓથી મળેલી-Corporation—( શ્રેણી ), (૩) રાજાએ જેને સ્થાપી હોય તે અને (૪) રાજા પોતે જે ન્યાય તોલે તે.

ન્યાય ચલાવનારી અદાલતો ઉપર રાજાએ સ્થાપેલી અદાલતની સત્તા ચાલતી હતી. આવી અદાલત રાજ્યના પાયતખ્ત શેહેરોમાંજ બેસતી. કોઈ વેળા ત્યાં રાજા આવીને બેસતો અને દેખરેખ રાખતો, અને નહિ તો કે વિદ્વાન બ્રાહ્મણો અને પંડિતોજ ત્યાં બેસી ન્યાય ચલાવતા. જુદા જુદા અનુભવવાળા જુદા જુદા પંડિતોને ન્યાય કરવાની સત્તા આપવામા આવતી હતી. રાજાએ સ્થાપેલી અદાલતનો અધ્યક્ષ મૂખ્ય ન્યાયધીશ મનાતો. જુદા જુદા ન્યાયાધીશોની સત્તા બ્રહસ્પતિ નિચે મૂજબ વર્ણવે છે.—

૧. ન્યાયાધીશો ગુન્હાની વિગતવાર તપાસ કરે છે અને મુકદમો ચલાવવાનું કાર્ય કરે છે.

૨. મૂખ્ય ન્યાયાધીશ કજીઆઓ પતાવે છે અને

૩. રાજા સજા કરે છે અને અમલમાં મૂકાવે છે.

ન્યાયાધીશો ઘણા અને ઘણા પ્રકારના હોય છે. વા મનુના કહેવાનુસાર ત્રણ ન્યાયાધીશ અને એક મૂખ્ય ન્યાયાધીશ મળી એક એવી અદાલત થઈ શકે. ચાણાકય કહે છે કે ન્યાય કારોબાર ચલાવનાર સંસ્થા છ વ્યકિતઓ જે માહેલી ત્રણ રાજ્યના અમલદારો અને ત્રણ બીજા વિદ્વાનોની બનેલી હોવી જોઈએ. પણ શુક્રનીતિ અનુસાર ત્રણ, પાચ અથવા સાત વ્યકિતઓથી પણ ન્યાય ચલાવી શકાય.

હાલમાં ફોજદારી ગુન્હાઓ જેમ જુરી નીમી તેઓની સમક્ષ ચલાવવામાં આવે છે, તેમ અગાઉના વખતમાં હતું પણ તે (पच) જુદાજ પ્રકારનું ગોઠવાતું. ન્યાય ખાતાનું

જ્ઞાન ધરાવનાર ત્રણ અને બે ન્યાયાધીશો, અથવા પાંચ વ્યક્તિ અને એક ન્યાયાધીશ દ્વારા તપાસ ચાલતી; પરંતુ સજા કરવાની હકુમત વડા ન્યાયાધીશને હસ્તક્જે રહેતી હતી. છતાં એક વસ્તુને અદ્રષ્ય કરવાની જરૂર નથી. એમ જણાય છે કે આ સિવાય બીજા બાહારના લોકોને ચુંટી કહાડી તેઓ સમક્ષ પણ તપાસ ચલાવવામાં આવતી હતી. આ વિષે નારદ કહે છે કેઃ—"ન્યાય ચલાવવાની સત્તા મળી હોય કે ન મળી હોય, પરંતુ જેને કાયદાનું જ્ઞાન છે તે પોતાનો અભિપ્રાય આપી શકે." શુક્રનીતિથી આને ટેકો મળે છે. "પ્રસિદ્ધ વ્યાપારિઓ પણ સત્તા ચલાવવામાં ભાગ લઈ શકે."

રાજાએ આપેલી સત્તાવાળી અદાલતો કે જેના ન્યાયાધીશો મૂખ્યત્વે કરીને બ્રાહ્મણો નીમાતા, અને કોઇક સમયે અન્ય જનો પણ પોતામાં અમૂક વિષયને અંગે ચુંટાતા તે અદાલતમાં બે પ્રકારના વિભાગો પાડવામા આવતા. એક (original) 'પ્રથમ શ્રેણી' વાળી અને બીજી (appellate) પૂનઃ શ્રેણી વાળી પુન. શ્રેણી વાળી અદાલતમાં અન્ય નાની અદાલતોની ફરીથી તપાસ ચલાવવામાં આવતી હતી.

ચાણાક્ય કહે છે કેઃ—ધર્મસ્થિય એટલે સાધારણ પ્રકારનું કાર્ય કરતી અદાલતો (દાખલા તરીકે સ્મૉલ કૉઝીઝ કોર્ટ) સિવાય કણ્ટક શોધન કાંટા રૂપી મનુષ્યોને શોધનારી એટલે ફોજદારી કાર્ય કરનારાઓની તપાસ કરનારી (પોલીસ કોર્ટ) અદાલત હોવી જોઇએ. આ રીતે પ્રાચીન કાળમાં ન્યાયનાં સૂત્રો ઘડાયાં હતાં અને તે ઉપરાંત દરેક ગામને માટે એક ખાસ ન્યાય ખાતું સ્થાપવામા આવતું હતું. જેમાં ગામના મૂખીઓ અને વૃધ્ધો ભેગા મળી ન્યાય તોળતા. (હાલની ઑનરરી મેજીસ્ટ્રેટની કોર્ટ તો નહિં કે?) રસ્તામાં થયેલો ટંટો, સાધારણ ગુન્હો અને એવા નાના કજીઆઓની તપાસ આવી અદાલતો દ્વારા થતી હતી. લવાદોની નેમણુંકને અંગે અદાલતોનું કાર્ય તે સમયમાં ઘણું ઓછું થઇ જતું હતું. ફોજદારી ગુન્હા સિવાય બીજી બધી જાતના વાંધાઓ લવાદોદ્વારા પતી જતા હતા. નારદ કહે છે કેઃ—

"વ્યાપારીઓ, કારીગરો અને એવા વર્ગને લગતા સર્વ પ્રકારના વાંધાઓ જે વિષેના વાધો હોય તે વિષયના પ્રવિણ એવા લવાદો દ્વારા તપાસાય તો જેમ ગેરઇન્સાફ થવાનો ઓછો સંભવ રહે તેમ વિગત જાહેરમાં આવતી અટકે" વળી નારદ કહે છે કેઃ— "એક તપાસ કે જે ગામમા લોકોની બનેલી અદાલતે સાંભળી, તે શેહેરની અદાલતમાં પુનઃ તપાસ (અપીલ) માટે જાય."

ન્યાયની અદાલતોમાં જે તપાસ ચાલતી હતી તેમાં મૂખ્યત્વે આ ચાર શાસનો દ્વારા ચલાવવામા આવતી હતીઃ—૧ ધર્મ. ૨ વ્યવ્હાર ૩ ચારિત્ર અને રાજશાસન. આ વિષે વ્યાખ્યા આપતા ચાણાક્ય કહે છે કે ધર્મની સિદ્ધિ એટલે મનુષ્ય ખરૂં બોલે છે કે કેમ? એટલે સત્યનું શોધન. વ્યવ્હારનું સંશોધન સાક્ષિઓ લઇ તેની ગવાહી પુરાય તે ઉપરથી કરાતું હતું. ચારિત્ર લોકોના અભિપ્રાયો દ્વારા નિર્માણ થતું અને રાજશાસન તો ઘડાયલા કાયદાઓથીજ ચલાવાતું હતું.

ન્યાયનું કાર્ય તે સમયે ચાર તબક્કામાંથી પસાર થતું હતું. (પૂર્વપક્ષ) (ફરીયાદ નોધાવવી) (૨) ઉતરાપક્ષ (પ્રતિવાદિનું બચાવનાસું) (૩) શ્રવણક્રિયા (ફરીયાદની તપાસ) અને (૪) નિર્ણય (ચૂકાદો).

લખીને આપેલો સાર અથવા અમલદાર પાસે કહી સંભળાવેલી વિગતો ઉપરથી ફરિયાદિ મંડાતી અને અર્થી (વાદિ) નું કહેવું અદાલતના ચોપડાઓમાં લખવામાં આવતું

હતું. તેમજ પ્રત્યાર્થી (પ્રતિવાદિ) નું કહેવું પણ ચોપડે નોંધાતું. આ સમયે ન્યાયની અદાલતોના અમલદારોનું પ્રથમ કાર્ય એ હતું કે વાદિની સ્થિતિ કેવી છે અને પૈસાના જોરે અન્યને દબાવવા તો નથી માંગતો? તેમજ પ્રતિવાદિની તપાસ ચલાવવામાં આવતી કે બચાવ ખરો કરે છે કે કેમ? તેમજ તેની સ્થિતિ કેવી છે? આ રીતની તપાસ કીધા પછીજ કજીયો આગળ ચલાવવા દેવાતો હતો અને તેથી "જીત્યા તો ઠીક છે અને નહિં તો લાહ લઈશું" આવો સમય કોઇ પણ પક્ષ માટે ઉદ્દભવતો જ નહિં.

સદ્ધર કુલ હાથમાં આવ્યું હોય તો કજીઆને લંબાવી, તે દરમ્યાન અનેક કારણો શોધી કાગળો લખવા, ઈન્સ્પેકશનની (તપાસ કરવાની) માંગણી કરવી વગેરે સાધનો ઉપજાવી પોતાનો ખર્ચ વધારવો, એટલા માટે હાલમાં જેમ સોલીસીટરો precipie (કજીઆના સંબંધે કોર્ટને લખાતો કાગળ) લખી કજીઆઓને મૂલતવી રાખે અને તે રીતે કજીઓ લંબાવે છે, તેમ આગલા વખતમાં થતું ન હોતું. સાધારણ કજીઆઓ તાબડતોબ ચુકવાતા હતા. કાયદાની બારીકીવાળાજ મુકર્દમા બેઉ તરફનું સાંભળવા માટે અને સામસામા ઉભા કરવામાં આવતા વિચારોને પૂર્ણ તપાસવા માટેજ લંબાવવામાં આવતા હતા.

સાક્ષીઓ. અમૂક જણને ઉભો કીધો અને કહ્યું કે 'આમ શાક્ષિ પૂરજે' એવું કહી તેને સાક્ષી પૂરવાનું કહેણ (subponea) મોકલ્યું અને સાક્ષી આપવાને હાલમાં તૈયાર થાય તેવું તે વખતમાં નહોતું. મિલકતદારો, ગૃહસ્થો, અને પ્રતિષ્ઠિત માણસોજ ગવાહ પુરી શકતા હતા. કજીઆમાં કોઇ પણ જાતનો ઉત્સાહ ધરાવનાર, તેમજ વાદિ કે પ્રતિવાદિના મિત્રો, તેમજ દુશ્મનો, ખોટાં કાર્યો કરવા માટે જાણીતી થયેલી વ્યક્તિઓ, અશકતો અને એવા માણસો સાક્ષિ માટે નાલાયક જ ગણાતાં. તેમજ નિચલા વર્ગનાં લોકોને ખાસ પરવાનગી સિવાય સાક્ષિ અર્થે બોલાવી શકાતાંજ નહિઃ—રાજા સાધુ, ગુલામ; ખરાબ કાર્યમાં જાણીતો થયેલો માણસ, ઢેડ, ચમાર, અતિવૃદ્ધ, નાનું બાળક, કંટાળી ગયેલો માણસ, દારૂ પિનાર, જેને પુરતું ખાવાનું ન મળતું તેવો ગાંડો, લાલચને વશ થનાર, ચીડાઇ જનારો અને ચોર. આ લોકોને શા માટે બાતલ કરવામાં આવ્યા હતા તેનું કારણ નારદના નિચલા શબ્દો ઉપરથી આપણને જણાશેઃ—

બાળક—અજાણે (અથવા શિખવવાથી સમજી, જોયેલી ચીજનું સ્વરૂપ અથવા મનુષ્યનો ચહેરો બરોબર પારખી ન શકે અને સાંભળવા ઉપરથી દોરાઈ જઇ) ખોટું બોલે. સ્ત્રી પોતાની લાલચોને વશ થઇ જુઠું બોલે. ઠગારો પોતાનાં કૃત્યથીજ ખોટું બોલવા માટે લલચાય. સગો, મિત્ર અથવા કજીયામાં ઉત્સાહ લેનાર વિષય પ્રત્યેના પોતાના પક્ષપાત અને પ્રેમને આધીન થઈ ખોટું બોલતાં લલચાય અને દુષ્મન તો પોતાનું વેર વાળવા માટેજ ચાહીને ખોટું બોલે.

અન્યોની શાક્ષિ ન લેવા માટે એટલું ઠરાવવામાં આવ્યું હતું કે અશકત, અથવા તો જેને પૂરતું ખાવાનું ન મળતું હોય તે અને નાતવાનો જે બોલે તે ઉપર ભરોસો મૂકી શકાય નહિ. કારણ કે તેઓની સ્મરણશકિત બરોબર રીતે કાર્ય કરે છે કે કેમ એજ સવાલ ઉદ્‌ભવે. છતાં વિદ્યાર્થી, અથવા નજરે જોનાર એક બાળક, સ્ત્રી, સગો, નોકર તેઓની સાક્ષિ અમુક પ્રકારની સંપત્તિ મેળવ્યા પછીજ બોલાવી શકાતી હતી. સાક્ષિઓની તપાસ તો ચલાવવામાં આવતી હતી, પણ સાક્ષિ આપતી વખતે ખરૂં બોલવાના સોગંદ અપાવા હતા અને નહિં તો પ્રતિજ્ઞાપૂર્વક દુષિત શબ્દો કાઢવાને (Perjury) માટે ગુન્હે

ગાર ઠરશે એમ પણ સમજાવવામાં આવતું હતું. પ્રતિજ્ઞાપૂર્વક જુઠું બોલનારને કેવી સ્થિતિમાં શી રીતે દોરાઇ જઇને જુઠું બોલવામાં આવેલું છે, તેનો ક્યાસ કરીને શિક્ષા કરવામાં આવતી હતી. મનુ કહે છે કે "તેવાઓ માટે ભારીમાં ભારી શિક્ષા તે શરીરનો એકાદ ભાગ કાપી નાંખવો એજ હોઇ શકે." લખેલા કાગળોની શાક્ષિ પૂરવાર થતી. આવા લેખ્ય માટે વિષ્ણુ ત્રણ પ્રકારના કાગળો કથે છેઃ—( ૧ ) રાજ્યના અમલદારોની શાખવાળા; (૨) પ્રતિષ્ઠિત ગૃહસ્થોની શાખવાળા અને ( ૩ ) અન્ય રીતે જેની હયાતી પુરવાર કરી શકાય એવા.

વ્યક્તિઓની અથવા તો કાગળોની શાક્ષિનું તોલ ચાર રીતિએ થતું હતું:–૧પ્રત્યક્ષ ( પ્રથમ નજરે જે દેખાય તે ઉપરથી ), ૨ યુક્તિ ( વિચાર, તોલન અને આજુબાજુના સંજોગો જોતાં જણાય તે ઉપરથી ) ૩ અનુમાન ( તર્ક, વિતર્ક અને શંકા લાવી અનુમાન કરાય તે ઉપરથી; ) અને ૪ ઉપમાન (સરખું મળતાપણું દ્રષ્ટિગોચર થતું હોય તો ).

જ્યારે કજીયાઓ સાંભળવામાં આવતા હતા, ત્યારે લડનારાઓ જેઓ કાયદો જાણતા ન હોય તેઓને તેની બાબતમાં મદદ કરવા અર્થે તેઓના મિત્રો અથવા સગાઓ જેઓ કાયદાનું જ્ઞાન ધરાવતા હોય તેઓને લાવવા દેવામાં આવતા હતા. જો તેમ ન બને તો કાયદો જાણનાર ધંધાર્થીઓ (વકીલો) પ્રતિનિધિ વાદવિવાદ ચલાવતા હતા. માત્ર ફોજદારી ભારી ગુન્હાઓ સિવાય અન્ય ગુન્હાઓ અને કજીયાઓમાંજ પ્રતિનિધિઓ આવી શકતા હતા. ફોજદારી ગુન્હાઓમાં પ્રતિનિધિઓને જેમ આવવા દેવામાં આવતા નહિં તેમ શાક્ષિઓને પણ તપાસ પૂરી થતાં સુધી છુટા ફરવા દેવામાં આવતાજ નહિં.

કજીયો સાંભળ્યા પછી અંતે ન્યાય ચુકવવામાં આવતો હતો અને જે ન્યાય આપવા આવતો હતો તેની લખેલી નકલ જીતનાર પક્ષને આપવામાં આવતી હતી. પ્રથમશ્રેણી (Original Civil Jurisdiction)ના કજીયાઓમાં હારનારાઓને દંડ કરવામાં આવતો હતો. તેઓની મીલકતો જપ્ત કરવામાં આવતી હતી અને વસુલાતમાંથી જીતાયલા પક્ષનો બદલો વાળવામાં આવતો હતો. પણ ફોજદારી ગુન્હાઓમાં તો (૧) દંડ; (૨) કેદખાનું; (૩) માર; (૪) શરીર ઉપર ડહામ દેવા કે બીજી ક્રિયાઓ, (૫) દેશપાર; (૬) ખોદ કામનું કાર્ય કરવાની મજુરી અને (૫) મૃત્યુની સજા કરવામાં આવતી હતી. મોતની સજા ક્વચિતજ કરવામાં આવતી હતી. સાધારણ ગુન્હા માટે સારા લોકોની જામીન (surety) પ્રતિભૂ લેવામાં આવતી.

હારી જનાર પક્ષને એમ જણાતું કે ન્યાયમાં ગલતી થઇ છે તો કરવામાં આવેલો દંડ ફરી ભરી તપાસને માટે અરજી મૂકી શકાતી હતી અને પુનઃ શ્રેણી (appeal) નું કાર્ય ચલાવવામાં આવતું હતું.

પ્રાચીન કાળમાં ન્યાયના કારોબારમાં જે ખાસ જાણવા જેવું હતું તે એજ કે ન્યાયાધિશોને માથે ઘણી જોખમદારી રહેતી. તેઓને અમૂક રીતે વર્તવું પડતું. પોતાની ક્રિયાઓમાં નિયમીત રહેવું પડતું. કાયદાની તરવારની ધાર ઉપરજ તેઓને ચાલવું પડતું. સવારના નવ દશ વાગ્યે ઉઠી ખાટલેથી પાટલે બેસનાર હમણાના માણુસો જેમ નહિં પણ સૂર્યોદય પહેલાં ઉઠવું પડતું. રાત્રિએ ગૃહબાહેર નિકળાતું નહિં.

શેહેરમાં રહેનાર ગમે તે ( દેશી કે પરદેશી ) તે ભાગની અદાલતનું ગમે ત્યારે રક્ષણ મેળવી શકતો. દાસ (નોકર) પોતાના શેઠની નોકરી છોડવા માટે અરજી કરી શકતો અને

અદાલત તેનો કજીઓ સાંભળી ચૂકાદો આપતી. છતાં વધુ નોંધવા લાયક વિષય એ છે કે સર્વને માટે કાયદો એક સરખો નહોતો.

અદાલતમાં જઇને કોઇ પણ રક્ષણ મેળવી શકતું, પણ ઉંચ વર્ણ માટે જે કાયદાઓનાં સૂત્રો ઘડાએલાં હતાં, તે કરતાં નીચી પંક્તિના લોકો માટે જૂદાંજ સૂત્રો ઘડાએલાં હતાં. દાખલા તરીકે ગાળ દેવાનો ગુન્હો હોય તો જ્યારે બ્રાહ્મણને ચેતવણી આપી છોડી મૂકવામાં આવે, ત્યારે ચમાર જાતના મનુષ્યને તેવા ગુન્હા માટે દંડની શિક્ષા થાય. છતાં પ્રાચિન કાળમાં જેમ ગુન્હાઓ જુજ તેમ ન્યાયનો દરજ્જો પણ ઘણો આલા હતો. તેનાં મૂખ્યત્વે નિચલાં ત્રણ કારણો જણાય છે —

૧. પંડિત ન્યાયાધિશો લાલચોને વશ ન થતાં, ધર્માનુસાર ચાલી, નીતિ અને વિવેકથી ચાલતા. ન્યાયાધિશો ન્યાય તોલવાનું કાર્ય કરવા ઉપરાંત સાહિત્યની ચર્ચામાં ઉતરવું, અથવા પુસ્તકની પરિક્ષા કરી તે ઉપર અભિપ્રાય આપવો, અથવા અમૂક મેળાવડાનું પ્રમૂખસ્થાન લેવું કે અમૂક પક્ષના ધર્મ શાસનોનો ઉપદેશ આપવો; એવા અન્ય કાર્યો કરવાથી દુર રહી તટસ્થપણું સંપૂર્ણ સાચવી રાખતા હતા.

૨. પોલીસ* ઘણી ચાલાક અને લાલચ વગરની પ્રમાણિક હોવી જોઇએ, કે જેથી ગુન્હાઓને પકડી જડમૂળથી તેનો નાશ કરી, તેવા ગુન્હાઓ પુનઃ ન ઉદ્દભવે એવી વ્યવસ્થા કરનારી ઘટે.

૩. તેમજ લોકો પણ પ્રમાણિક, સાચ્ચાં, રાજ્યને મદદ આપનારા અને વાંધાખોરિયા ન હોવા જોઇએ.

---

* 'પોલીસ'નો સંસ્કૃત શબ્દ ડૉ. બેનરજીએ આપ્યો નથી માટે તેની શોધ કરવાનું લેખકે પણ ડહાપણ ચલાવ્યું નથી. તેમજ ઉપરના લખાણમાં આધુનિક કાળના ઉદાહરણો જે આપવામાં આવ્યા છે તે ડૉ. બેનરજીના નથી.

---

## INDIAN INDUSTRIES.
## હિંદના હુન્નર ઉદ્યોગ.

ભારતવર્ષની હુન્નરઉદ્યોગની કેળવણીનો સારો ચિતાર આપે એવાં ઋગ્વેદમાં અનેક પ્રમાણો છે, તેવીજ રીતે શ્રીયુત્ વાત્સાયન ઋષિકૃત ચતુઃષષ્ટિકળાનિર્ણય ગ્રંથમાં પચાસ પ્રકારના ઉદ્યમ અને વ્યવહારના વર્ણનો લખેલાં છે. તેથી એમ કહી શકાય છે કે હિંદમાં પ્રાચીન સમયમાં ઘણી કળાઓ શ્રેષ્ઠતાને પરમપદે પહોંચેલી હતી. આજ-ઔદ્યોગિક -વિષયમાં ઇતિહાસ પણ ખાત્રી આપે છે કે "આ દેશમાં વિદ્યાહુન્નર જમાનાઓથી સારી રીતે ખીલેલાં હતાં. ભિન્ન ભિન્ન પ્રકારનો રેશમી અને કસબી વણાટ તેમજ ઉન તથા સુતરાઉ વણાટ સુંદર થતો હતો. સોના રૂપાના તેમજ હીરાને રત્નજડીત દાગીનાના ઘણા સારા સારા નમુનાઓ થતા હતા. હાથીદાંત, સુખડ, સાગ, સીસમ, ઉપર નકસીદાર કામ ઘણું થતું હતું. તાંબા પિતળનાં વાસણ સુંદર થતાં હતાં શિલ્પ વિદ્યામાં પણ

---

આર્યપ્રજા ઘણીજ આગળ વધેલી હતી એ તેમના સમયમાં કરેલાં કામો—ગુફા દેવાલયો ને મકાનો ઉપરથી સાબીત થાય છે." ......

"૩૦૦૦ વર્ષ ઉપર થઈ ગએલા મોટા ઇતિહાસકારો અને પ્રવાસીઓનાં પ્રમાણોના આધારે ઇતિહાસ આપણને એક પાસ અરબસ્તાન, ઇરાન, એશિયા માઇનર, સીરીયા, મીસર અને દૂરનાં રોમ અને ગ્રીસ સાથેના, અને બીજી પાસ જાવા, બોર્નીયો, ચીન અને જાપાન સાથેના હિંદના વ્યાપાર વિશે માહિતિ આપે છે......ઔદ્યોગિક વિષયમા જે ભારતવર્ષની શ્રેષ્ઠ સ્થિતિ ઐતિહાસિક સત્ય પ્રમાણોથી પુરવાર થઈ શકે છે, તે ભારતવર્ષના ઔદ્યોગિક વિષયની દિવસ યોગે કફોડી સ્થિતિ થઇ એ સમય વાસ્તવિક રીતે દયાજનક છે એમ કહી શકાય; અને તેથી હુન્નર ઉદ્યોગમાં આગળ વધેલા દેશોની લાઇનમાં ઉભા રહી શકવાને માટે, તેમજ જમાનાની જરૂરીયાત પ્રમાણે આ દેશના હુન્નર ઉદ્યોગ ખીલવવાને માટે વ્યવહારૂ પગલાં લેવાં અને સંગીન કેળવણી દ્વારા જ્ઞાન આપી દેશ બાંધવોને તૈયાર કરવા એટલુંજ પૂરતું નથી, પણ આપણો વ્યાપારી વર્ગ અજ્ઞાન છે તેને કેળવણી આપવાની સાથે* નાણા વિષયક સ્વતંત્રતા આપવાની પણ આવશ્યકતા છે. વ્યાપાર એ દેશોન્નતિનું મોટામા મોટું સાધન છે. મી. દતે એક સ્થળે કહેલું છે કે "હુન્નરઉદ્યોગની પરાધિનતા એ આર્થિક દુર્દશાનું પ્રબળ કારણ છે." અને તેથી સ્પષ્ટપણે કહી શકાય છે કે હુન્નરઉદ્યોગની સ્વતંત્રતા એ કોઇ પણ પ્રજાની ઉન્નતિનું પ્રબળ અને મહાન કારણ છે. હિંદના મંદ પડેલા હુન્નર ઉદ્યોગની દયાજનક સ્થિતિ સુધારવાને મહાન પરિશ્રમોની સાથે સત્તાવર આર્થિક સહાયની પણ અત્યંત જરૂર મનાય છે. હવે પ્રજાએ વાસ્તવિક રીતે સમજવા માંડ્યું છે કે જો દરેક માણસ કૉલેજની ઉચ્ચ કેળવણી લેવાનો પ્રયત્ન કરે તો આવા માણસો કે જે ઉચ્ચ કેળવણી પામ્યા છે, તેની સંખ્યા દિનપ્રતિદિન વૃદ્ધિગત થતી જાય, તેથી કરીને પરિણામે ભવિષ્યમા ધંધાને ઉપયોગી થઇ પડે એવી કેળવણીના અભાવે ઘણા માણસો

* "જો હિંદની ગરીબી વ્યાજબી રીતે ઓછી કરવી હોય, જો અગણિત લોકોના જથ્થાના સુખનુ પ્રમાણ સંતોષકારક મહાનનું હોય, જો કેળવણી અને આરોગ્યનો વેગ ઘણો વધારવો હોય તો, પ્રથમ અને મૂળતત્વ નાણા વિષયક સ્વતંત્રતાની એમ સારી ઘડેલી અને વ્યવહારૂ યોજના છે અમારા લોકોએ લાંબા કાળથી નક્કી માન્યુ છે કે જ્યાં સુધી તેઓને તેમના પોતાના આર્થિક નસીબ ઘડવાની પૂર્ણ છૂટ મળશે નહિ ત્યાં સુધી જેવા રૂપમા આબાદ ઇંગ્લાંડ, આબાદ ફ્રાન્સ, આબાદ યુનાઇટેડ-સ્ટેટ્સ જણાય છે તેવા રૂપમા આબાદ હિંદુસ્તાન જોવાની આશા ફોકટ છે જે બ્રિટીશ પ્રજામા સારી સમજ અને વ્યવહાર કુશળતા આટલી ભરપુર છે તે બ્રિટીશ પ્રજાએ, હુ જે આ સુધારાને સર્વ બીજા સુધારાનો પાયો માનું છું તેની અગત્ય માટે જાગ્રત થવાનુ છે ભવિષ્યમા હાલનો વહીવટ સુધારવાને માટે વિસ્તૃત લોકપ્રિય હકો સાથની વધારે સારી ધારાસભાઓ તમને ભલે મળો પણ જ્યા સુધી વાણિજ્ય અને ઉદ્યોગ હુન્નરના વિષયમા સ્થિર અને મજબુત પ્રગતિ કરવામા કૃત્રિમ બંધનોથી હિંદને જકડી લીધેલુ છે ત્યા સુધી પ્રજાઓની હરોળમાં હિન્દે અગળ પડતુ સ્થાન કદિપણ લેવાની આશાજ નથી હિન્દુસ્તાનને હવે વધારે વખત એમ બાંધી ન રાખવુ જોઈએ "

ઑન શ્રી દીનશાહ એદલજી વાચ્છા

"...નાણા વહીવટની સઘળી બાબતોમા હિંદ સંપૂર્ણ સ્વહસ્તક વહીવટની સત્તા મેળવે નહિ ત્યાં સુધી તેની ઔદ્યોગિક વૃદ્ધિ થવાની આશા ... એ નિરર્થક છે". ..

ઑન સર ઈબ્રાહીમ રહીમતુલ્લા

ધંધા વિનાના રખડે એવો પ્રસંગ આવી જાય તો એમાં શંકા કરવા જેવું નથી. આપણે જોઇશું તો આ દેશમાં હુન્નર ઉદ્યોગની કેળવણી અપાતી નથી તેના અભાવે આપણી આ લાઇનમાં અન્ય દેશોના સાંપ્રત મુકાબલે ઘણીજ ગરીબ અને કઢંગી સ્થિતિ થઇ ગએલી જણાય છે, એમ પ્રસિદ્ધ અર્થશાસ્ત્રીઓ અને વ્યાપારી વિષયના સંપૂર્ણ અનુભવીઓ જણાવે છે. આપણા દૈનિક જીવનની દરેક જરૂરીઆતો આપણને બહાર તૈયાર કરાવવાની અને બહારથી લાવવાની જરૂર પડે છે. આ કારણને લઇને પણ પ્રત્યેક હિંદીને હુન્નર ઉદ્યોગનું શિક્ષણ આપવું એ અત્યંત અગત્યનું છે; અને એવું શિક્ષણ મળે તો હિંદવાસીઓ અસાધારણ પ્રગતિ કરી શકે તેમ છે, એ સ્પષ્ટ અને સત્ય વાત છે.

હિંદનો જૂનામાં જૂનો વહાણ બાંધવાનો હુન્નર માત્ર હતો એમ ગણાવી શકાય તેવી સ્થિતિમાં પણ રહ્યો નથી, અને તે પણ આવી સ્થિતિમાં આવી જવાને એકસો વર્ષ કરતાં પણ ઓછો સમય થયો છે. હિંદમાં તૈયાર થતાં વહાણો ખંભાતનો અખાત કે અરબી સમુદ્રમાં જ સફર કરતાં હતાં એમજ નહોતું પરંતુ જગતના અન્ય વિશાળ મહાસાગરોમાં પણ સફર કરી આવતાં હતાં. વરાળ યંત્રનો જમાનો થઇ જતાં આ દેશના એ ઉદ્યોગને સખ્ત ફટકો લાગ્યો અને તે પણ એવો કે એ હુન્નર સદાની શાંતિ માટે લુપ્તપ્રાય થયો. આજે એ પ્રસંગનું સકારણ સ્મરણ થઇ આવે છે કે કદાચ રાજ્યાશ્રય યા અન્ય આશ્રયથી એ હુન્નરને ટકાવી રાખ્યો હોત તો એ હુન્નર પાછળ ખરચાયલાં નાણાં તદ્દન નકામા જાત નહિ એમ અમારો નમ્ર પણ સત્ય અભિપ્રાય છે વહાણો બાંધવાનો હુન્નર નાશ થયો ત્યાર પછી આ-દેશમાં-આગબોટો બનાવવી શરૂ થઇ હોત તોપણ વધુ સારૂં હતું, પરંતુ તેમ પણ થઇ શક્યું નથી. ફ્રેટ કૉન્ટ્રેક્ટ માટે દેશી કાપડની મંડળીના સભાસદોને સખ્ત અનુભવ થયા પછી પણ એ શ્રીમંત વ્યાપારીઓ હજી પણ કડવો અનુભવ વધુ વધુ કરે જાય છે એજ નવાઇની વાત છે! પોતાનો માલ લાવવા માટે અન્ય દેશોની-જાપાન વિ૦ દેશોની—આગબોટો પર એ શ્રીમંત વ્યાપારીઓને આધાર રાખવો પડે છે. એવા પ્રસંગમાં કેટલી હાડમારીઓ ભોગવવી પડે છે તેનો ઘણો સારો અને જન્મભર યાદ રહી શકે તેવો અનુભવ થયો છે અને હજુ થતો જાય છે છતાં પણ એમજ ચલાવી લેવાય છે. હવે કદાચ રાજ્યાશ્રય મારફત એ મંડળ આગબોટ બનાવવાનો ઉદ્યોગ આ દેશમાં સ્થાપે તો અત્યારે પારકા ઉપર આધાર રાખવો પડે છે તેને સ્થાનેં હિંદના વ્યાપારીઓને પોતાના ઘરનીજ સગવડ થશે અને અત્યારના જેવો કડવો અનુભવ કરવાનો પ્રસંગ ફરી વેળા ભવિષ્યમા જોવો પડશે નહિ.

કાચો માલ આપણા દેશમાં દરેકે દરે પ્રકારનો જથાબંધ અને પુરતા પ્રમાણમાં પાકે છે, ને તે માલના ઉપર વધારે ખરચ ચડાવવા નિમિત્તે કે પરોપકાર વૃત્તિથી (?) પરદેશીઓને ખટાવવા માટે ઉપયોગી ચીજો તૈયાર કરવાને પરદેશ મોકલવામાં આવે છે; ને પછી વધુ ભાવે તે તૈયાર થએલી ચીજો મંગાવવી પડે છે જો આવીજ ચીજો બનાવવાનું અત્રે શિક્ષણ આપવામાં આવે તો માત્ર થોડી

# ઍનલાર્જમેન્ટ.

છબી જોતાંજ હેતનાં આસું ખરી પડયાં, તે શું? વહાલાંઓની યાદગીરી રાખવા મુબઇમાં જૂનામાં જૂનું મથક ધી એનલાર્જ ફોટ કુ. નીજ છે. ગમે તેવી ઝાંખી થઇ ગયેલી નાની છબી ઉપરથી મોટી છબી



બનાવી ગ્રહાકોને અજાયબ બનાવીએ છીએ. વાસ્તે (જોઇએ છે) એક ટ્રાઈલ ઑાર્ડર. જો કામ સંતોષકારક ન થાય તો લીધેલા પૈસા પાછા, એજ હમારી ગેરન્ટી. તેમજ કલરના ભાવ પણ ઘણા મૉડરેટ છે.

પ્રાઇસ્ટ લીસ્ટ મુફ્ત મગાવો. મળો, ધી ઍનલાર્જ ફોટ કુાં,
એમપાયર બીલ્ડીંગ હોર્નબી રોડ, ફોર્ટ—મુંબઈ.

---



## GARLICK & CO.,

*Engineers, Iron Founders & Tiles Manufacturers*

JACOB CIRCLE, BOMBAY Tel. 1001

આએ લાદીઓ હમેશના વપરાસથી લીસી તેમજ ચમકદાર થાય છે અમારી લાદીઓને જોવી હોય તો મુબઇની પબ્લીક બીલ્ડીંગોમા બેસાડેલી છે જેઓને ૨૫ વરસ થવા આવ્યા છે પણ તદ્દન સલામત હાલતમા છે. વગર મગાવેલી સખ્યાબધ સરટીફીકેટો અમોને મળી છે રગ, તરેહ અને ટકાઉપણામાં પરદેશી લાદીઓ કરતા શ્રેષ્ઠ છે આ લાદીઓ એક ખાસ મશીનમા બનાવવામા આવી છે હરેક લાદીને ૩૦ ટન પ્રેશરને ટેસ્ટ કીધેલો છે. પરદેશી લાદીઓની કીંમત કરતા અરધી કીંમતથી પણ ઓછી રાખેલી છે કેટૅલોગ મગાવવાથી મોકલીશુ

---



## THE SAJAN TILE MART.

**Marble, Cement, Flooring, Furniture and Dado Tiles**

Shahabad and Tandur Stone Paving.

**Direct Importers from Home and Quarry**

**Latest Catalogues available**

*Proprietors* —Sajan & Co., Elphinstone Circle
**near the Alliance Bank of Simla Ltd. Fort, BOMBAY**

કીંમતેજ તે ચીજો આપણે અત્રે મેળવી શકીએ પરંતુ ગમે તેવા પ્રબળ સંચોગોને લઇને કૃત્રિમ પદાર્થોની વૃદ્ધિ થયા છતાં પણ આપણે પરદેશી માલ ઉપર આપણું જીવન વ્યતિત કરીએ છીએ એ વાસ્તવિક ડહાપણ ભરી રીતે સમજ્યા પછી પણ ચલાવી લેવાય છે। એટલે નિઃશંકપણે પરદેશીઓ તેનો લાભ લઇ જાય છે. આવા લાભ લેનારાઓમાં હમણાં હમણાં અમેરિકા, જાપાન, અને જાવાએ સારી પ્રગતિ કરી યથેચ્છ લાભ સંપાદન કરી લીધો છે. આનાં દૃષ્ટાન્તો દૂર શોધવાં જવાં પડે તેમ નથી. અદ્યાપિપર્યંત યુરોપ અને અમેરિકાના માલથી બજાર ભરચક હતાં તેમાં એશિઆના એક દેશે—જાપાને—અને એક ટાપુ—જાવાએ—ખાસ નોંધ લેવા લાયક ઉમેરો કીધો છે. આ સંબંધમાં અર્થશાસ્ત્રના ખાસ અભ્યાસી મી. મનોહરલાલ લખે છે કે "લડાઇ શરૂ થયા પછી અઢાર માસમાં જાપાન બેસી રહ્યુ નથી. પરિસ્થિતિનો લાભ લેવાને રાહ જોઇ નથી. રાજ્યે લોકોને સહાય કરવામાં વિચાર કર્યો નથી. અને આજે તેના પરિણામમાં હિન્દનાં બજારોમાં જાપાની માલ ઢગના ઢગ ઉભા થવા માંડયા છે." ભૂતકાળમાં આ દેશમાં કાપડ, ગોળ અને સાકર જેવી ઘણી ચીજો એટલા પ્રમાણમાં ઉત્પન્ન થતી હતી કે અન્ય દેશોને કાપડ, ગોળ, સાકર ઉપરાત ઘણી ચીજો આ હિંદ દેશમાંથી પુરતા પ્રમાણમાં મળી શકતી હતી. ધીમે ધીમે પરદેશી વ્યાપારીઓએ આ વ્યાપાર પોતાને હસ્તગત કરી આ દેશનો આ વ્યાપાર નષ્ટપ્રાય કરી દીધો અને ચાલુ ઉપયોગને માટે તો જોઇએ જેથી પરિણામે પરદેશી કાપડ—સૂતરાઉ, રેશમી ને ગરમ તેમજ સાકર—ખાંડની હિંદમાં એટલી ખપત થવા લાગી કે આ દેશમાં બનતી સાકરનાં તેમજ કાપડનાં સેંકડો કારખાનાં બંધ થયાં. સ્વદેશી આંદોલનના પરિણામે આ વ્યાપારમાં કંઇક પ્રવૃત્તિ જણાઇ હતી. પરંતુ થોડા દિવસો પછી એ પ્રવૃત્તિ શિથિલ થઇ ગઇ. જાવા જેવા નાનકડા ટાપુમાંથી કરોડો રૂપીઆની ખાંડ હિંદમાં આવે છે. જાવાથી અત્રે સુધીનો નોર મજુરી વગેરેનો ખરચ માલપર ચડયા છત પણ જાવાની ખાંડ અત્રે સોંઘી કીંમતે પડે છે. એટલે ભવિષ્યમાં એનું પરિણામ એવું આવી જાય કે જે સાકરનાં કારખાનાં આ દેશમાં માત્ર નામનાં અવશેષ રહેલા છે તે પણ બંધ થાય ખરા. કાપડની જેમ ખાંડમાં પણ આ દેશના વતનીઓ જાવા, જાપાન અને મોરીસ ઉપર આધાર રાખી રહેલા જણાય છે. કુદરતની કૃપા હોય ત્યા સુધી ગમે તે કારણને લઇને આ પરદેશી વ્યાપારમા શિથિલતા ન આવે એ વાત બાજુપર રહેવા દઇએ, તેમજ વ્યાપાર વિષયમાં નામદાર સરકાર પણ વચ્ચે ન પડી શકતી હોય તો એ વાતને પણ બાજુપર રહેવા દઇએ. તોપણ આ દેશની પ્રજાએ તો સ્વહિતને ખાતર પરદેશી માલના વ્યાપારને અન્ય દેશોની પ્રજાની પેઠે ઓછું ઉત્તેજન આપવા કાં ન પ્રેરાવું? આવો પ્રશ્ન દેશહિતચિંતકો તરફથી વારંવાર પૂછાય છે. સ્વયં ભારતવાસીઓ ઇચ્છાપૂર્વક આર્થિક મદદો વડે પ્રયત્નો કરે તો જાપાનીમ અને જાપાની ખાડને બદલે ખુદ હિંદમા તૈયાર થએલી ખાડ સસ્તા દરે આ દેશના વતનીઓ પુરી પાડી શકે. તેમજ આ દેશના ધનાઢયો તથા સાકરનાં કારખાનાના મોટા મોટા વ્યાપારીઓ કેટલાક માણસોને ખાંડનું કામકાજ શિખવા જાપાન તેમજ જાવા પોતાને ખર્ચે મોકલે તો આ-

માણસો ત્યાં આ વ્યાપારનું-હુન્નરનું-સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી શકે. કેવી રીતે ખાંડ તૈયાર થાય છે, એટલું જાણ્યા પછી પણ જનારા માણસોએ એટલું વિશેષ જાણી લેવું જોઇએ કે કયાં કયાં કારણોને લઇને નોર, મજુરી વિ૦ ખરચ માલ ઉપર ચડયા છતાં પણ વિદેશમાં તૈયાર થતી ખાંડ હિંદમાં સસ્તી કીંમતે પડે છે.[1]

બીજી બાજુ જાપાને, રેશમી અને સુતરાઉ કાપડ, દિવાસળી અને કાચની ચીજો વિ. વિ. થી આ દેશનો બજાર ભરી દીધેલો છે, અને હજારો રૂપીઆની કમાણી લીધી છે; અને હજી પણ કરે જાય છે. આપણે સૌ જોઇએ છીએ તેમ જાપાનનો વ્યાપાર અલૌકિક રીતે વધતોજ જાય છે. કોઈ કહી શકશે એ શાને લીધે? આના સંબંધમાં ઑન. બાબુ અંબીકાચરણ મજમુદાર હકિકત રજુ કરે છે કે "...જાપાન એક રાષ્ટ્રીય રાજ્યતંત્ર ધરાવે છે; અને હિંદ તેવું રાજ્યતંત્ર ધરાવતું નથી. જાપાનમાં લોક અને રાજ્ય વચ્ચે લાભની કોઈ અથડાઅથડી નથી........" હિંદમાં અન્ય સમસ્ત દેશોનું જેટલું રેશમી ...થાય છે, તેનાથી બમણું ત્રમણું ...જાપાનથીજ આ દેશમાં ધાતુઓની પણ તેટલીજ આયાત થાય છે. આ બધામાં આપણે એક બાબત ઉપર વિશેષ લક્ષ આપવાનું છે અને તે એક જાપાન આ દેશમાંથી-હિંદમાંથી-રૂ (Cotton) ખરીદ કરી લઇ જાય છે તેજ રૂનાં કપડાં બનાવીને આ દેશમાં જાપાન મોકલે છે, અને તેમાંથીજ મનમાનતો પેટ ભરીને નફો મેળવી જાય છે. રૂ ઉપર હિંદથી જાપાન સુધીનો નોર, મજુરી વિગેરે અને તેનાંજ બનેલાં કપડાં ઉપર જાપાનથી હિંદ સુધીનો નોર, જગાત, મજુરી વિગેરે આ પ્રમાણે બે વખતનો નોર, જગાત, મજુરી વિગેરે ખર્ચ ચડયા છતાં પણ જાપાન સસ્તે ભાવે કાપડ પુરૂં પાડી શકે છે, એજ નવાઈની વાત છે. આ હકિકત આ દેશના અર્થશાસ્ત્રના અભ્યાસીઓને તેમજ પ્રસિદ્ધ અને ગણાતા મહાન વ્યાપારીઓને ચોંકાવનારી ને ચાનક આપનારી છે. અલબત જેટલી ચાનક આપનારી છે તેટલીજ શરમાવનારી પણ છે અને તેથી માત્ર આજ કારણને લઇને આ દેશના મીલ માલિકોએ આ દિશામાં ઘટિત રીતે જાગ્રત થવાની અને પોતાના ધંધાને ખિલવવા નિમિત્તે અન્ય દેશોના કેળવાયલા પ્રસિદ્ધ વ્યાપારીઓની સલાહ લેવાની જરૂર સમજાય તો તેમ કરવાની જરૂર મનાય છે. નહિ તો હિંદમાં મીલનાં જે જે ...ગળાં અવશેષ રહેલાં છે તે ભુંગળાંઓનું ... ભયાવહ કલ્પી શકાય છે. એટલે ...ત્ર સૂચના સ્થાનભ્રષ્ટ નથી એમ ...ન્યતા છે.

... અન્ય દેશોને મુકાબલે અ... ઉદ્યોગની વર્તમાન પરિસ્થિતિ ...થી ?

નિરિક્ષણ કરતાં કરતાં "ગુજરાતી" પત્રકાર મહાશયે યથાર્થ કહેલું છે કે "...જાપાન ઉદ્યોગ હુન્નર અને વાણિજ્યમાં આગળ વધે છે, જર્મની વધે છે, યુનાઈટેડ સ્ટેટસ વધે છે, ખુદ ઈંગ્લાંડ વધે છે; પરંતુ હિંદુસ્તાનની હાલત શી?......., સંપૂર્ણ રાજ્યાશ્રય વિના આ દેશના હુન્નર ઉદ્યોગને પુનઃ પૂનર્જીવન મળી શકેશે કે કેમ? એ ગંભીર અને વિચારણીય પ્રશ્ન છે. આનો એકજ રસ્તો હોઈ શકે અને તે એ કે રાજ્યાશ્રયથીજ આ દેશના હુન્નર ઉદ્યોગને એવી શાસ્ત્રીય પદ્ધતિપર ગોઠવવામાં આવે કે યથાયોગ્ય રીતે જગતનો વ્યાપાર ભલે હિંદના હાથમાં ન આવે પરંતુ સમસ્ત હિંદનો વ્યાપાર તો હિંદના હાથમાં આવવો જોઈએ; અને એમ થશે તોજ ભવિષ્યમાં યુદ્ધ જેવા વિકટ પ્રસંગમાં હુન્નર ઉદ્યોગમાં પરાધિન બનેલું હિંદ નહિ રહે. એટલે કોઈના પણ આધાર વિના પોતાના પગ ઉપર ઉભું રહી શકશે. એમ થવાથે- કહેવાય છે તેમ હુન્નર ઉદ્યોગના વિષયમાં તેમજ† નાણાં વિષયક સ્વતંત્રતા મળે તો આ દેશના હુન્નર ઉદ્યોગની પરાધિનતા ત્વરાથી દૂર થઈ શકે એમ માની શકાય છે.

છેવટે ૧૨ મી ઔદ્યોગિક પરિષદ્‌ના પ્રમુખ રાય સીતાનાથરાયના શબ્દોમાં અમે કહીશું કે "...જે દેશ ઔદ્યોગિક ખીલવણીમાં આગળ વધશે, તો દુકાળો અને ગરીબાઈનો ત્રાસ, ભુખમરો અને સંકટો આ હિન્દની ભૂમિમાંથી ચાલ્યા જશે; અને હિંદ ફરી દુનિયાપારનો શ્રીમંત, આગેવાન અને મહાન દેશ ગણાશે..." પ્રભુ! એવો શુભ સમય સત્વર સમીપ આપો. અસ્તુ.

હરગોવિન્દ કાનજી ભટ્ટ.

† મુંબાઈ ખાતે ભરાયલી ૩૦ મી હિંદી રાષ્ટ્રીય પરિષદે આ મતલબનોજ ઠરાવ પસાર કર્યો છે કે— "આ કોન્ગ્રેસનો મત છે કે, આ દેશના લોકના ઉત્તમ લાભો ખાતર ખાસ કરીને આયાત નિકાસ અને જગાતને લગતા સંબંધમાં હિંદી સરકારને નાણાં વહીવટ સંપૂર્ણ છૂટ આપવી જોઈએ, એ જરૂરી છે"

---

## NATIVE STATES, PATENTS & COMMERCIAL TRADE MARKS.

## 'પેટંટો' વ્યાપારી માર્કાઓ અને દેશી રાજ્યો.

ગયા માસના અંકમાં trade-marks એટલે 'વ્યાપારી માર્કાઓ' વિષે વિવેચન કરવામાં આવ્યું છે, જે ઉપરથી સાબીત થાય છે કે 'વ્યાપારી માર્કાઓ' ને જેટલું ઇંગ્લન્ડમાં રક્ષણ મળે છે, એટલું હિંદુસ્થાનમાં મળતું નથી. પણ વ્યાપારી માર્કાઓ અથવા 'પેટંટ' જે અંગ્રેજી હકુમત નિચે રક્ષણ મેળવે છે, તેનો સ્વિકાર સ્વતંત્ર ગણાતાં દેશી રાજ્યોમાં થઈ શકતો નથી એ વાત આશ્ચર્યચકિતજ છે. હાલમાં જે ઔદ્યોગિક કમિશન બેઠું છે તેની પાસે જે જુબાની પડી છે તે ઉપરથી આ બીનાને ટેકો મળે છે. કોઈ એક પણ વ્યાપારી પોતાની શોધેલી નવીન વસ્તુનો સ્વહક ('પેટંટ') મેળવે તો પણ દેશી રાજ્યોમાં તે હક પૂરવાર થાય કે કેમ તે કહી શકાતું નથી. તેમજ (trade-marks) વ્યાપારી માર્કાઓ જે 'રેજીસ્ટર' કરાવ્યા હોય તે પણ દેશી રાજ્યોમાં ચાલી શકે કે કેમ તે પણ શંકાસ્પદ છે. આવી વસ્તુસ્થિતિ હોવાને લીધે મેં વડોદરાની ચેમ્બર ઑવ કૉમર્સના

# WAR AND TRADE.

## GOVERNMENT NOTIFICATIONS.

## ચાલુ લડાઇને પ્રસંગે વ્હેપાર સંબંધી બહાર પડેલાં વધુ સરકારી જાહેરનામાં.

ચીનમાંની જે વ્હેપારી પેઢીઓ સાથે આયાતી તથા નિકાશી વ્હેપાર કરી શકાય તે પેઢીઓનાં નામોમાં નીચેનાં નામોનો વધારો કરવામાં આવ્યો છે.

| પેઢીનું નામ. | શહેર. |
|---|---|
| એસ્સોમલ. ડબલ્યુ. એન્ડ કંપની. | |
| સેન્ટ્રલ ચાઇના એક્સપોર્ટ એન્ડ ઇમ્પોર્ટ કંપની. | |
| જે. સી. ચીનાઇ એન્ડ કંપની. | |
| ચીંગ કી એન્ડ કંપની. | |
| ચીયોયા. | |
| ચૉપ-ટૉંગ ચૉંગ (વી હૉક શીઆંગ એન્ડ કંપની.) | |
| ચૉપ, ટૉક હૉક, ( પી. હેઇન્ગ એન્ડ કંપની ) | |
| ગૅસ્ટન વીલીઅમ્સ એન્ડ વીગમૉર. | શૅંગહાઇ. |
| હેઇ હો. કૉન્ઝરવન્સી કમીશન. | ટીઇન્ટસીન. |
| હેનીંગ બર્ટીન. | |
| ઇન્ટરનૅશનલ રૅક્રીએશન કલબ. | પેકીન. |
| ટી. એલ. કીન્ગ્સલે એન્ડ કંપની. | |
| લન્ડન લેડીઝ ટેલર્સ. | |
| એચ. જે. મૉઇસી. | |
| ટીઇન, ઝન્ગ એન્ડ કંપની. | |
| ટૉર્ણેકો પ્રોડક્ટસ કૉરપોરેશન. | |

—×—

જી. આઇ. પી. રેલ્વે તરફથી જાહેર કરવામાં આવ્યું છે કે કોલસાની તંગીને લીધે, મુંબાઇ માટે, કોલસા, મેન્ગેનીઝની કાચી ધાતુ અને સરકારના લશ્કરી ખાતા માટે જોઇતા સ્ટોર શિવાયનો દરેક માલ ચઢાવવાનું હાલમાં થોડા વખત માટે બંધ કરવામાં આવશે.

---

જાપાનમાં અબ્રખ આયાત કરવા માટે સીબેર હીગનેર અને કંપની (યોકોહામા) ને નામદાર હીંદી સરકાર તરફથી મંજુરી મળી છે.

---

સીયામની જે વ્હેપારી પેઢીઓ સાથે આયાતી નિકાશી વ્હેપાર કરી શકાય તે પેઢીઓનાં નામોમાં નીચેનાં નામોનો વધારો કરવામાં આવ્યો છે:—

| પેઢીનું નામ. | શહેર. |
|---|---|
| ધી ઇન્ડો-બર્મા સીગાર ડેપો | બાન્કોક |
| કો. સાંન ન્યુન | „ |
| મુંગ પે. | „ |
| લેન્કેટ ઑઇલ કંપની. | સેન્ગોરા |

પ્રમુખ રાજ્યરત્ન રાવબહાદુર હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા અને મહિસૂરના યુવરાજનું તે પ્રતિ લક્ષ ખેંચ્યું છે અને મને જણાવતાં ખુશાલી ઉપજે છે કે ઉભય ગૃહસ્થોએ આ બીના પ્રતિ લક્ષ આપ્યું છે અને તેઓએ તે બીના પોતપોતાના ભાગમાં ચર્ચવાનું માથે લીધું છે. પરંતુ આ બે રાજ્યની ચળવળે તમામ દેશી રાજ્યોમાં તેનું રક્ષણ મેળવી શકાય નહિં. ખરી રીતે તો એવું થવું જોઇએ કે અંગ્રેજી હકુમત નીચે જેઓએ 'પેટંટ' મેળવ્યું હોય અથવા તો પોતાના જે વ્યાપારી માર્કાઓ રેજીસ્ટર કરાવ્યા હોય તેના નંબર સાથેનું તે ધણીનું સોગંદનામું (affidavit) નોંધનારી ઓફીસો દેશી રાજ્યોમાં સ્થપાવી જોઇએ, જેથી વ્યાપારીઓ તેની નોંધ જે જે સ્થળે પોતાનો વહેવાર હોય ત્યાં કરાવી શકે. અથવા તો દેશી રાજ્યો અને નામદાર અંગ્રેજ સરકારની કલકત્તા ખાતેની પેટંટ અને રેજીસ્ટ્રેશન ઑફીસ વચ્ચેની અરસપરસની ગોઠવણ (automatic) થવી જોઇએ કે જે દ્વારા કલકત્તાની ઑફીસમાં અથવા મોટા શહેરોમાં રેજીસ્ટ્રાર પાસે નોંધાતાં સોગંદનામાંની નોંધ દેશી રાજ્યોમાં કરવામાં આવે.

આપણા દેશમાં વધતા જતા વ્યાપારને અંગે આ વસ્તુ વ્યાપારી દ્રષ્ટિએ અગત્યની હોવાથી હું માનું છું કે આપણા વ્યાપારી વર્ગના કોઇ એક પણ ધારાસભાના સભ્ય આ બીના ઉપાડી લેશે અને રસ્તો સરળ બનાવશે.

---

ગઇ તા. ૨૨ મી ડીસેમ્બર પછીથી નીચેની ચીજો યુનાઇટેડ કીંગડમમાં આયાત કરવાની ના. સરકાર તરફથી મનાઇ કરવામાં આવી છે.

(૧) " છુટક વ્હેપાર માટે વાપરવામાં આવતાં "કૅશ મશીનો."-

(૨) " લશ્કરી રાઇફ્લો અને કારબાઇનો

(૩) " ન્હાની રાઇફ્લો અને કૅડેટ રાઈફ્લો અને કારબાઈનો.

(૪) " રીવોલ્વરો અને પીસ્તોલો. "

જે જાહેરનામાંમાં ઉપર મુજબ જણાવવામાં આવ્યું છે તેમાં એમ પણ જણાવવામાં આવ્યું છે કે યુનાઇટડ કીન્ગડમમાં આયાત કરવા માટે સુતરાઉ હોઝીયરીની જે અગાઉ મનાઇ કરવામાં આવી હતી તેની આયાત ફરીથી ચાલુ કરવામાં આવી છે.

ખાના સંબંધના [illegible] કાયમજ રાખવામાં આવશે.

---

યુનાઇટેડ કીંગડમમાં આયાત થવા દેવા માટેની ચીજોના લીસ્ટમા હાલમાં ના. સરકાર તરફથી થોડો સુધારો વધારો કરવામાં આવ્યો છે. આ સુધારેલા લીસ્ટમાં અગાઉ આયાત માટે મનાઇ કરવામાં આવેલી ચીજોમાંથી થોડી ચીજો કાઢી નાખવામાં આવી છે અને બીજી કેટલીએક ચીજો મનાઇના લીસ્ટમાં ઉમેરવામાં આવી છે. આ આખું સુધારેલું નવું લીસ્ટ ચેમ્બરમાંથી મળી શકશે.

---

સોના તથા ચાંદીની બાબતમાં નામદાર સરકાર તરફથી એક જાહેરનામું બહાર પડયું છે, કે જેમાં નીચે પ્રમાણે જણાવવામાં આવ્યું છેઃ—

---

"ગઇ તા. ૫મી ડીસેમ્બર ૧૯૧૬ પછીથી સોનાની બનાવેલી ચીજો અથવા સોનાની પાટો, (સોનાના સિક્કાઓ અને જેની બનાવટમાં સોનું આવતું હોય તેવી દરેક ચીજોનો આમાં સમાવેશ થાય છે), ચાંદીની દરેક જાતની બનાવટ (માત્ર ચાંદીની ઘડીઆળો અને ચાંદીની બનાવટનાં ઘડીઆળ માટેના કેસો સીવાય), અને દરેક જાતનું ઝવેરાત વિલાયતમાં આયાત કરવાની બંધી કરવામા આવે છે. બૅંક ઑફ ઇગ્લાંડ ઉપર મોકલવામાં આવતું અથવા એ બૅન્કને વેચવામાં આવેલુ સોનું આ મનાઇમાથી બાતલ કરવામાં આવે છે, આ કાયદો દરેક જાતના પોસ્ટલ પૅકેજને પણ લાગુ પડશે; પરંતુ મોતી અને છુટાં નંગો (હીરા સિવાયના) લાઇસેન્સ મેળવવાથી યુનાઇટેડ કીંગડમમાં મોકલી શકાશે."

---

માત્ર યુનાઇટેડ કીંગ્ડમને મોકલવા માટેનો માલ જે વહાણોમા ભર્યો હોય તે સિવાયનાં સઘળા વહાણો અને આગબોટોના સંબંધમાં નામદાર સરકાર તરફથી નીચે પ્રમાણે એક જાહેરનામું બહાર પાડવામા આવ્યું છે —

(૧) "આગબોટના માલીકો, આગબોટ ચલાવનારાઓ અને વ્હેપારી વર્ગના માણસોએ એ વાત ખાસ ધ્યાનમા રાખવાની છે કે વહાણોમા જે માલ ચઢાવવાનો હોય તેનાં બીલ ઑફ લેડીંગ ઉપર 'ટુ ઑરડેર' ('To order') એમ જે અત્યાર સુધી લખવામાં આવતું હતું તેને બદલે જે માણસ અથવા કંપની તરફ એ માલ મોકલાવવાનો હોય તે માણસ અથવા કંપનીનું નામ અથવા તો કોઇ પ્રસિદ્ધ બૅન્ક કે શરાફી પેઢીનું નામ બીલ ઑફ લેડીંગ ઉપર લખવું. દાખલા તરીકે મેસર્સ 'એકસ' ને મોકલવાનો હોય તો બીલ ઑફ લેડીગ ઉપર મેસર્સ 'એકસ'નું નામ આવવુ જોઇએ. આ કાયદો જે માલ માટે લાઇસેન્સની જરૂર ન હોય તેવા માલને લાગુ પડે છે હૉલાંડ માટે ચઢાવવામા આવેલો માલ "નેધરલેન્ડસ ઓવર સી ટ્રસ્ટ" ના નામે ચઢાવવો"

(૨) લડાઇના વખત દર્મિયાન લાઇસેન્સવાળા અથવા તે સિવાયના સઘળા માલ માટેના પુરા લીસ્ટો અને બીલ ઑફ લેડીંગ (અથવા એ બીલોની ખરી નકલો) દરેક બ્રિટિશ વહાણ ઉપર આખી મુસાફરી દર્મિયાન રાખવી એ ઘણું જરૂરનું છે. કારણ આ પ્રમાણે ન કરવામાં આવે તો ના બ્રિટિશ સરકારની મનવારો અને બીજા વહાણો અથવા મિત્રરાજ્યોના વહાણો તરફથી એને રોકવામા આવે એ બનવા જોગ છે. ખાસ કરીને દુશ્મન રાજ્યોનાં મુલકોની પાસેનાજ મુલકોમાં જો વહાણ જતું હોય તો તો ઉપર પ્રમાણેની સંભાળ લેવાની ખાસ જરૂર છે

---

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

પસંદગીની જકાતની રાજ્યનીતિ (Preferential tariff system) ની બાબતમાં ચેમ્બરે નામદાર હીંદી સરકાર ઉપર નીચે પ્રમાણે એક રેપ્રેઝેન્ટેશન મોકલાવ્યું છે.—

"ઇંગ્લાંડનાં બધાં કૉલોનીઝ (સંસ્થાનો) માંથી માત્ર કેનેડા અને ન્યુઝીલાંડમાજ હીંદુસ્તાનને પસંદગીની જકાતની રાજ્યનીતિનો લાભ મળે અને બાકીનાં બીજાં સંસ્થાનોમા એ લાભ શા માટે ન મળે એ અમે સહમજી શકતા નથી. વાસ્તવિક રીતે જોતાં સાઉથ આફ્રીકા અને બીજાં બધાં કૉલોનીઝમાંથી હીંદુસ્તાનમા જે માલ આયાત થાય છે તેના ઉપર માત્ર નામની જકાત લેવામાં આવે છે, તો પછી હીંદુસ્તાનમાંથી જે માલની નિકાશ એ સસ્થાનો પર કરવામાં આવે તેના સબંધમાં એ સંસ્થાનો તરફથી એવીજ પસદગીની જકાતની રૂઢી અખ્ત્યાર કરવી જોઇએ એમ અમે માનીયે છીએ. પરદેશના અને કૉલોનીઝના હીંદુસ્તાનમાં આવતા સઘળા માલ માટે હીંદુસ્તાન દરેક રીતે લાભ આપે છે, એટલુંજ નહીં પણ ઘણી ઓછી જકાત નાખી એ વ્હેપારમા સંસ્થાનોને અને બીજા દેશોને જોઇએ તેટલી સરળતા કરી આપે છે. આખા બ્રિટિશ મહારાજ્યમા વ્હેપારને વધારે દ્રઢતર બનાવવા માટે હાલમાં બધે પ્રયાસો ચાલે છે, તો બીજી દલીલો વિગેરેમા ન ઉતરતા અમે માત્ર એટલુંજ માગીએ છીએ કે બધા કૉલોનીઝમા અને ખાસ કરીને જે સાઉથ આફ્રીકાનાં સસ્થાન સાથે હાલમાં હીંદનો વ્હેપાર ઘણો સારો થવા લાગ્યો છે ત્હેમાં ઉપર જણાવેલી જકાતમાં પસંદગીની રૂઢી અખ્યાર કરવી જોઇએ."

---

ઉદ્યોગના કામો માટે વપરાતો સ્પીરીટ જે હીંદુસ્તાનમાં બનતો હોય તેને જકાત વિગેરેમાંથી મુક્ત કરી એ ઉદ્યોગને વધારી આપવા માટે ના. સરકારને આ ચેમ્બર તરફથી અગાઉ એ રેપ્રેઝેન્ટેશન મોકલ્યા હતાં તે રેપ્રેઝેન્ટેશનોના જવાબમાં નામદાર સરકારનાં વ્હેપાર ઉદ્યોગ ખાતાંના ડેપ્યુટી સેક્રેટરી તરફથી આ ચેમ્બરને એક પત્ર લખવામાં આવ્યો છે, જેનો સાર નીચે મુજબ હતો:—

"ઉદ્યોગના કામો માટે વપરાતો સ્પીરીટ હીંદુસ્તાનમાં બનાવનારાઓને સહાય કરવા માટે નીચેનાં પગલાં નામદાર સરકારે લેવાનો ઠરાવ કર્યો છે:"—

(૧) હાલમા જે પ્રમાણે હીંદુસ્તાનમાં બનતા ડીનેચર્ડ સ્પીરીટની કીમત ઉપર ૭½ ટકા જકાત લેવામા આવે છે, તે કાઢી નાખવી.

(૨) ડીનેચરેશનની પરિક્ષા માટે થનો ખર્ચ સરકાર તરફથી આપવામાં આવશે."

વધુમાં એ પત્રમા જણાવવામાં આવ્યું છે કે ઉદ્યોગના કામમા વપરાતો સ્પીરીટ જે પરદેશથી આવતો હોય તેવા સ્પીરીટને જકાતમાથી બીલકુલ મુક્ત કરવાની દરખાસ્તને ના. સરકાર દીલગીરી સાથે જણાવે છે કે તેઓ કબુલ રાખી શકે એમ નથી.

---

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

મુંબાઈ ઇલાકાની (સિંધ સાથે) સહકારી મંડળીઓ (Co-operative Societies) નો રિપોર્ટ હાલમાં બહાર પડયો છે. આ રિપોર્ટમાં મી. ચુર્બન્કે ૧૯૧૫-૧૬ ની સાલમાં સહકારી મંડળીઓએ જે કામ કર્યું છે તેનું જાણવાજોગ વર્ણન આપ્યું છે. સહકારી મંડળની જે યોજના છે તેમા ઘણો સારો વધારો થયો છે એમ એ રીપૉર્ટમાં મી. ચુર્બન્ક જણાવે છે. જો કે તેઓના જણાવ્યા મુજબ સભાસદોની સંખ્યામાં અને કુલ થાપણની રકમમાં થયેલા વધારાનું પ્રમાણ ગયા વરસ કરતાં ઓછું છે. આનું કારણ થોડે અંશે એ છે કે, આખા વર્ષ દર્મિયાન એક કાયમનો રજીસ્ટ્રાર રાખવામાં આવ્યો નહોતો. વળી બીજું કારણ એ પણ છે કે લડાઇને લીધે નવી શાખાઓ ખોલવામા ઘણી અડચણો આવે એવું હોવાથી નવી શાખાઓ જોઇએ તેટલી સંખ્યામાં ખોલી શકાઇ નહોતી. આખા વર્ષમાં ૧૪૭ નવી સોસાઇટીઓ ખોલવામાં આવી હતી. કુલ સોસાઇટીની સંખ્યા ૯૬૩ હતી અને હેમાના સભાસદોની સંખ્યા ૧,૦૪,૯૨૪ હતી. આ સઘળી સોસાઇટીઓમાં રોકાએલી કુલ થાપણ રૂ. ૯૭ લાખ જેટલી હતી. ૧૯૧૪-૧૫ ની સાલમાં ઉપરના આંકડાઓમાંથી મેમ્બરોની સંખ્યામાં હેનાં આગલાં વર્ષ કરતાં ૨૭ ટકા જેટલો થએલો હતો અને થાપણમાં ૨૩ ટકાનો વધારો થયો હતો; અને ૧૯૧૫-૧૬ માં આગલા વર્ષ કરતાં મેમ્બરોની સંખ્યામાં ૨૪ ટકા અને થાપણમાં ૧૯ ટકા જેટલો વધારો થયો હતો.

ખેતીવાડીને માટેની સોસાઇટીની સંખ્યા ૬૭૪ થી વધીને ૮૦૮ જેટલી થઇ હતી અને એમાંના સભાસદોમાં ૨૫ ટકા જેટલો અને થાપણમા ૧૩ ટકા જેટલો વધારો થયો હતો. દરેક સભાસદ દીઠ ઉપયોગમાં આવે એવી થાપણની સંખ્યા જો કે રૂ. ૭૦ પરથી ઉતરીને રૂ. ૬૨ જેટલી થઇ હતી; છતાં મુંબાઇના ના. ગવર્નર સંતોષ સાથે જણાવે છે કે સભાસદો અને સભાસદો સિવાયના બહારના શખ્સો તરફથી ડીપોઝીટ મુકવામાં આવેલી રકમમાં કુલ થાપણ ઉપર ૩૮ ટકા જેટલો વધારો થયો છે. આ વધારા ઉપરથી એમ જણાઇ આવે છે કે આ સંસ્થાઓના સદ્ધરપણા માટે લોકોનો વિશ્વાસ કેટલો વધતો જાય છે. વળી રીઝર્વ થાપણમાં થયેલા વધારાથી અને સરકાર તરફથી થાપણ ખાતે જે રકમ આપવામા આવતી તે ૨૦ ટકાથી ઉતરીને છેલ્લા ૭ વર્ષ દર્મિયાન માત્ર ચાર ટકા જેટલી થઇ છે એ વાત આ સંસ્થાઓ કેટલી સદ્ધર થતી જાય છે એ સારી રીતે દેખાડી આપે છે. ગયા વર્ષની હીસાબના તપાસ દર્મિયાન જે ૬૮૭ સોસાઇટી ગણવામાં આવી હતી હેમાંથી ૭૬ ટકા જેટલી સોસાઇટીઓને સારી સ્થિતિના વર્ગમાં મૂકવામાં આવી હતી.

ધી ઓગ્રે ટાઇલ્સ મ.ર્ટ ૨૧ બેંક ઓટ ફોર્ટ મુંબઇ.

એક પ્રાંતિક સાહસ અને કરકસર કેટલું કરી શકે એ ધારવાડના પ્રાંત પરથી ઘણી સારી રીતે દેખાઇ આવે છે ત્યાં ૧૨૦ ગ્રામ્ય સહકારી મંડળો હાલમાં છે, અને ત્હેમાં રોકાએલી થાપણ લગભગ સ્હાડા આઠ લાખ રૂપીઆ જેટલી છે. આ ઉપરથી ત્યાંની સ્થિતિનો ખ્યાલ આવી શકે છે.

---

સુરતના જાણીતા અને મ્યુનીસીપાલીટીમા આગળ પડતો ભાગ લેનાર ગૃહસ્થ મી. નાથાલાલ લલુભાઇ વકીલનાને ઑડીટર તરીકે પ્રેકટીસ કરવા માટે ચોક્કસ મુદત માટે સર્ટીફીકેટ મળ્યું છે

---

### હુન્નર ઉદ્યોગને સરકારની મદદ

હાલમાં અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસની સરકારે મી ઓસવર્થ નામના ગૃહસ્થને ચામડાને લગતો અભ્યાસ કરવાને અને બુટસ શુઝ વિગેરેનો વ્હેપાર પરદેશમાં કેમ ખીલવી શકાય, એ બાબતની ખાસ તપાસ માટે એશિઆના મુખ્ય દેશો અને આફ્રિકાના કેટલાક ભાગોમા બે વર્ષ માટે ફરવા મોકલાવેલ છે

મી ઓસવર્થ યુનાઇટેડ સ્ટેટસથી મુસાફરીએ નીકળતા પહેલા ત્યાના જુદા જુદા શહેરોના બુટસ શુઝ અને ચામડાના વ્હેપારીઓને મળ્યા હતા અને તેઓ પાસેથી ખાસ જાણવા જેવી કેટલીક બાબતો વિષે સૂચનાઓ એકઠી કરી હતી.

એમના બે વર્ષના પ્રવાસ દર્મિયાન એઓ ચીન, જાપાન, હીંદુસ્તાન, સીલોન, સુમાત્રા, જાવા, ફીલીપાઇન્સ, પૂર્વ અને દક્ષિણ આફ્રિકા વિગેરે દેશોની મુલાકાત લેશે.

સરકારના આવાં પગલાથી યુનાઇટેડ સ્ટેટસના ચામડાં, બુટસ શુઝ વિગેરેના ઉદ્યોગને ખચિત ઘણો ફાયદો થશે આના પહેલા આવાજ એક માણસને યુરોપના દેશોમાં ફરવા સરકાર તરફથી મોકલવામાં આવ્યો હતો એટલે આ વખતની મી ઓસવર્થની મુસાફરીથી લગભગ આખી દુનિયાના ચામડા વિગેરેના વ્હેપાર વિશેની સંપૂર્ણ માહિતિ યુનાઇટેડ સ્ટેસની સરકાર મેળવી શકશે

---

મુંબાઇના કલેકટર ઑફ કસ્ટમ્સ તરફથી અમને જણાવવામા આવ્યું છે કે મુંબાઇથી હૉલેંડ ચોખા મોકલવા માટેના લાઇસેન્સ ચાલુ સાલમા મળી શકશે નહીં ૨૨-૧-૧૯૧૭

---

ચીન અને સિઆમની પેઢીઓ સાથે આયાત નિકાશનો વ્હેપાર કરી શકાય તેવી પેઢીઓનુ વધુ લીસ્ટ અમને મળ્યુ છે.

---

### રેલ્વે કંપનીની જવાબદારી.

હાલમાં સિંધના વધારાના જ્યુડીશીઅલ કમિશનરે એક ઘણા અગત્યના કેસનો ચુકાદો આપ્યો છે આ કેસ બીજી રીતે કાંઈ ખાસ અગત્યનો હોય કે ન હોય પણ એક બાબતમા

— —

એનું મહત્વ એ છે કે એ કેસને બીજા એવા કેસોમાં આગળ ઉપર દાખલા તરીકે ટાંકી શકાશે. અત્યાર સુધી ઘણાખરા દાખલાઓમાં રેલ્વે પોતાની જવાબદારી કબુલી દાવાદારોના હકના પૈસા બરોબર ચુકવી આપતી, પરંતુ આ કેસમા રેલ્વે કંપનીએ કોર્ટમા જવું દુરસ્ત ધાર્યું અને પરિણામે પોતાની જવાબદારી કબુલ કરની પડી. નિકુમલ લોકુમલ નામની પેઢીએ પોતે રેલ્વે મારફતે કરાચીથી રહીમ્યાર ખાન પોતાને નામે અને રેલ્વેને જોખમે કાપડની ગાસડીઓ ચઢાવી હતી. તે ગાસડીઓમાંથી બે વચમા ચોરાયાને લીધે એ પેઢીએ નોર્થવેસ્ટર્ન કંપનીપર દાવો માંડયો હતો. રેલ્વેએ પોતાના જવાબમાં એમ જણાવ્યું કે તેઓએ બને તેટલી સંભાળી લેવા છતાં અને પોલીસના બે સિપાઇઓ ટ્રેન ઉપર હોવા છતા ચાલતી ટ્રેને એ માલ ચોરાએલો હોવાથી કંપની કાંઇ જોખમદાર નથી.

આ પ્રમાણેની દલીલ રેલ્વે કંપનીએ રજુ કરી પરતુ ન્યાયાધિશ સાહેબે જણાવ્યું કે રેલ્વે કંપનીએ આટલી કીંમતના માલને માટે જોઈએ તેટલી સંભાળ નજ લીધેલી કહી શકાય. આખરે દાવો રેલ્વે કંપનીની વિરૂદ્ધમાં ચુકવવામા આવ્યો હતો.

---

## આખી દુનિયાના રૂનો પાક (૧૯૦૨ થી ૧૯૧૬)
### ( આશરે ૫૦૦ રતલની ગાસડીઓમા )

( નીચેના આંકડાઓમા "૦૦૦" મુકી દેવામાં આવ્યાં છે એટલે કે દાખલા તરીકે જ્યાં ૩૪૨ એમ હોય ત્યા ૩૪૨૦૦૦ એમ વાચવુ છેલ્લા ત્રણ મીંડા ઉમેરીને બધી રકમો વાંચવી).

| વર્ષ | અમેરિકા | હીંદુસ્તાન | ઇજીપ્ત | રશિયા | ચીન | બીજા દેશો | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૦૨-૩ | ૧૦,૭૫૮ | ૩,૩૬૭ | ૧,૧૬૮ | ૩૪૨ | ૧,૨૦૦ | ૮૦૧ | ૧૭૬૩૬ |
| ૦૩-૪ | ૧૦,૧૨૪ | ૩,૧૬૧ | ૧,૩૦૨ | ૪૭૭ | ૧,૨૦૦ | ૭૫૧ | ૧૭,૦૧૫ |
| ૦૪-૫ | ૧૩,૫૫૭ | ૩,૭૯૧ | ૧,૨૬૩ | ૫૩૬ | ૭૫૬ | ૮૦૩ | ૨૦,૭૦૬ |
| ૦૫-૬ | ૧૧,૩૨૦ | ૩,૪૧૬ | ૧,૧૯૨ | ૬૦૪ | ૭૮૮ | ૯૩૬ | ૧૮,૨૫૬ |
| ૦૬-૭ | ૧૩,૫૫૧ | ૪,૯૩૪ | ૧,૩૯૦ | ૭૫૯ | ૮૦૬ | ૧,૦૨૭ | ૨૨,૪૬૭ |
| ૦૭-૮ | ૧°,૫૮૨ | ૩,૧૨૨ | ૧,૪૪૭ | ૬૬૪ | ૮૭૫ | ૯૫૦ | ૧૮,૬૪૦ |
| ૦૮-૯ | ૧૩,૮૨૯ | ૩,૬૯૨ | ૧,૧૫૦ | ૬૮૮ | * ૧,૨૫૦ | ૯૬૮ | ૨૧,૫૮૮ |
| ૦૯-૧૦ | ૧૦,૬૫૧ | ૪,૭૧૮ | ૧,૦૦૦ | ૬૮૬ | * ૧,૭૫૦ | ૯૫૦ | ૧૯,૭૫૫ |
| ૧૦-૧૧ | ૧૨,૧૩૨ | ૩,૮૫૩ | ૧,૫૧૫ | ૮૯૫ | * ૧,૮૦૦ | ૯૬૭ | ૨૧,૧૬૨ |
| ૧૧-૧૨ | ૧૬,૦૪૩ | ૩,૨૮૮ | ૧,૪૮૫ | ૮૭૫ | * ૧,૮૦૦ | ૧,૦૫૮ | ૨૪,૫૪૯ |
| ૧૨-૧૩ | ૧૪,૧૨૯ | ૪,૩૯૫ | ૧,૫૦૭ | ૯૧૧ | * ૧,૮૦૦ | ૧,૧૭૧ | ૨૩,૯૧૩ |
| ૧૩-૧૪ | ૧૪,૬૧૦ | ૫,૨૦૧ | ૧,૫૩૭ | ૧,૦૧૫ | ૨,૦૦૦ | ૧,૩૪૦ | ૨૫,૭૦૩ |
| ૧૪-૧૫ | ૧૫,૦૬૭ | ૫,૨૦૯ | ૧,૨૯૮ | ૧,૧૦૦ | * ૨,૦૦૦ | ૧,૩૦૦ | ૨૫,૯૭૪ |
| ૧૫-૧૬ | ૧૨,૯૫૩ | ૩,૮૧૯ | ૫૬૧ | ૧,૧૦૦ | ૧,૭૫૦ | ૧,૧૦૦ | ૨૧,૬૮૩ |
| ૧૬-૧૭ | ૧૩,૦૦૦ | ૪,૫૦૦ | ૧,૩૦૦ | ૧,૧૦૦ | ૨,૦૦૦ | ૧,૨૦૦ | ૨૩,૧૦૦ |

* થોડા વર્ષ ઉપર ચીનના રૂના આંકડાઓ સરકાર તરફથી આગળ મ્હોટા પ્રસિદ્ધ કરવામા આવ્યા હતા તે હાલમા ખરા ગણવામા આવતા નથી પરંતુ ખરેખરી ચોક્કસ બાતમી કાંઈ મળી શકતી નથી મ્હોટા ટાઈપના આંકડાઓ માત્ર અડસટ્ટાથી લીધેલા છે, કારણ ચોક્કસ આંકડાઓ મળી શકયા નથી

## બ્રિટીશ વ્હેપારનું પ્રદર્શન.

ચાલુ સાલમા લન્ડનમા બ્રિટિશ વ્હેપારને લગતું પ્રદર્શન બૉર્ડ ઑફ ટ્રેડના બાશરા હેઠળ ભરવાનું નક્કી કરવામાં આવ્યું છે. આ પ્રદર્શન ૨૬ મી ફેબ્રુઆરીથી ૯ મી માર્ચ સુધી ખુલ્લું રહેશે. ગયા વર્ષમા આવું જે પ્રદર્શન ત્યા ભરવામાં આવ્યું હતું તે વખતે દારૂગોળાના ખાતાના અધિકારી તરફથી દારૂગોળાની બનાવટમા કોઇ જાતનો વિક્ષેપ ન પડે તેવાજ વ્હેપારીનું માત્ર પ્રદર્શન ભરવાનો હુકમ બહાર પાડયો હતો. આ હુકમ પ્રમાણે આ વર્ષે પણ અમલ થશે. એ કારણને લીધે માત્ર નીચેની વસ્તુઓને પ્રદર્શનમા દાખલ કરવામા આવશેઃ—" રમકડાં અને રમતોની લગતી ચીજો, માટીના વાસણો, ચીનાઇ વાસણો, કાચ, ફેન્સી ચીજો, સ્ટેશનરી અને છાપવાને લગતી ચીજો." આ વખતે એક ખાસ અગત્યનો બનાવ એ છે કે આવુજ એક પ્રદર્શન ઉપરનીજ સસ્થાની દેખરેખ નીચે ગ્લાસગોમા ભરવામા આવશે. એ પ્રદર્શનમાં કાપડ, તૈયાર કપડાં, બુટ અને શુઝ, તૈયાર બનાવેલો ખોરાક અને મસાલો અથવા ચાસણીમાં રાખી મુકેલ ખોરાકની ચીજો અને ઘરમાં ઉપયોગમાં આવે એવાં કેમીકલ્સ (કરીયાણાં) આ રીતે બે જગાએ એકી વખતે ભરાનારૂં પ્રદર્શન ઘણું લાભદાયક થશે એમ ધારવામાં આવે છે. આ પ્રદર્શનમા જેઓ હાજર રહેવા ઇચ્છતા હોય અથવા પોતાના વિલાયતમા રહેનારા એજંટો અથવા માણસોને હાજર રાખવા ઇચ્છતા હોય તેવા ગૃહસ્થોને ચેમ્બરમાંથી પ્રદર્શનની ટીકીટો મળી શકશે.

---

## ૩૮૦૦૦ કારખાનાઓવાળું એક શહેર !

મ્હોટાં મ્હોટાં કારખાનાવાળાં મુંબાઇ અને અમદાવાદ જેવા શહેરોમાં રહેનારા માણસોને મ્હોટી મગરૂરી થાય છે કે, મુંબાઇ અને અમદાવાદમાં આટલી સંખ્યાબંધ મીલો છે, પણ આપણે આવી મગરૂરી કરતાં પહેલાં ન્યુયોર્ક અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસનું, જે એક મ્હોટું શહેર છે ત્હેનાં કારખાનાઓની અને ત્હેમા રોકાયેલી જંગી થાપણનો વિચાર કરીએ તો આપણી કલ્પના પણ દોડી શકતી નથી. હાલમાં ન્યુયોર્કમા કુલે ૩૮૦૦૦ કારખાનાંઓ છે આ કારખાનાઓમાં કુલ રોકાએલી થાપણ લગભગ ૨,૦૦,૦૦,૦૦,૦૦૦ ડોલર (એટલે લગભગ ૬ અબજ રૂપીઆ) જેટલી અંકાય છે આ કારખાનામાથી દર વર્ષ બનતા માલની કીમત આશરે ૩,૦૦,૦૦,૦૦,૦૦૦ ડોલર એટલે કે લગભગ ૯ અબજ રૂપીઆ જેટલી ગણાય છે. આવા ગંજાવર કારખાનાઓ અને આટલી મ્હોટી રકમની થાપણો સાથે આટલી ગંજાવર રકમની કીમતનો દરવર્ષે માલ પેદા કરે ત્હેમા રોકાએલાં માણસોની સખ્યા પણ ઉપરના પ્રમાણો જોતાં કલ્પી શકાય. એમ ગણાય છે કે ત્યા કુલે બધા કારખાનાઓમાં મ્હોટા ન્હાના દરેક દરજ્જાના માણસો ગણતાં ૮,૧૦,૦૦૦ ની સંખ્યા થાય છે અને એ માણસોને દર વર્ષે અપાતો પગાર અને મજુરી એ સર્વ મળી ને કુલ રકમ ૫૪ કરોડ ડૉલર એટલે આશરે ૧ અબજ અને ૬૨ કરોડ રૂપીઆ જેટલી થવા જાય છે. આખા યુનાઇટેડ સ્ટેટસમા જે માલ બને છે ત્હેમાંનો લગભગ દસમો ભાગ એકલું ન્યુયોર્ક બનાવે છે એ વાત ઘણા થોડાની જાણમાં હશે !

---

મેટેલીક શીશીગથી પીન્ડીંગનો ઓરડો શોભે છે.

રોજનાં ૨ લાખ ને ૯૦ હજાર માણસો ન્યુયોર્ક શહેરમાં નવાં આવે છે અને પાછાં જાય છે. વળી સૌથી અજબ કરનાર વાત તો એ છે કે એવી ગણત્રી કરવામાં આવી છે કે એ શહેરમાં દર ૫૦ મીનીટે એક નવું ઘર બને છે અલબત આ તો મહીનાની આખા વર્ષની સામટી ગણત્રી ઉપરની સરાસરીથી ઉપજાવેલો આકડો છે; પરંતુ તે ઉપરથી કેટલા નવાં ઘરો એ શહેરમાં બનતા હશે અને ત્યાં કેટલી વ્હેપારની મ્હોટી ધમાલ હશે ત્હેનો ખ્યાલ આવી શકશે ત્યાંના અંદરમાથી માલની આવજા દરવર્ષે ૨,૭૦૦૦,૦૦૦ ટન જેટલી થાય છે. પરદેશ સાથેના વ્યાપારની ગણત્રી કરતાં એમ જણાય છે કે એ શહેરનો પરદેશ સાથેનો વ્યાપાર આશરે ૯ અબજ રૂપીઆ જેટલો થાય છે એટલે આખા દેશના કુલ વ્યાપારના ૭૪ટકા જેટલો વ્યાપાર માત્ર એકજ એ શહેરમા થાય છે વસ્તીની ગણત્રીમાં પણ એ શહેરનો આકડો ઘણો અજાયબી ઉપજાવનાર છે. દર વર્ષે ન્યુયોર્કની વસ્તી એક લાખ જેટલી વધતી જાય છે. ખરૂં જોતા ન્યુયોર્ક પાચ જુદાં જુદા મ્હોટાં શહેરોનું બનેલું એક ગંજાવર શહેર છે. આ બધું એ શહેરની ધમાલ અને વ્હેપારની ધામધુમ વિગેરે માટે જે વર્ણન અપાયું છે તે બધું ખરૂં છે અને તે પરથી એ શહેર કેટલું ગંજાવર છે એ સ્હમજી શકાય એમ છે. પણ તેની સાથે એવી જબરી ધમાલથી અને રોજની કાયમ ઘોંઘાટથી ત્યાં ચાલુ રહેનારા લોકોમાથી ઘણા કંટાળી પણ ગયેલા છે. મોટરો, ઘોડા ગાડીઓ રેલ્વે ટ્રેનોની ઘણાજ મ્હોટા પ્રમાણમા દોડાદોડી એ કેટલાકને તો આજ ગમે તે વખતે મરવા માટે મનુષ્યે મુકેલાં કાળચક્રો જેવું પણ લાગે એ સ્વાભાવિક છે આટલા કાયમ ગંજાવર ઘોંઘાટ અને રોજનો મકાનો અને વસ્તીમાં થતો ચાલુ વધારો જોતાં એક અંગ્રેજ મુસાફરે ન્યુયોર્ક શહેર જોઇને આપેલો અભિપ્રાય ઘણો બંધ બેસતો થઇ પડે એમ છે. એ અંગ્રેજ મુસાફરને જ્યારે પુછવામાં આવ્યું કે ન્યુયોર્ક વિષે એનો મત કેવો છે? ત્યારે એણે કહ્યુ—"ખરેખર ન્યુયોર્ક એ ઘણું અજબ અને ગજાવર શહેર થશે, પણ કયારે? જ્યારે એ પુરૂં બંધાઇ રહેશે ત્યારે" હજી ન્યુયોર્ક રોજનું વધતુંજ જાય છે. ઇશ્વરને ખબર કયારે એ પુરૂં બંધાઇ રહે છે!

---

## ચોખા ખાઓ.

આપણો દેશ તેમજ ચીન જાપાન વિગેરે એશિયાના દેશો તો ચોખાનું મહત્વ સ્હમજતા આવ્યા છે, અને એ માટે ચોખાનો ઉપયોગ છુટથી કરતા આવ્યા છે. ચાલુ લડાઇને લીધે જેમ બીજી ઘણી બાબતોમા પશ્ચિમના લોકોના મતોમાં ઘણો મ્હોટો ફેરફાર થયો છે, તેમ આ ચોખાની બાબતમા પણ ઈંગ્લાંડ અને અમેરિકાએ પોતાનો હાલ સુધી ચાલતો આવેલો મત ફેરવ્યો છે. ચોતરફથી એવી બૂમો હવે સંભળાવા લાગી છે કે "ચોખા ખાઓ. ચોખામાં બીજા ખોરાકો જેટલુંજ પોષ્ટિક સત્વ છે અને વળી બીજા દાણા મોઘા થયા-છે. બટાટા જેવી ચીજો પણ મોંઘી થઇ છે ત્યારે ચોખા તો મોંઘા થવાને બદલે હાલમાં પ્રમાણમા કાંઇક સસ્તા છે. આ બધાં કારણો જોતાં ચોખા શા માટે ન ખાવા?" આવા પોકારો આપણે અમેરિકનો તરફથી સાંભળીએ છીએ. લડાઇની બીજી મોઘવારીના કારણથી આપણા

દેશના ખોરાકનું અને એશિયા માત્રના ખોરાકનું એક મુખ્ય અંગ–ચોખા–જેને આટલા વર્ષો સુધી બીજી પ્રજાઓ વખોડી કહાડતી હતી–માત્ર શરીર ખોટું ફુલાવનારી એ વસ્તુ છે એમ કહેવામાં આવતું–આપણામાંથી પણ ઘણા એમ માનતા કે ઘઉં જેવું ચોખામાં સત્વ નહીં–એ તો માત્ર માંદગી વિગેરેમાં કોઇ હલકા ખોરાક તરીકેજ ખાવા જેવી ચીજ છે. એ બધી આપણી અને પશ્ચિમની માન્યતાને હાલની મોંઘવારીએ ભુલવી નાંખી છે. ચોખા સસ્તામાં સસ્તા લાગવાથી બધાનું એની તરફ ધ્યાન ખેંચાયું. તપાસ કરવાનો વિચાર થયો કે એમાં ખોરાકી સત્વ કેવું છે. પરિણામે બીજા કોઇ અનાજ કરતાં એ ઉતરતા નથી એમ સાબિત થયું. આપણે જાણીને અજાણ્યાં છિએ કે ઉત્તર અમેરિકનો દક્ષિણ અમેરિકનો અને યુરોપિઅનો કરતાં પણ ઓછા ચોખા ખાય છે. દર માણસ દીઠ દર વર્ષે અમેરિકામાં સરાસરી ૫ રતલ ચોખા ખવાય છે.

અમેરિકામાં આજ સુધી ચોખા નથી વપરાતા એનું એક કારણ એ હોવું જોઇએ કે ત્યાંના બૈરાઓને ચોખા કેવી રીતે રાંધવા તે આવડતું નથી જો બરાબર રીતસર રાંધવામા આવે તો સ્વાદમા અને પોષણમાં ચોખા એક ઘણી ઉમદા ચીજ છે. સારી, લહેજતદાર, પૌષ્ટિક, વાની છે. આપણે ત્યાં જેઓ ચોખાની તદ્દન વિરૂદ્ધ હોય તેવા લોકોની આ બાબતથી કાંઇક આંખ ઉઘડશે એમ આશા છે.

---

સાધારણ વર્ગ અને ગરીબ વર્ગના લોકોના સંબધમાં તો હીંદુસ્તાનમા બૅન્કીંગ માટે જોઇતી સગવડો અને સાધનો હાલમાં નથી, છતાં બૅન્કીંગનો રીપોર્ટ જે હાલમાં બહાર પડેલો છે તે જોઇએ તો જણાય છે કે સામાન્ય રીતે જુદી જુદી બૅન્કોની સ્થિતિમાં સારો સુધારો થયેલો છે દેશની જુદી જુદી મહત્વની બૅન્કો એટલે કે ઇલાકાની બૅન્કો, એકસચેન્જ બૅન્કો અને હિંદી જૉઇન્ટ સ્ટૉક વિગેરેમાં છેલ્લા દસ વર્ષમાં (૧૯૦૫ થી ૧૯૧૫ સુધીમાં) કુલ બૅન્કો ભરપાઇ થયેલી થાપણમાં અને રીઝર્વ તરીકે રાખેલાં નાણાંમાં, રૂ ૪૧,૪૩ લાખ રૂપીઆથી વધીને રૂ. ૬૭,૦૩ લાખ જેટલો વધારો થએલો છે. એટલે લગભગ ૬૨ ટકા જેટલો સરાસરી વધારો થયો છે. આમાંથી પ્રેસીડન્સી (ઇલાકાની) બૅન્કોમાં ૨૩ ટકા જેટલો વધારો થયો છે, એકસચેન્જ બૅન્કોમા ૬૫ ટકા જેટલો અને ઇન્ડીન જૉઇન્ટ સ્ટૉક બૅંકમાં ૧૪૨ ટકા જેટલો વધારો થયો છે. આ સર્વે બૅન્કોમાની ડીપૉઝીટનો સામટો વધારો જોતા (સરકારી ડીપૉઝીટ બાદ કરતાં) કુલે ૨૧૦ ટકા જેટલો થયેલો જણાય છે. ઉપર પ્રમાણે જુદી જુદી બૅન્કોમાં આ વધારાનો આંકડો જોતાં નીચે પ્રમાણે આંકડાઓ આવે છેઃ—

| | |
|---|---|
| પ્રેસીડસી બૅન્કો' | રૂ ૨૨,૨૬ લાખ થી વધીને રૂ. ૪૭,૦૪ લાખ |
| એકસચેન્જ બૅન્કો | રૂ ૧૭,૦૫ લાખથી વધીને રૂ ૩૦,૧૫ |
| ઇન્ડીઅન જૉઇન્ટ સ્ટૉક બૅન્કો. | રૂ. ૧૧,૯૯ લાખથી વધીને રૂ. ૧૭,૧૦ |

એ પણ જાણવા જોગ થઇ પડશે કે રોકડ અને બૅંકની જવાબદારી, એ બે વચ્ચેનો મરા-

# હઠીલી નબળાઈ.

હાલના જમાનામાં સેકડે ૯૦ ટકા જેટલો ભાગ કમતાકાતીના બુરાં દરદથી પીડાય છે, અને પછી સલામત રીતે ઇલાજ કરાવાને બદલ ચકચકીત જાહેર ખબરો વાચીને ગભરાટના મારેલા, મોટી મોટી કીંમતની દવાઓ અને તવીજ ગભીર અને નુકશાનકારક પટીઓ વાપરીને કાઇજ ગુણ તો નહીજ થતા પોતાના શરીરની અને પઇસાની ખરાબી કરીને બીચારા આબરૂને લીધે ગીરફતારીમા ફર્યા કરે છે અને ઘણીક વખતે પોતાની કીંમતી જીંદગીનો કમોતે અંત પણ લાવે છે બાબદ વીચારવા જેવી છે ખરી, પણ એમ નથી ઠરતું જે તે બીચારાઓએ તેવીજ હાલતમા સબડયા કરવું માટે હાલમાં જાણીતા ડાકટરે, ઘણોજ ચોકસ, ખાતરી પુર્વક, અને રામબાણ ઇલાજ શોધી કાઢયો છે, જે ઇલાજ કરવાથી તે માણસ પાછી તાકાત મેળવી શકે છે. છેલા (૫) વરસમા આ ઇલાજ રકમબંધ પારસી, ખોજા, ભાટાયા, મેમણ, વોહરા, ઇંગ્રેજ, ખ્રીસ્તી તથા યાહુદી ગૃહસ્થોનો કરવામા આવ્યો હતો અને તેનું પરીણામ સેકડે ૭૫ ) ટકા લાભકારક આવ્યું હતું. ઉપલા લાભકારક પરીણામ પછી ઇલાજ બહાર પાડવામા આવ્યો છે, માટે એક ગ્રહસ્થ ગમે તેવી કમતાકાતીથી પીડાતો હશે નાદાનીયતની ગફલતીથી અથવા કોઇબી કારણથી તાકાત જતી રહી હોય, અસલ કરતા ઓછી માલમ પડતી હોય, તો નીચે લખેલે ઠેકાણે પહેલા ૧ કાગળ લખીને વીગતવાર છાપેલું ખુલાસાપત્ર મંગાવવુ. તે ધ્યાનથી વાચીને સાથે બીડેલા સવાલ પત્રક ભરીને દવા જો મંગાવવી હોય તો કાંઇબી શરમાવા વગર મોકલી આપવુ, જે ખુલાસા પત્રમા દરેક બાબદનો સંતોષકારક ખુલાસો દવા શું છે, દવા શું કામ કરે છે, દવાની કીંમત શું છે, દવા વાપરીને આરામ પામેલા ગૃહસ્થો શુ સરટીફીકેટ આપે છે વીગેરેનો સર્વ ખુલાસો કાંઇબી ટપાલ ખર્ચ લીધા વગર તદ્દનજ મફત મોકલી આપવામા આવશે, પછી તે આવેલી કીમત પ્રમાણે દવા બનાવીને મોકલવામા આવશે જેથી કરીને શરમાવાનું કારણ રહેશેજ નહી ખાત્રીથી માનવુ જે દરેક દરદીની હકીકત તદનજ ખાનગી રાખવામા આવશે, એક દરદીનું નામ બીજા દરદી આગળ બાહા ફુંકવાની મતલબથી દેવામા આવશેજ નહી. ખાનગી રાખવાની બાબદ વકીલને બારણે થએલા લખત બરાબર સમજવી જે ગૃહસ્થોએ મોટા મોટા ડાકટરો તથા રાજવંશી હકીમોની મુલાકાત લીધી હોય સેંકડો રૂપીઆ બગાડયા હોય, તેવા ગૃહસ્થોને પણ આ દવાથી ફાયદો તો થશેજ દવામા રસાયણ મારેલી ખાક, ધાતુ શોમલ, પારો, અફીણ, વછનાગ અથવા તો શરીરપર ફુટી નીકળે એવી અથવા તો દવા વાપરવા પછી આબરૂને નુકશાન પહોચે તેવી કશી પણ ચીજ વાપરવામા આવતીજ નથી, જે વીષેની ખાતરી માનવંત મુંબાઇ સરકારની ગવરમેંટ લેબોરેટરીમા વીદ્વાન સરકારી ડાકટરે આ દવા તપાસીને આપેલી સરટીફીકેટ ખુલાસા પત્રમા વાચવાથી પુરેપુરી ખાતરી થશે, જેથી પરેજી કરવાની પણ જરૂર નથી દવા નીર્દોષ છે, દવાની કીમત સેકડો રૂપીઆ નથી કીમત પણ નજીવી, શકતીની દવાની જાહેરખબરો તો હાલમા ઉભરાઇ ત ગાઇ જાએ છે, પણ હવે તે લોકો વાપરીને કંટાળી જઇને સમજવા લાગે છે જે એકજ પેટંટ દવા સર્વેની તબીઅતને માફક આવતી નથી અને પઇસાની ખરાબી થાય છે, અને તેટલા માટેજ આ દવા ફક્ત મુંબઇમાજ નહિ, પણ આખા હીંદુસ્થાન, ગુજરાત અને લબાણ દુર દેશાવરોમા પણ આશકારા થઇને વીશ્વાસ પામા છે, એજ તેની ખરાપણાની સાબેતી છે ખુલાસા પત્ર વાચીને દવા મંગાવવાનીજ જરૂર નથી, પણ એ બાબદના ઇલાજની જરૂર હોય તો ખુલાસા પત્ર મંગાવીને વાચવાની ખાસ ભલામણ કરવામા આવે છે બહારગામ તથા મુંબઇના ગૃહસ્થોએ ઇંગ્રેજી અથવા તો ગુજરાતીમા કાગળ લખીને ખુલાસાપત્ર મંગાવી વાચી પોતાની ખાત્રી કરવી

ડાકટર પેટ્રીક પોસ્ટ નબર ૧૧ મુંબઈ.

તરી આંકડો ગયા વર્ષની શરૂઆતમાં જુદી જુદી બૅન્કોમાં નીચે પ્રમાણે હતોઃ—

| | | |
|---|---|---|
| પ્રેસીડન્સી | બૅન્કો | ૪૬ ટકા |
| એકસચેન્જ | ,, | ૨૮ ,, |
| ઇંડીઅન જૉ. સ્ટૉક | ,, | ૨૧ ,, |

---

### નાળીએર અને કેરયુનટનો ઉપયોગ.

મલબાર કીનારા પરના કેટલાક પ્રદેશમાં નાળીએર, મરી, કાજુ વિગેરેનો ઉદ્યોગ ઘણો સારો ખીલવી શકાય એમ છે એવું અમને જણાવવામાં આવ્યું છે. ત્યાંના લોકોને હજી આ ઉદ્યોગની જાણએ તેટલી કીમત ન હોવાથી અને વળી તેઓ પાસે નાંણાની પણ પૂરતી છુટ ન હોવાથી ઘણી જમીન સસ્તા ભાવે ખરીદી શકાય એમ છે. સારૂં ખાતર, સારા મજુરો અને ઉત્સાહી અને આ બાબતનું જ્ઞાન ધરાવનારા માણુસો રોકવામાં આવે અને આ બધું કરવા માટે સારી રકમની એટલે કે અમને જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે લગભગ ત્રીસેક લાખ રૂપીઆ જેટલી થાપણ રોકીને જમીનના સારા ટુકડાઓ પટેથી અથવા વેચાણ રાખવામાં આવે તો આ ઉદ્યોગ ઘણી સારી પાયરી પર પહોંચે અને એમાંથી ઘણું સારૂં પેદા થઈ શકે. અત્યાર સુધી આ પ્રદેશમાં અંગ્રેજો અને કેટલાક જરમનો પણ આ વ્હેપાર ઘણાં સારા પાયા પર ચલાવતા હતા. અલબત જરમનો તો હવે એ ધંધો લડાઇ શરૂ થયા પછી નથી ચલાવતા, અને એમાંના ઘણાખરા અગ્રેજો પણ લડાઇ માટે સ્વદેશમાં પાછા ફર્યા છે. આ કારણોને લીધે હાલમાં આ ઉદ્યોગને ખીલવવા માટે દેશીઓ માટે ઘણી સારી તક છે એમ જણાવવામાં આવ્યું છે. આ બાબત જે ગૃહસ્થોને વધુ વિગત જોઇતી હશે તેઓને આ ચેમ્બરમાંથી મળી શકશે.

---

હીંદમાં જરૂરીઆતની કેટલીક ચીજો માટે નીચે મુજબની કંપનીઓને ઇન્ડીયા ઑફીસ તરફથી કૉન્ટ્રેકટો આપવામાં આવ્યા છે. ( ઑકટોબર ૧૯૧૬ )

| ચીજો. | કંપની. |
|---|---|
| એકયુમ્યુલેટર્સ. | પ્રીકેટ એન્ડ ગોલ્ડ, લન્ડન. |
| એકગીઅર. | કૉન્સૉલીડેટેડ બ્રેક એન્ડ એન્જીનીઅરીંગકંપની,લન્ડન. |
| કાપડ. | વીનટર બૉટમ બુક કલૉથ કંપની, મેન્ચેસ્ટર. |
| કોલસો. ( ચાલુ ) | જી. જે. કૅકરનેલ અને કંપની, લંડન. |
| હોઝ પાઇપો. | કૉન્સૉલીડેટેડ બ્રેક એન્ડ એન્જીનીઅરીંગ કંપની લંડન; જી. સ્પેન્સર મોલ્ટન કંપની લન્ડન અને વૅક્યુમ બ્રેક કંપની, લંડન. |
| લોખંડ. | હલફૉર્જ આયરન કંપની. હલ. |
| લૉંગ કલૉથ. | એ. સ્ટૉકવેલ એન્ડ કંપની, મૅન્ચેસ્ટર |

| | |
|---|---|
| મશીનો. | લીનો ટાઇપ એન્ડ મશીનરી લી. લંડન. |
| મોટરકાર. | ક્લેમન્ટ ટાલબોટ અને કંપની લંડન. |
| તાળાંઓ. | ચબ એન્ડ સન્સ લૉક કંપની લંડન. |
| રંગો. | આર. આઈ. કલાર્ક અને કંપની વેસ્ટ-મીન્સ્ટર. |
| કાગળ. | ઇલૅમ્સ ડુપ્લીકેટર કંપની; લન્ડન કારીઓનમ કંપની; લંડન વૉટરલો અને કંપની. લંડન વિગેરે. |
| પેન્સીલો. | બી. એસ. ક્રોહેન અને કંપની લંડન |

---

ચીન સાથેના વ્હેપારમાં બ્રિટીશ જર્મન પદ્ધતિ.

ચીનમાંની બ્રિટિશ વ્હેપારી પેઢીઓ, જર્મન લોકોની કેટલીક હુશીયારી ભરેલી પદ્ધતિથી અને ચીન સાથેના વ્હેપારમાં એઓએ વાપરેલી કુશળતાથી ઘણો વખત સુધી નાવાકેફ હતી. આ અજ્ઞાનને લીધે જર્મનીનો વ્હેપાર ચીનમાં ઘણો ધમધોકાર ચાલતો હતો અને બ્રિટિશ વ્હેપારીઓને ઘણું સહન કરવું પડતું હતું. ખાસ જે વ્હેપાર માટે બ્રિટિશોને નુકસાન ખમવું પડયુ છે તે તો ન્હાની ન્હાની ચીજોનો વ્હેપાર છે. આપણે સાધારણ રીતે આવી ન્હાની ચીજોના વહેપારમાથી જે મ્હોટી રકમ રળી શકાય છે તેહેનો ખ્યાલ સરખો કરી શકતા નથી. એ ચીજો કીમતમાં ઘણી નજીવી લાગે છે, પણ એમાંથી એવો સારો નફો મેળવી શકાય છે કે આપણે કલ્પીએ પણ નહીં.

આવી ચીજોનો વ્હેપાર ચીનમાં મૂળ તો અંગ્રેજ કંપનીઓએજ શરૂ કર્યો હતો. લન્ડનનાં કારખાનામા માલ બનતો અને ચીનની અંગ્રેજ પેઢીઓપર એ મોકલી આપવામાં આવતો. થોડાજ અરસામાં જર્મનોએ આ વ્હેપાર હાથ કરી લીધો અને લન્ડનને બદલે જર્મનીથી ચીનમાં ચીજો આવવા લાગી. અલબત બ્રિટિશ માલ કરતાં માલ ઉતરતા દરજ્જાનોજ નીકળતો પરતું જર્મન કંપનીઓ પોતાના માલની સાથે અંગ્રેજ કંપનીઓનો બનાવેલો માલ પણ એ બનાવનાર કંપની કરતાં સારી રીતે વેચી શકતા એ વાત નિઃશંક છે. જર્મન વ્હેપારીઓ ચીનના લોકોને જોઇતી ચીજો ખાસ કરીને બનાવવામાં અને ત્યાંના લોકોને મન પસંદ કીમત આંકવામાં કુશળતા વાપરતા. તે ઉપરાંત બ્રિટિશ વ્હેપારીઓ કરતાં જર્મન વ્હેપારીઓ પોતાના માલને સારી રીતે બહાર પાડવામાં ચઢીઆતા હતા. બજારમાં માલને સારી રીતે કેમ ઠેસવવો એ વાત જર્મન વ્હેપારીઓ વધારે સારી રીતે જાણતા. પરિણામે બ્રિટિશ લોકોના હાથમાં અમુક થોડીજ ચીજો જે એકલા બ્રિટિશોજ બનાવતા, તેવી ચીજોનોજ વ્હેપાર રહ્યો. આ વસ્તુસ્થિતિ થવાના મુખ્ય કારણો અને એ સુધારવાના ઉપાયો આપણે જોઈએ.—

(૧) જર્મનોના નિકાશ કરનારાઓ અને જર્મન કારખાનાંઓ વચ્ચેનો સારો સંબંધ અને એક બીજાને હમેશાં સહાય કરવાની ઉત્સુકતા.

---

જર્મન કારખાનાંઓમાં બનતા માલને ચીનમાં દાખલ કરવા માટે ઉત્તેજન આપવાના હેતુથી જર્મન વહાણવાળાઓ તેઓના સૅમ્પલ્સ (નમૂના) કાંઇ પણ દામ લીધા વિના ચીન લઇ જતા. આ નમૂના ચીનમાં સારી રીતે બજારમાં ફેરવવામાં આવતા અને આ પ્રમાણે સારો વ્હેપાર કરી શકાતો. વહાણવાળા તરફથી કેટલીક સૂચનાઓનો તુરત અમલ થતો અને 'અશક્ય' અથવા 'નકામું' એવી રીતના જવાબો કારખાનાવાળાઓ આપતા નહીં. દરેક માલની સાથે હુશીયારીથી તૈયાર કરેલાં પ્રાઇસ લીસ્ટ મોકલાતા અને અને ખાસ કરીને આ પ્રાઇસ લીસ્ટ 'સી. આઇ. એફ.'ની પદ્ધતિ પ્રમાણે તૈયાર કરવામા આવતાં જેથી ઘણો સારો લાભ સચવાતો.

## ૨. નવા વ્હેપારો ખોલવાની પદ્ધતિ:—

જ્યારે જ્યારે કાંઇ નવો વ્હેપાર, યા તો ચાલુ ચીજોના વ્હેપારમાં કાંઇ નવી ચીજોને દાખલ કરવા માટે બ્રિટિશ વ્હેપારીઓ તરફથી સૂચનાઓ થતી ત્યારે જર્મન કારખાનાવાળાઓ એ સૂચનાને ઉપાડી લઇ, નમૂનાઓ એકઠા કરી, નવા વ્હેપારને અનુસરતા નવા નમૂના તૈયાર કરી ચીનના બજારમા મોકલી આપતા, માત્ર કૅટલૉગ પર આધાર રાખી બેસી રહેતા નહીં ચીનના લોકોને કૅટલૉગ કરતાં જે ચીજો ખરીદવાની એમની ઇચ્છા હોય તે ચીજો નજરે જોવાનુ વધારે પસંદ છે આ વાત જર્મનો સારી રીતે ચેતી ગયા હતા અને તે પ્રમાણે વર્તતા હાલમા થોડા વખતથી ટ્રાવેલીંગ એજંટોને નમૂના લઇને લન્ડનથી ચીનમા મોકલવામા આવે છે. આ પદ્ધતિને લીધે લન્ડનના વ્હેપારમા ઘણો સારો વધારો થઇ શક્યો છે, પણ આજ રૂઢી પહેલાંથી ચાલુ કરવામાં આવી હોત તો આથી પણ ઘણો સારો લાભ થાત એ તરત સ્હમજી શકાય એવું છે. આવા ટ્રાવેલીંગ એજંટોએ માત્ર હૉંગકૉંગમાં વરસમાં એકાદ વાર આવીને પખવાડીયું કે મહીનો રહીને ચાલ્યા જવું ન જોઇએ. જુદા જુદા શહેરોમા ફરીને અને લાંબો વખત રહીને નમૂનાઓનો દેશમાં વધારે ફેલાવો કરવો જોઇએ.

## (૩) નમૂનાઓથી વ્હેપાર વધારવા માટે જરૂરીયાત.

બ્રિટિશ પ્હેડીઓએ ચીનમાં નવા નવા નમૂનાના કાયમ મોકલાવતા રહેવું જોઇએ. ચીનના લોકો નવી નવી ચીજો જોઇને ઘણા ખુશી થાય છે અને કઇ ચીજ વેચાઇ શકાશે એ એકદમ કહી શકાય એમ નથી. ગમે તે ચીજનો અણધાર્યો ઉઠાવ થઇ જાય છે. ખાસ કરીને હાલમા પરદેશી માલ માટેની પ્રીતિ ઘણી વધતી જાય છે તેવા વખતમા જે ચીજો પહેલાં ચીનમા વેચાની નહોતી તેવી ચીજોનો પણ ઉઠાવ થતો જાય છે.

## (૪) ચીનમાં આડતીઆ.

અત્યાર સુધી જર્મન નિકાશ કરનારાઓ હેમ્બર્ગથી પોતાના આડતીઆ ચીનમા મોકલતા અને તેઓને ચીનની વ્હેપારી પેઢીઓ સાથે સંબંધ બંધાવતા જર્મન પેઢીઓ તરફથી આ આડતીઆઓને પગાર આપવામા આવતો અને શરાફની અને ઑફીસની સગવડ કરી આપવામા આવતી. આ રૂઢીમાં ઘણા ફાયદા સમાયેલા છે અને એનું અનુકરણ

બ્રિટિશ પેઢીઓએ કરવું જોઇએ. ખાસ કરીને આ રૂઢીમાં એક વાત ધ્યાનમાં લેવા જેવી એ છે કે, નિકાશ કરનારાઓ અને કારખાનાં- વાળાઓ વચ્ચે સારો સંબંધ હોવો જોઇએ.

ઉપર જણાવેલી રૂઢીઓ પ્રમાણે બ્રિટિશ પેઢીઓ વ્હેપાર કરે તો તેઓને જરૂર ઘણો ફાયદો થાય.*

—*—

જાપાનની નીપૉન યુસેન કેઇસા નામની જાણીતી સ્ટીમર કંપનીનો ગયા સપ્ટેમ્બર મહીના સુધીનો રીપોર્ટ હમને મળ્યો છે. રીપોર્ટ ઉપરથી જણાય છે કે કુલ આવક ગયા ૭ મહીના દર્મિયાન ૩ કરોડ અને ૯૦ લાખ યેન જેટલી હતી અને કુલ ખર્ચ ૧ કરોડ અને ૯૦ લાખ યેન જેટલો હતો. ઇન્સ્યુરન્સ, ખાદ વિગેરે માટેની થાપણ રાખેલી રકમ ૨૫ લાખ યેન જેટલી હતી. ચોખ્ખા નફાની રકમ લગભગ ૧ કરોડ અને ૭૦ લાખ યેન જેટલી થાય છે; એટલે કે કુલ ભરાયેલી થાપણ ઉપર દર વર્ષે દર સેંકડે ૬૫ ટકા જેટલો નફો લગભગ થયો એમ ગણી શકાય. પાછલાં વર્ષોની બાકી પુરાંત આ સાથે ઉમેરતાં કંપનીના હાથમાં ૨ કરોડ અને ૪૦ લાખ યેનથી કાંઇક વધારે રકમ વાપરવા માટે રહી હતી. આમાંથી ૮ ટકા જેટલું ડીવીડન્ડ, અને બે ટકા જેટલું ખાસ ડીવીડન્ડ આપતાં અને ૧૮ ટકાનું બીજું વધારાનું ડીવીડન્ડ આપતાં કુલે લગભગ ૧ કરોડ અને ૮૦ લાખ યેન જેટલી રકમ બીજા વર્ષના હિસાબે પેટે પુરાંત તરીકે લઇ જવામાં આવી હતી.

* બોર્ડ ઑફ ટ્રેડ જનરલ ઉપરથી.

---

## ૧૯૧૬ ની સાલનો બ્રિટિશ વ્હેપાર.

ગઇ સાલના બ્રિટિશ વ્હેપારનો રીપોર્ટ જોતાં આયાતી વ્હેપાર માટે વહાણોની આવ જાવ ઉપર હજી વધુ કાબુ મુકવાની જરૂરી આત જણાય છે. નિકાશ અને આયાતનં આંકડા સરખાવતાં વહાણો ઉપરનો અંકુશ વધારવાની જરૂર છે એ સ્પષ્ટ જણાઇ આવશે હાલનું નવું રાજય બંધારણ આ બાબત ઉપર વધુ ધ્યાન આપે એ ઘણું ઇચ્છવા જોગ છે. ઇંગ્લાંડની ૧૯૧૬ ના વર્ષ દર્મિયાનની આયાત પૌંડ ૯૪,૯૧,૫૨,૬૭૯ જેટલી લગભગ હતી; એટલે કે ૧૯૧૫ નાં વર્ષ સાથે સરખાવતાં પૌંડ ૯,૭૨,૫૯,૩૨૯ જેટલો વધારો થયો હતો. નિકાશનો આંકડો એજ વર્ષમાં, ૧૯૧૫ ના વર્ષ કરતાં ૧૨,૧૬,૭૭,૭૬૪ પૌંડ જેટલો વધ્યો હતો; એટલે કુલે ૫૦,૬૫, ૪૬,૨૧૨ પૌંડ જેટલો થયો હતો. એકલા ડીસેંબર મહીનામાં આયાત કુલે ૭,૫૪,૦૦,૩૦૬ પૌંડ જેટલી ગયા વર્ષના (૧૯૧૫ ના) ડીસેંબર મહીનામાં થએલી આયાત કરતાં પૌંડ ૫૦,૭૯,૬૯૧ જેટલી વધારે હતી; જ્યારે એ મહીનામાં નિકાશ કુલ ૩,૯૯,૨૮,૪૬૦ પૌંડ જેટલી એટલે ગયા વર્ષના (૧૯૧૫ ના) ડીસેમ્બર મહીના કરતાં કુલે ૫૯,૮૦,૯૪૧ પૌંડ જેટલી વધારે હતી.

---

## પી. એન્ડ ઓ. નેવીગેશન કંપની ( પેનીન્સ્યુલર એન્ડ ઓરીએન્ટલ કંપની ) નો હીસાબ ( ૧૯૦૭ થી ૧૯૧૬).

| સપ્ટેમ્બર ૩૦ મી | | પેસેન્જરના ભાડાની ઉપજ. | માલની ઉપજ. | કુલ ઉપજ. | ચોખ્ખી આવક. | ડીવીડન્ડ | ડેપ્રીસીએશન એકાઉન્ટ ખાતે |
|---|---|---|---|---|---|---|---|
| | | પૌંડ | પૌંડ | પૌંડ | પૌંડ | % | પૌંડ |
| ૧૯૦૭ | ... | ૧૧,૫૧,૦૦૦ | ૧૫,૫૫,૬૦૦ | ૩૧,૦૫,૦૦૦ | ૨,૧૫,૯૦૦ | ૧૩ | ૪,૫૯,૮૦૦ |
| ૧૯૦૮ | .. | ૧૧,૬૮,૩૦૦ | ૧૫,૨૦,૧૦૦ | ૩૦,૭૯,૯૦૦ | ૨,૪૯,૧૦૦ | ૧૩ | ૩,૭૪,૧૦૦ |
| ૧૯૦૯ | ... | ૧૨,૩૧,૫૦૦ | ૧૫,૧૮,૮૦૦ | ૩૧,૩૨,૨૦૦ | ૨,૧૬,૯૦૦ | ૧૩ | ૩,૭૫,૯૦૦ |
| ૧૯૧૦ | ... | ૧૨,૪૭,૫૦૦ | ૧૭,૩૪,૨૦૦ | ૩૩,૭૪,૬૦૦ | ૨,૦૯,૫૦૦ | ૧૩ | ૫,૧૦,૮૦૦ |
| ૧૯૧૧ | ... | ૧૨,૯૪,૪૦૦ | ૧૭,૨૧,૭૦૦ | ૩૪,૦૪,૬૦૦ | ૨,૦૯,૨૦૦ | ૧૩ | ૫,૫૯,૫૦૦ |
| ૧૯૧૨ | ... | ૧૨,૯૭,૬૦૦ | ૧૮,૩૧,૫૦૦ | ૩૫,૩૧,૫૩૦ | ૨,૩૯,૫૦૦ | ૧૫ | ૪,૯૬,૨૦૦ |
| ૧૯૧૩ | ... | જુદી જુદી દેખાડવામાં આવી નથી. | | ૩૮,૬૯,૧૦૦ | ૪,૯૧,૭૦૦ | ૧૫ | ૪,૫૯,૯૦૦ |
| ૧૯૧૪ | . | | | ૩૪,૫૫,૬૦૦ | ૨,૯૧,૫૦૦ | ૧૫ | ૪,૫૦,૦૦૦ |
| ૧૯૧૫ | ... | | | દેખાડવામા આવી નથી. | ૪,૩૧,૧૬૧ | ૧૫ | દેખાડવામા આવ્યા નથી. |
| ૧૯૧૬ | ... | | | | ૭,૧૭,૫૦૦ | ૧૮ | |

---

ચીનની જે પેઢીઓ સાથે આયાતી અને નેકાશી વ્હેપાર કરી શકાય તેવી પેઢીઓનું વધુ લીસ્ટ નીચે મુજબ છે.

| પેઢીનું નામ. | શહેર. |
|---|---|
| મેમ. બાચા. એન્ડ કુ પની. | શાંગહાઈ. |
| મેફ્. પી. બેઝ પેલોફ્. | હારબીન. |
| મમીદાના બુરખાત એન્ડ કુંપની. | |
| મેફ્. સી. ફ્રૅાકન. | |
| ઈન્ગટ્ટ પ્રોડક્ટસ એકસપોર્ટ કુંપની. | |

આ ઉપરાંત અમને એક જાહેરનામું મળ્યું છે જેમા જણાવવામા આવ્યું છે કે અગાઉ જણાવેલા લીસ્ટમાથી નીચેના નામો કાઢી નાખવામા આવે છે એટલે કે નીચેની પેઢીઓ સાથે આયાતી નિકાશી વ્હેપાર થઇ શકશે નહીઃ—

| પેઢીનું નામ. | શહેર. |
|---|---|
| ચ ગ. ડા. ગુએન | શાંગહાઈ. |
| ડાંગ. સીંગ. વૅા એન્ડ કુ પની. | ,, |

જાપાનમાં અણખ આયાત કરવા માટે નીચેની એક વધુ પેઢીને મંજુરી મળી છેઃ—

ચીજોડા ગુમી (ટોકીઓ.)

---

## રૂના પાકનો વર્તારો.

૧૯૧૬–૧૭ નો ત્રીજો વર્તારો નામદાર હીંદી સરકાર તરફથી બહાર પડયો છે. આ વર્તારો જુદી જુદી પ્રાંતિક સરકારો તરફથી મળેલી ખબરોને આધારે ઘડાય છે. ડીસેં-બરની ૧ લી તારીખ સુધીની રૂના પાક માટેની આકણી આ વર્તારામાં જણાવવામાં આવી છે. આ પછીનો ચોથો વર્તારો ફેબ્રુઆરી મહીનાની આખર સુધીમાં બહાર પડશે.

રૂનો પાક જે જમીનોમાં થતો હોય તેવી જમીનનું કુલ માપ ૨,૦૭,૦૨,૦૦૦ એકર જેટલું અંકાયુ છે. ગયા વર્ષમાં આ મોસમમાં એ માપ ૧,૭૩,૮૯,૦૦૦ એકર જેટલું હતું. એટલે લગભગ ૧૯ ટકા જેટલો વધારો થયો છે ગયા વર્ષની (૧૯૧૫–૧૬) છેલ્લી આંકણી કરતાં કુલે ૧૫ ટકાનો વાધરો આ વર્ષ માટે આકવામા આવ્યો છે.

બીજા આંકડા નીચે પ્રમાણે છેઃ—

| ગયા વર્ષનો આજ મોસમનો કુલ પાકનો આકડો. | આ વર્ષનો કુલ પાકનો આંકડો. |
|---|---|
| ગાંસડી | ગાસડી |
| * ૩૬,૮૬,૦૦૦ | ૪૫,૧૫,૦૦૦ |

* દરેક ગાસડી ૪૦૦ રતલની લેખાય છે

આ રીતે આ વર્ષમાં ૨૨ ટકા વધારો દેખાડવામાં આવ્યો છે ગયા વર્ષના કુલ પાકનો આંકડો જોતાં ૧૮ ... વધારો અંકાયો .છે વળી ગયા વર્ષની નિકાશ, મીલોમાંનો વપરાશ અને ... કારખાનાંના વપરાશના કુલ આંકડાઓ સા આ વર્ષનો આંકવામાં આવેલો કુલ પાક ... ટકા જેટલી ઘટ બતાવે છે.

---

## ચોખાના પાકનો વર્તારો

---

ઉપર પ્રમાણે ઇ. સ. ૧૯૧૬–૧૭ નો ચોખાના પાકનો બીજો વર્તારો ના. હીંદી સરકાર તરફથી પ્રાંતિક સરકારો તરફથી મળેલી ખબરોને આધારે બહાર પાડવામાં આવ્યો છે આ વર્તારામાં આખા બ્રિટિશ હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં ચોખાનો પાક થાય છે તે પ્રાંતોમાં ૯૯ ટકા જેટલા ભાગોનો રીપોર્ટ લેવાએલો છે. માત્ર કુર્ગને અને મુંબાઇનો ( એપ્રીલની શરૂઆતનો ) પા ગણત્રીમાં લેવામા આવ્યો નથી. તા. ૧ ... ડીસેંબર સુધીના રીપોર્ટનો આધાર આ... લેવામાં આવ્યો છે. આ પ્રદેશોનુ ચોખા ઉત્પ... કરનાર જમીનનું કુલ માપ માત્ર ૯૭,૦... એકરજ છેઃ—

---

| ગયા વર્ષમાં અંદાયેલું જમીનનું કુલ માપ (આજ મોસમનું) | આ વર્ષનું માપ. | ગયા વર્ષનું છેવટનું કુલ માપ. |
| --- | --- | --- |
| એકર. | એકર. | એકર. |
| ૭,૬૪,૦૮,૦૦૦ | ૭,૮૫,૮૦,૦૦૦ | ૭,૭૬,૦૦,૦૦૦ |

આ પ્રમાણે ગયા વર્ષની આજ મોસમની
શી કરતા આ વર્ષની આકણીમાં ૩ ટકા
ા અને ગયા વર્ષની કુલ આકણી કરતાં
ા જેટલો વધારો જણાય છે.

આ વખત વરસાદ અને રેલ વિગેરેથી લગ
દરેક પ્રાંતના પાકને નુકસાન પહોંચ્યું હતું
બંગાળા બિહાર અને ઓરીસ્સાના
શિયાળાના પાક માટે અને મદ્રાસ, બર્મા
સંયુક્ત પ્રાંતો અને સિંધના આખા વર્ષના
પાક માટે વર્ષ સારૂં નીવડેલું ગણી શકાય.
આસામ, મુંબાઇ અને મધ્યપ્રાંતોના કુલ પાકમાં
અને બંગાળા, બિહાર અને ઓરીસ્સાના ખરી-
ફના પાકમાં વરસાદ અને રેલથી ધાર્યા કરતા
વધુ નુકસાન થયું હતું.

ધી ટાઇમ્સ ઓફ ઇન્ડિયા પ્રેસ, મુંબઇ.

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કિંમત.

ઇ. સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરક્યુલર નંબરે ૫ મા માં બતાવેલી રૂઢી પ્રમાણે ઇ. સ. ૧૯૧૬ માં ખાંડ ઉપર કેટલી જગાત થશે, તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવા હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં પ્રથમ સપ્ટેમ્બર માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંડ્રવેટની સરેરાશ શી કિંમત હતી તે આપવામાં આવ્યું છે, અને બીજા કોલમમાં વરસની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેની સરેરાશ કિંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત. | ઇ.-સ. ૧૯૧૬ ના નવેમ્બર માસમાં થયેલી આયાત | | ૧૯૧૬ ની પહેલી અકટોબર સુધી થયેલી આયાત. | |
|---|---|---|---|---|
| | જથ્થો હંડ્રવેટ | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. રૂ. આ. | જથ્થો. હંડ્રવેટ | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. રૂ. આ. |
| ખાંડ ગાંગડીવાળી બીટ જાતની | ........ | ........ | ...... | ........ |
| ,, ,, સુંવાળી ચીનમાં સુધારેલી | ૧૨,૦૯૬ | ૨૦—૦ | ૧૫,૮૭૭ | ૧૯-૪ |
| ,, ,, જાપાનમાંથી | ૫૬,૮૮૭ | ૧૯—૦ | ૭૧,૦૧૨ | ૧૯-૦ |
| ,, ,, સુંવાળી ઇજીપ્ટમાંથી | ........ | ........ | ........ | ........ |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૬,૧૧,૭૯૯ | ૧૮—૪ | ૧૨,૪૩,૧૦૦ | ૧૭-૧૨ |
| ,, ,, જાવાની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૨,૯૪,૮૮૭ | ૧૬—૧૨ | ૬,૨૭,૮૪૪ | ૧૬—૪ |
| ,, ,, જાવાની ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ........ | ........ | ........ | ........ |
| ,, ,, મોરીસીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી સારી | ૧૮,૭૭૬ | ૧૬,૧૨ | ૧૮,૭૭૬ | ૧૬—૧૨ |

## જોઈન્ટ સ્ટૉક કંપનીઓ.

હિંદુસ્તાનમાં સંયુક્ત થયેલી અને ઇન્ડીયન કંપનીસ ઍકટ ( ૧૯૧૩ ની સાતમી ) ની રૂએ રજીસ્ટર થયેલી કંપનીઓના થાપણમાં અડધા વર્ષ દરમીયાન એટલે ૧૯૧૬ ની વીસમી જુન સુધીનો થયેલો વધારો તેમજ ઘટાડો નીચે પ્રમાણે છે—

| પ્રાંતો. | ગયા અડધા વર્ષમાં ભરાયલી થાપણના એકંદર આંકડા. | | અડધા વર્ષ દરમિયાનમાં રજીસ્ટર થયેલી નવી કંપનીઓ. | | અડધા વર્ષ દરમિયાનમાં બંધ થયેલી કંપનીઓ. | | |
|---|---|---|---|---|---|---|---|
| | શેરોનાં ભંડોળ. | ડીબેનચરનું ભંડોળ | સંખ્યા | મંજુર થયેલી શેરોની થાપણ | સંખ્યા. | ભરાયલી શેરોની થાપણ. | ભરાયલી થાપણના ડીબેનચરનો ભંડોળ. |
| | રૂપીઆ. | રૂપીઆ | | રૂપીઆ. | | રૂપીઆ. | રૂપીઆ |
| મદ્રાસ... ... ... | ૫,૭૬,૯૧,૭૭૫ | ૩૮,૩૦,૦૫૨ | ૧૦ | ૨૧,૬૭,૫૦૦ | ૨૦ | ૭,૮૪,૯૨૩ | ૧,૦૦,૦૦૦ |
| મુંબઈ.. .. .. | ૩૦,૩૨,૧૫,૩૨૫ | ૪,૫૭,૪૮,૯૦૯ | ૮ | ૫૧,૭૫,૦૦૦ | ૪૫ | ૧૫,૪૩,૨૭૧ | ૭૫,૦૦૦ |
| બંગાળ . .. | ૩૧,૬૮,૫૫,૨૭૨ | ૫,૮૧,૦૨,૯૫૭ | ૨૯ | ૮૬,૮૦,૦૦૦ | ૭ | ૬,૪૧,૪૯૨ | ...... |
| યુનાઇટેડ પ્રોવિનસીસ ... | ૪,૬૦,૧૪,૧૮૭ | ૧૬,૨૪,૮૬૦ | ૩ | ૨,૧૦,૦૦૦ | ૯ | ૧,૮૨,૯૧૪ | .... . |
| પંજાબ... ... ... | ૧,૩૫,૮૭,૦૪૦ | ૬,૧૫,૬૦૦ | ૪ | ૫૦,૯૦,૦૦૦ | ૫ | ૧,૮૦,૭૭૩ | .. ... |
| દીલ્હી ... ... .. | ૨૯,૯૨,૫૪૨ | ... ..... | ૨ | ૮,૨૦,૦૦૦ | ... | ...... | .. .. |
| નૉર્થ-વેસ્ટ ફ્રન્ટીયર પ્રોવીન્સ. | ૨,૨૦,૩૧૯ | ......... | .. | ... .. | ... | ...... | .. ... |
| બર્મા ... ... .. | ૫,૪૪,૫૪,૬૧૯ | ........ | ૨ | ૧,૨૦,૦૦૦ | ૬ | ૨,૧૬,૬૩૬ | ...... |
| સેન્ટ્રલ પ્રોવિન્સ અને બીરાર. | ૪૫,૩૯,૭૩૨ | ૨૬,૩૯૩ | ... | ...... | ... | .. .. | ...... |

ધી ખોરશે ટાઈપ માર્ટ ૨૨ શેક સ્ટ્રીટ ફોર્ટ મુંબઈ.

## IMPORT OF COTTON YARN.

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૬ ના નવેમ્બર મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા તેથી ઉંચા નબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું.

| જાત અને નબર. | બંગાળા. | મુંબઇ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ |
|---|---|---|---|---|---|---|
| મ્યુલ ઍન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ. |
| નં. ૩૧ થી ૪૦ | ૨,૩૬,૭૪૧ | ૧,૮૬,૩૩૭ | ૨૮,૦૦૦ | ૧૧,૦૦૦ | .. ... | ૪,૬૨,૦૭૮ |
| નં. ૪૧ થી ૫૦ | ૧૫,૫૫૨ | ૧,૧૧,૭૦૫ | ૧,૦૦૦ | ૧૭,૫૦૦ | ...... | ૧,૪૫,૭૫૭ |
| ન ૫૦ થી ઉપર | ૪૭,૮૦૬ | ૧,૮૯,૨૬૧ | ૫૦૦ | ...... | ..... | ૨,૩૭,૫૬૭ |
| ઑરેન્જ, રેડ અને બીજા રંગોવાળું નં. ૩૧ થી ૪૦ | ૨,૧૮,૩૯૩ | ૧૪૬,૫૨૦ | ૪૬,૭૬૧ | ૩,૧૦,૨૦૬ | ૨૨,૪૦૦ | ૭,૪૪,૨૮૦ |
| નં. ૪૧ થી ૫૦ | ........ | ...... | ...... | ૫૫,૬૦૦ | ૩,૮૦૦ | ૫૯,૪૦૦ |
| નં. ૫૦થી ઉપર | ... .. | ૪,૧૦૦ | ... .. | ૧૦,૮૦૦ | ૪,૩૫૦ | ૧૯,૨૫૦ |
| ટોટલ | ૫,૧૮,૪૯૨ | ૬,૩૭,૯૨૩ | ૭૬,૨૬૧ | ૪,૦૫,૧૦૬ | ૩૦,૫૫૦ | ૧,૬૬૮,૩૩૨ |

## COMPARATIVE STATEMENT OF TRAFFIC AT THE PORT TRUST WAREHOUSES FOR THE MONTH OF DECEMBER 1916.

## ઇ. સ. ૧૯૧૬ ના ડીસેમ્બર માસ માટે પોર્ટટ્રસ્ટની વેરહાઉસીઝમાંના વેપારને લગતા સરખામણી કરનારા આંકડા.

| માલની જાત. | તા. ૩૧ મી ઑક્ટોબર ૧૯૧૬ ના દિને સ્ટૉક | ૧૯૧૬ ના નવેમ્બરમાં થયેલી ડીલીવરી | ૧૯૧૬ ના નવેમ્બર ૩૦ મી તારીખે સ્ટૉક. | ૧૯૧૫ ની ૩૦ મી નવેમ્બર ને દિને સ્ટૉક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી | | | | |
| ,, ,, પેટી | | | | |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી | | આ વખતે આ આંકડા | | |
| રેશમ તથા ઉનની પેટી | | મળી શકયા નથી. | | |
| ટ્વીસ્ટ અને યાર્ન (સુતરાઉ) પેકેજીઝ | | | | |
| ,, રેશમ તથા ઉનના પેકેજીઝ | | | | |
| ત્રાંબાના ટન | | | | |
| પીતળના ટન | | | | |

ધી આર્ય્ય દાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ, મુંબઇ.

# IMPORTS OF SUGAR.

## પરદેશી ખાંડની આયાત.

ઇ. સ. ૧૯૧૬ ના નવેમ્બર માસમાં હિંદુસ્તાનમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઈ હતી.

| જે દેશોમાંથી આયાત થઇ હોય તેનું નામ. | ૧૯૧૫. | ૧૯૧૬. |
|---|---|---|
| | હંડ્રવેટ. | હંડ્રવેટ. |
| યુનાઇટેડ કીન્ગડમ ... ... ... | ૪૭૨ | ૩૪૩ |
| જર્મની ... ... ... | ...... | ...... |
| હૉલાંડ ... ... ... | ...... | ...... |
| બેલજીયમ ... ... ... | ...... | ...... |
| ફ્રાન્સ ... ... ... | ...... | ...... |
| ઑસ્ટ્રીયા હંગરી ... ... ... | ૨૦૨ | ...... |
| સ્ટેટસ સેટલમેન્ટસ. ... ... ... | ૨,૫૩૯ | ૨૦,૩૯૪ |
| જાવા ... ... ... | ૯,૨૩,૦૯૯ | ૮,૮૭,૫૯૩ |
| ચીન ... ... .. | ૧૬,૮૯૨ | ૧૩,૫૯૫ |
| ફીલીપાઇન્સ ... ... ... | ...... | ...... |
| જાપાન . ... ... | ૨,૪૧૧ | ૫૬,૯૩૭ |
| ઈજીપ્ત ... ... ... | ૧૨૬ | ૨૨ |
| મોરીશિયસ ... ... ... | ૮૧,૧૭૭ | ૧૮,૭૭૬ |
| વેસ્ટ ઇન્ડીઝ ... ... ... | ...... | ...... |
| સાઉથ અમેરિકા ... ... ... | ...... | ...... |
| આસ્ટ્રેલીયા ... ... ... | ...... | ...... |
| બીજા દેશો ... ... .. | ૫ | ૭ |
| કુલ— | ૧૦,૨૬,૯૨૩ | ૯,૯૭,૬૩૭ |

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| નામ. | બીટની ખાંડ. | | શેરડીની ખાંડ. | | ટોટલ | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૫ હંડ્રવેટ | ૧૯૧૬ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૬ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૬ હંડ્રવેટ. |
| બંગાળા | ... | ... | ૫,૮૪,૩૮૨ | ૪,૨૨,૯૩૫ | ૫,૮૪,૩૮૨ | ૪,૨૨,૯૩૫ |
| મુંબઇ | ... | ... | ૨,૨૦,૯૧૯ | ૪,૧૫,૫૫૬ | ૨,૨૦,૯૧૯ | ૪,૧૫,૫૫૬ |
| સિંધ | ૨૦૨ | ... | ૨,૦૯,૧૨૦ | ૧,૦૩,૯૪૮ | ૨,૦૯,૩૨૨ | ૧,૦૩,૯૪૮ |
| મદ્રાસ | ... | ... | ૪,૮૯૬ | ૩૮,૫૭૫ | ૪,૮૯૬, | ૩૮,૫૭૫ |
| બર્મા | ... | | ૭,૪૦૪ | ૧૬,૬૨૩ | ૭,૪૦૪ | ૧૬,૬૨૩ |
| કુલ | ૨૦૨ | .. | ૧૦,૨૬,૭૨૧ | ૯,૯૭,૬૩૭ | ૧૦,૨૬,૯૨૩ | ૯,૯૭,૬૩૭ |

# SEA-BORNE TRADE OF INDIA.

## હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઇ૦ સ૦ ૧૯૧૬ ના નવેંબર માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી.

| ચીજનું નામ. Imports. | આયાત. ૧૯૧૫ મા | ૧૯૧૬ મા |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| જીવતાં જનાવરો ... ... ... ... | ૬,૧૮,૯૬૦ | ૫,૬૩,૪૧૯ |
| દારૂગોળો હથીયાર વિગેરે. ... ... | ૩,૩૯,૩૪૧ | ૪,૯૮,૭૨૮ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... ... | ૪,૧૮,૮૦૧ | ૩,૮૧,૮૨૦ |
| બુટસ અને શુઝ ... ... ... ... | ૪,૦૯,૩૦૯ | ૫,૪૬,૩૫૮ |
| ઘર બાંધવાનો સામાન ... ... ... | ૭,૪૫,૪૨૦ | ૭,૫૮,૬૦૪ |
| મીણબત્તી ... ... ... ... | ૫૦,૯૮૯ | ૯,૪૯૮ |
| રેલ્વે ગાડાં સિવાયની ગાડીઓ ... ... | ૬૦,૬૫૦ | ૧,૦૬,૫૮૯ |
| રસાયણિક પદાર્થો ... ... ... ... | ૧૩,૧૭,૭૨૨ | ૧૪,૨૮,૯૦૬ |
| ઘડીયાળો ... ... ... ... | ૧,૬૭,૦૯૮ | ૩,૨૯,૧૬૫ |
| કોલસા ... ... ... ... | ૨,૧૮,૦૬૬ | ૫૯,૨૮૪ |
| કૉફી ... ... ... ... ... | ૩૫,૫૧૨ | ૧૬,૫૭૨ |
| કાથો (સીંદરી) ... ... ... ... | ૫,૨૪૧ | ૯,૧૦૩ |
| દોરડાં ... ... ... ... ... | ૧,૦૫,૪૯૫ | ૧,૫૯,૫૧૬ |
| કટલરી (કાપકુપ કરવાના હથીયાર) ... ... | ૮૬,૩૫૪ | ૧,૬૪,૯૧૭ |
| સાઈકલો ... ... ... ... | ૧,૯૫,૭૦૭ | ૧,૪૦,૧૦૬ |
| કપુર ... . ... ... | ૨,૧૨,૪૦૭ | *૪,૧૨,૨૪૦ |
| બીજી જાતની દવા સઘળી કુલ ... . | ૧૨,૨૩,૫૯૮ | ૧૩,૮૦,૫૨૨ |
| લુગડાં રંગવાની ચીજો .. ... .. | ૧,૯૨,૩૮૨ | ૧૨,૬૨,૦૯૬ |
| ફટાકડા ... ... ... . | ૭૦,૯૫૬ | ૬૩,૫૧૯ |
| ફરનીચર ... . .. . | ૧,૪૮,૦૩૯ | ૨,૦૫,૧૨૧ |
| કાચનો સામાન ... ... ... . | ૧૦,૨૦,૭૨૫ | ૧૪,૦૭,૫૧૯ |
| ચોખા ... ... . ... | ૨,૦૧,૯૮૨ | ૬૦,૮૦૧ |
| ઘઉં ... ... ... . | .. ... . | ..... ... |
| ઘઉંનો લોટ ... ... . ... | ૨૦,૬૭૧ | ૧,૯૯૫ |
| હાર્ડવેર .. . ... ... | ૨૧,૮૦,૫૮૮ | ૨૯,૨૫,૦૯૧ |
| ધુપ ... .. ... ... | ૧૯,૯૦૯ | ૫૦,૫૧૫ |
| ચામડાં બિન કેળવાયલા . .. ... | ૩,૪૦,૨૧૮ | ૨,૫૭,૦૧૯ |
| ઇલેકટ્રીસીટીને લગતા હથીઆરો. .. ... | ૮,૯૩,૬૧૫ | ૯,૫૦,૫૫૬ |
| સંગીત વિગેરેને લગતાં હથીઆરો ... ... | ૮૨,૬૫૧ | ૧,૧૬,૯૬૮ |
| હાથીદાંત ... ... ... ... | ૧,૪૦,૨૯૭ | ૩,૫૮,૪૪૪ |
| અંબેસન ... ... ... ... | ૧,૫૦,૬૧૪ | ૪૭,૭૭૫ |

| ચીજનું નામ. | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| અળસીનું તેલ | ૭,૪૫૨ | ૧૦,૪૯૪ |
| બીજી જાતનાં તેલો મળી કુલ | ૧૦,૮૧,૯૭૦ | ૮,૭૪,૦૨૧ |
| ખોળ | ૬,૫૯,૫૨૧ | ૯,૩૧,૨૯૨ |
| અફીણ | ૯,૪૨,૧૦૦ | ૨૬,૯૮,૮૪૫ |
| ઘી | ૨,૫૭,૫૭૦ | ૨,૩૭,૧૪૯ |
| દીવેલી | ૮,૭૭,૨૨૩ | ૮,૫૩,૯૯૨ |
| ટોપરાં | ૬૨,૮૬૦ | ૩,૪૦,૬૨૩ |
| કપાસીયા | ૨,૩૨,૫૮૬ | ૧૬,૧૮૬ |
| ભોંયસીંગ | ૭,૯૯,૧૮૪ | ૧૭,૪૪,૭૪૭ |
| અળસી | ૧૧,૨૫,૨૧૦ | ૯૪,૬૧,૮૨૨ |
| ખસખસ | ૨,૪૮,૦૬૮ | ૧૭,૭૩૬ |
| સરસવ | ૧૧,૦૭,૧૫૬ | ૨૬,૮૫,૩૪૬ |
| તલ | ૧૫,૪૮૭ | ૨,૫૭,૭૨૩ |
| તેજાનો | ૩,૪૫,૬૨૪ | ૩,૯૫,૭૭૧ |
| ખાંડ | ૫૭,૯૯૪ | ૧,૩૧,૯૯૪ |
| ચા | ૨,૧૦,૭૦,૭૬૬ | ૧,૭૯,૫૫,૯૯૭ |
| કાચું રૂ | ૧,૦૮,૮૭,૩૮૪ | ૨,૩૬,૬૩,૨૦૫ |
| ટવીન્ટ અને યાર્ન | ૬૬,૮૪,૪૭૯ | ૮૭,૬૮,૪૧૦ |
| રૂમાલ અને શાલો | ૧,૧૫,૫૮૬ | ૭૬,૫૩૧ |
| પીસ ગુડઝ | ૧૫,૩૨,૬૪૫ | ૫૪,૫૬,૧૫૭ |
| શણ | ૧,૭૪૦ | ૧૫૩ |
| જયુટ કાચું | ૨,૦૪,૫૨,૩૭૮ | ૨,૩૮,૩૦,૩૦૦ |
| ટવીસ્ટ અને યાર્ન | ૧૦,૦૦૦ | ૪૨,૮૩૪ |
| ગની બેગઝ | ......... .. | ૯૨,૭૦,૪૭૨ |
| ગુણપાટ | ........... | ૬,૦૮,૫૮૫ |
| રેશમ ( કાચું ) | ૧૭,૮૦૦ | ૪,૦૫,૨૭૦ |
| રેશમ કુલ | ૯૮,૯૨૯ | ૪,૯૫,૫૬૩ |
| ઉન કાચુ | ૧૭,૯૦,૦૭૭ | ૧૬,૫૩,૬૮૯ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે | ૯૬,૯૦૩ | ૩,૫૨,૭૨૧ |
| તંબાકુ, બીડી વિગેરે | ૩,૧૯,૮૯૫ | ૬,૩૨,૮૪૪ |
| લાકડા, પાટીયાં વિગેરે | ૭,૪૯,૪૪૩ | ૪,૪૮,૫૦૩ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ઘઉંની નિકાશ સાથે | ૧૩,૯૦,૪૬,૮૧૮ | ૨૨,૧૮,૭૫,૩૦૧ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ઘઉંની નિકાશ સિવાય. | ૧૩,૯૦,૪૬,૮૧૮ | ૨૧,૪૧,૮૨,૬૮૮ |

# OMMERCIAL INTELLIGENCE.

## વેપારી બાતમી.

આ મથાળા નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી બાતમીઓ આપશું. અત્રેના કોઇ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇ પણ જાતની વેપારી બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઈ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | |
| ,, એફ. ૧૯૭ | લન્ડનની એક પેઢી. | રમકડાં અને પુતળીઓના વ્હેપાર માટે એજંટો નીમવા માંગે છે. |
| એફ. ૧૯૮ | માન્ચેસ્ટરની એક પેઢી. | કૉટન વેસ્ટનો વ્હેપાર કરતી કોઇ હીંદુસ્તાનની સારી પેઢી સાથે વિલાયતમાં વેચાણ માટે એજન્સી બાંધવા ઇચ્છે છે. |
| ,, એફ. ૨૦૨ | યુનાઇટેડ કીંગડમની એક પેઢી. | હીંદુસ્તાનની એવી કોઇ પેઢી સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે, કે જે ચોકખો અને મ્હોટા જથામાં બરાબર રીતે મૅન્ગેનીઝ ડાયોકસાઇડ પુરો પાડી શકે. |
| ,, એફ. ૨૦૩ | ચમ્પારાન (મેહસી) ની એક પેઢી. | નાળીએરીનાં કોટલાં, બટન બનાવવા માટે પુરાં પાડે તેવી કોઇ પેઢી સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે. |
| ,, એફ. ૨૦૬ | કેનેડામાં ટોરેટોની એક પેઢી. | બટન બનાવવામાં કામ લાગે તેવાં મોતી પુરાં પાડે એવી પેઢી સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે. |
| ,, એફ. ૨૦૭ | જાપાનની એક પેઢી. | પોતાની તીજોરીઓ વેચવા માટે હીંદુસ્તાનમાં તીજોરીનો વ્હેપાર કરનાર સાથે પત્ર વ્યવહાર કરવા માંગે છે. |
| ,, એફ. ૨૦૯ | કલકત્તાની એક પેઢી. | સેલેનાઇટ, કૅલસાઇટ લોખંડના પાયરાઇટ અને સ્ટેટાઇટ માટેના ખરીદનારાઓ (દલાલો નહી) સાથે પત્રવ્યવહાર કરવા માંગે છે. |

| ખબર મોકલનારનું નામ | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઈ બાબતનો વેપાર કરવા માંગે છે |
|---|---|---|
| ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ | | |
| ,, એફ. ૨૧૦ | શેફીલ્ડની એક પેઢી. | ચારકોલ આયરન મોટા જથામાં ભેગો કરી પુરો પાડી શકે એવા માણસો સાથે પત્રવ્યવહાર કરવા ઇચ્છે છે |
| ,, એફ. ૨૧૧ | કાનપોરની એક પેઢી | કપાસ અને દાણાના ખરીદનારા સાથે સંબધ બાંધવા ઇચ્છે છે. |
| ,, એફ. ૨૧૩ | રાયચુર (દક્ષિણ) નો એક વ્હેપારી. | લીમડાના બીઆના ખરીદનાર સાથે સંબધ બાંધવા ઇચ્છે છે. |
| ,, એફ. ૨૧૪ | જાપાનની (કોબે) એક પેઢી. | જાપાની પરચુરણ સામાન અને ખાસ કરીને સાઇકલો અને વૅક્યુમ ફ્લાસ્કસ વેચવા માટે એજંટો નીમવા માંગે છે. |
| ,, એફ. ૨૧૬ | રાવલપીંડીની એક પેઢી | જુની મોટોરટ્યુબો અને ટાયરો અને જુનાં એલ્યુમીનીયમનાં વાસણોના ખરીદનારાઓ સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે |
| | કૉલનવૉટર અને સેન્ટ બનાવનાર એક વ્હેપારી કંપની. | આ જાતનો ધંધો કરનાર એજંટો વિગેરે સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે. |

ઉપરની બાતમીઓમા જે ઠેકાણે 'ઇન્ડીયન ટ્રેડ જર્નલ' લખેલું છે તેના સંબંધમાં સીધું ડાયરેક્ટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી લેવું. (આ ચેમ્બરનું નામ તે કાગળમા લખવું).

નોટ.

"ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ"ના નંબરની બાતમીઓના સંબંધમાં તે બાતમી માગનાર વેપારી યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે સિવાય તેવી બાતમીઓનો જવાબ આપવામાં આવશે નહિ.

*Registered No. B. 801.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૯મું VOL. IX. MARCH 1917. No. 9. માર્ચ ૧૯૧૭. અંક ૯ મો.

અનુક્રમણિકા.



INDEX.

# EDITOR'S STUDY.

# અધિપતિની નોંધ.

ગ્રેટબ્રિટનની સરકાર તરફથી લડાઇ પહેલાં વેપાર અને ઉદ્યોગની ખીલવણી તરફ જોઇએ તેટલું ધ્યાન અપાયું નહોતું. છુટાપણાના વ્હેપારની રાજ્યનીતિ કે જેને માન્ચેસ્ટરની રાજ્યનીતિ તરીકે પણ જાણવામાં આવે છે, તેની અસર એટલી બધી ત્યા હતી કે તેથી વેપાર અને ઉદ્યોગને ખીલવવામા સરકારે આ ગેવાની ભરેલો ભાગ લેવો તે પણ બેહુદુ ગણાતું હતું. પરિણામ એ આવ્યું કે ધીમે ધીમે બ્રિટીશ વ્હેપારને જર્મનીએ અને યુનાઇટેડ સ્ટેટસે હઠાવવા માંડ્યો. લડાઇ ફાટવાથી આ જાતની સ્થિતિ બદલાઇ. બ્રિટીશ સરકારને લાગ્યું કે સ્ટેટ તરફથી વેપાર અને ઉદ્યોગને જે મદદ બીજા રાજ્યોમાં અપાય છે તે ગ્રેટબ્રિટનમાં ન આપવાથી ઘણું નુકશાન થાય છે. બોર્ડ ઑફ ટ્રેડનું એક ખાતું તે વેપારી ખબર આપનારૂં ખાતું છે કે જેને Commercial Intelligence branch કહેવામા આવે છે. જે લોકોએ તે ઑફિસ લડાઇ પહેલા જોઇ હશે તેઓ જો અત્યારે ત્યાં જાય તો ઓળખી પણ ન શકે એટલો બધો અંદર ફેરફાર કરવામાં આવેલો છે. જ્યારે પેહલાં ત્યા થોડાજ કલાર્કો કામ કરતા હતા ત્યારે હમણાં દોઢસો કલાર્કો કામ કરે છે. લડાઇ પેહલા રોજની આશરે પચાસ ઇન્કવાયરીઓ ત્યા આવતી, હાલ દર કલાકે એટલીજ ઇન્કવાયરીઓ આવે છે. આવી બધી પુછપરછ માટે કંઇ પણ ફી લેવામાં આવતી નથી પણ દરેક વેપારી અને કારખાનાંવાળાને બનતી સગવડ આપવામાં આવે છે. જો તેઓને કંઇ ચીજ વેચાતી લેવી હોય તો તેમને બતાવવામાં આવે છે કે કયા દેશમાથી અને કઇ જગ્યાથી મળી શકશે. જો તેમને કંઇ ચીજ વેચવી હોય તો તેમને બતાવવામાં આવે છે કે તેઓએ તે કયાં વેચવી. આવી રીતે બૉર્ડ ઑફ ટ્રેડનાં આ ખાતા તરફથી વેચનારાઓ અને ખરીદનારાઓને એકઠા લાવવામાં આવે છે. કેટલીએક ચીજો એવી છે કે જેનો કંઇ અગત્યનો ભાગ પરદેશમાં બનતો હોવાથી ગ્રેટબ્રિટનને તે બીજા દેશો ઉપર આધાર રાખવો પડતો. દાખલા તરીકે લેડીઝ હેન્ડબેગ ગ્રેટબ્રિટનમા બને છે પણ તેનું ધાતુનું ફ્રેમ જર્મની ને ઑસ્ટ્રિઆમા બનતુ અને ત્યાંથી હજારો ફ્રેમો ગ્રેટબ્રિટન આવતાં. પરિણામ એ આવ્યું કે લડાઇ ફાટી નીકળી ત્યારે હેન્ડબેગનો ઉદ્યોગ એકદમ અટકી પડયો. એજ પ્રમાણે રમકડાની પુતળીઓ બીજી બધી રીતે ગ્રેટબ્રિટનમા તૈયાર થતી પણ તેનાં માથાં જર્મનીમાં તૈયાર થતા. આથી કરીને બૉર્ડ ઑફ ટ્રેડના આ ખાતાનો મૂળ ઉદ્દેશ એ છે કે દેખાઇતી રીતે નાની પણ બહુજ ઉપયોગી ચીજો કે જેના ઉપર કેટલાએક ઉદ્યોગોનો આધાર રેહે છે, તે ગ્રેટબ્રિટનમાંજ બનાવવી જોઇએ એ ખાતાની

---

બ્રાકન આગેઠ ટાઇસની ડીઝા

થાય છે એમ કહેવામાં આવે છે. વેપારીઓ અને કારખાનાંવાળાઓની એક કાર્ડ-ઇન્ડેક્સ (અનુક્રમે ગોઠવેલી નામોની ટીપ) તૈયાર કરવામાં આવેલી છે કે જેમાં આશરે ૨૫૦૦૦ નામો સમાવેલા છે. આ પ્રમાણે બ્રિટીશ બૉર્ડ ઑફ ટ્રેડમાં નવીન જાગૃતિ આવેલી છે

---

સંસ્થાનો અને હિંદુસ્તાનના વેપારીઓની એક મૂળ ફરિયાદ એમ છે કે તેઓને સંસ્થાનોમા હિંદુસ્તાન અને ઇંગ્લંડ એમ બંનેનો આવક ઉપરનો કર આપવો પડે છે. બધી જાતના કરનું દ્રષ્ટિબિન્દુ સમાનપણું એ હોવું જોઇએ લડાઇના વખતમાં સામ્રાજ્યને માટે કર વધારે આપવા બાબત કોઇ ઠેકાણે કોઇ વેપારીઓએ વાંધો લીધો હોય એમ લાગતું નથી, પણ જ્યારે તેઓને એકલા ગ્રેટબ્રિટનમાંજ કામ કરતા અને રહેતા વેપારીઓ કરતા ૫૦ કે ૧૦૦ ગણો કર વધારે આપવો પડે, ત્યારે તેઓ ફરિયાદ કરે એમા નવાઇ જેવુ નથી. ઇકૉનૉમિસ્ટ લખે છે કે આવી જાતની રૂઢીથી અસર એ થાય છે કે સામ્રાજ્યનાં એક સંસ્થાનમાં પોતાનો ધધો હોય અને ઇંગ્લંડમા રહેતો હોય એવા આદમીને બેવડો આવક કર આપવો પડે તેનાથી સામ્રાજ્યનાં એકત્વને ધોકો પહોચે એમ લાગે છે, સરકાર તરફથી દલીલ મુળ એક છે તે એ કે જો બેવડો આવક કર કાઢી નાખવામાં આવે તો કોઇ એક સંસ્થાન દાખલા તરીકે ઑસ્ટ્રેલીયા પોતાના આવક કરમાં સહેજ વધારો કરે તો તેટલો ઘટાડો ઇંગ્લંડની સરકારે કરવો જોએ સંસ્થાનો તેમજ હિંદુસ્તાન જ્યારે પોતાને માટે જકાતો સબંધી સ્વતંત્રતા માગે છે ત્યારે બ્રિટીશ સરકારને [illegible]સ્વતંત્રતા આમ ખોઇ દેવી પડશે એમ [illegible]માં આવે છે. આ દલીલ સુલેહના [illegible]ય ચાલે પણ હમણાના લડાઇના [illegible]થાનો જે વધારાના કરો મૂકે લડાઇ માટેજ છે અને તેથી બ્રિટીશ સરકાર જે વધારો નાંખે અને સંસ્થાનો જે વધારો નાંખે તેમાં ફેર ગણવો જોઇએ નહિ છેલ્લા બજેટ વખતે કેટલીકએક છુટછાટ મુકવામાં આવી હતી, તે એવી રીતે કે ઑસ્ટ્રેલિયા કે કોઇ બીજે ઠેકાણે જે રકમ ઉપર આવકનો કર આપવામાં આવેલો હોય તેના ઉપર ઇંગ્લંડમાં રેબેટ આપવી પણ આ રેબેટ એક પાઉંડમાં ૧ શી. ને ૬ પેન્સ કરતાં વધુ હોવી ન જોઇએ. એટલે જો સંસ્થાનોમાં તેને ૫ શી આપવા પડયા હોય તો ઇંગ્લંડમાં ૩ શી ને ૬ પેન્સ આપશે. આ ગોઠવણ હજુ સંતોષકારક લેખાતી નથી અને તેથીજ કંઇ નવા ફેરફારો માટે મી ચેમ્બરલેન તેમજ સંસ્થાનોના સેક્રેટરી પાસે વારવાર ડેપ્યુટેશનો જાય છે.

---

જુદી જુદી સરકારો તરફથી જે બ્લુ બુકો (સરકાર તરફથી નીકળતી ચોપડીઓ) કાઢવામાં આવે છે તેમા અમેરીકાના યુનાઇટેડ સ્ટેટ્સની બ્લુ બુકો અથવા તો વ્હાઇટ બુકો [કારણ તેઓને સફેદ પુઠાં હોય છે] સૌથી સારી ગણવામા આવે છે. તેમાં બધી જાતની વિગત બહુ વિસ્તારથી તેમજ એકદમ માલુમ પડે એવી-રીતે ગોઠવવામાં આવે છે. આપણી હિંદુસ્તાનની સરકારના આકડા ખાતા તરફથી જે ચોપડીઓ બહાર પાડવામાં આવે છે, તેમાં છેટલા બે વર્ષ થયાં, કે જ્યારથી મી. શીરાઝના હાથ નીચે તે ખાતું આવેલું છે, ઘણો અગત્યનો ફેરફાર કરવામા આવેલો છે. હિંદુસ્થાનના વેપારનુ વાર્ષિક રીવ્યુ જે એ ખાતાં તરફથી બહાર પાડવામા આવે છે તેને માટે ઇંગ્લંડના કેટલાંએક પત્રોએ એટલો બધો ઉંચો મત બાંધેલો છે કે તેઓ કહે છે કે તેના જેવું પુસ્તક બ્રિટીશ બૉર્ડ ઑફ ટ્રેડ પણ દરવર્ષે પ્રકટ કરવું જોઇએ!

---

ઉપર જણાવેલાં પુસ્તકમાં મિત્રરાજ્યો, દુશ્મનરાજ્યો અને તટસ્થ રાજ્યોનો વેપાર હિંદુસ્તાન સાથે કયા પ્રમાણમાં વધેલો છે કે ઘટેલો છે તે બાબત ટુંકમા આકડા આપેલા છે જે નીચે આપીએ છીએઃ—

| | આયાત. | | | નિકાશ. | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૩-૧૪ | ૧૯૧૪-૧૫ | ૧૯૧૫-૧૬ | ૧૯૧૩-૧૪ | ૧૯૧૪-૧૫ | ૧૯૧૫-૧૬ |
| મિત્ર રાજ્યો | ૮૭ | ૬૮ | ૬૦ | ૮૧ | ૬૪ | ૭૮ |
| દુશ્મન રાજ્યો. | ૧૨ | ૪ | ૧ | ૨૬ | ૧૧ | ... |
| તટસ્થ રાજ્યો | ૨૩ | ૨૦ | ૨૭ | ૫૯ | ૪૬ | ૫૩ * |

રેલવે વેગનોના ઉપર હાલ જે અસહ્ય બોજો મુકવામા આવેલો છે તેને પહોચી વળવાને તેઓ સમર્થ થાય તેને માટે ફ્રાન્સમા લશ્કરના પ્રધાન અને લશ્કરના વડાએ કેટલાએક નિયમો કાઢેલા છે ચાલુ વર્ષના જાન્યુઆરીની ૧ લી તારીખથી એમ ઠરાવ બહાર પાડવામાં આવેલો છે કે કાપડ, પ્રવાહી પદાર્થનાં પીપો, નારંગી, ગાડીઓ વિગેરે જલદી મુસાફરી માટે સ્વીકારવા નહિ. તેમજ કોઇ પણ આદમી એક દિવસમાં ૩૦૦ કીલો કરતાં કોઇ ઠેકાણે વધુ વજન મોકલી શકે નહિ આવી બધી જાતની બંધિમાથી જીવતાં જનાવરો, ફળ, શાક, માખણ, ઇંડા, રોટી, દારૂગોળા માટે સામાન વિગેરે મુકત છે

જે જુદી જુદી ચીજોની નિકાશ ઉપર સરકાર તરફથી બંધી નાખવામા આવેલી છે તેમા ઉન એક છે. બધા લશ્કરોને ગરમ કાપડ વગર ચાલી શકે નહિ આપણા દેશમા દુશ્મન રાજ્યોમાંથી આવતું ગરમ કાપડ અટકી ગયું છે, તેમજ ઇંગ્લડમાથી પણ ઘણુ ઓછુ આવ્યુ છે. તેથી ગરમ કાપડની કિંમત ઘણીજ વધી ગઇ છે, કેટલી વધેલી છે તે નીચેના કોઠા ઉપરથી જણાશે ગરમ સુટીંગ એક વારના ૪ ૪ શી ૬ પેન્સ ઉપરથી ૭ શી. ૩ પેન્સ ઉપર ગયેલ છે, ફલેનલ ૫ શી. ૬ પેન્સ ઉપરથી ૯ થી ૧૦ શી ટવીડ ૭ શી ૬ પેન્સ ઉપરથી ૧૧ શી. ૩ પેન્સ, કાળો અને બ્લ્યુ સર્જ ૬ શી. થી ૧૨ શી. ૬ પેન્સ, અને ઓવરકોટ ૬ શી. થી ૧૦.

દેશી ગરમ કાપડમા નીચે પ્રમાણેના ફેરફાર થયેલા છે. ખાકી સર્જ રૂ ૭-૪ શી રૂ ૪, ફલેનલમા ૩૦ થી ૪૦ ટકા વધારો, શાલ (લોઇ) માં ૧૫ થી ૨૦ ટકા વધારો, ધાબળીઓમાં ૨૯ થી ૩૦ ટકા વધારો.

જર્મનીના વેપાર અને ઉદ્યોગની સામા થવા માટે તેનાંજ કેટલાંએક શસ્ત્રો વાપરવાં જોઇએ તેમજ તેમની પાસે જે શિખવાનું હોય તે શીખવું જોઇએ. ૧૮૮૨ અને ૧૯૦૭ વચ્ચે જર્મનીની વસ્તિમા ૧,૬૫,૦૦,૦૦૦ નો વધારો થયો અને તે છતા ૧૮૭૯ ના સાલમા વેપારી જકાતની જે રાજ્યનીતિ અખત્યાર કરવામા આવી હતી તેનાથી તે વધારાની વસ્તિને માટે કામની જોગવાઇ થઇ રહી. ગ્રેટબ્રિટન અને જર્મનીની મજુરીની બજાર વચ્ચેનો તફાવત એટલા ઉપરથી જાણી શકાશે કે લડાઇ પેહલાંના ૧૦ વર્ષમા દરેક જર્મન જે દેશ છોડીને પરદેશ રહેવા ગયો તે દરેક દીઠ ૧૦ ઇંગ્રેજ પરદેશ રહેવા ગયા

ખેતીવાડીમા જર્મનીએ નીચે પ્રમાણે વધારો કર્યો —

ખેતીવાડીના જરમન કામ કરનારાઓ

| | | | |
|---|---|---|---|
| ૧૮૮૨. | ... | . | ૮૧,૨૦,૦૦૦ |
| ૧૯૦૭... | .. | .. | ૯૭,૩૨,૦૦૦ |
| વધારો ... | | | ૧૬,૧૨,૦૦૦ |

તે મુદતમા અંગ્રેજોના ખેતીવાડીના કામ કરનારાઓમા ૨૬,૦૦,૦૦૦ થી ૨૩,૦૦,૦૦૦ નો ઘટારો થયો. આ યુદ્ધમા જર્મ ખેતીવાડીએ આર્થિક દૃષ્ટિબિન્દુથી સૌથી બળવત્તર સાધન છે, જ સૌથી નબળુ સાધન છે.

* આ આકડાઓ દશ લાખ પૌંડના છે દાખલા તરીકે ૪૬ ત્યા પૌંડ ૪૬ ૦૦,૦૦૦ સમજવા

આયર્ન, સ્ટીલ અને એન્જીનીયરીંગ વિગેરે ઉદ્યોગોની શાખાઓમાં જર્મનીએ નીચે પ્રમાણે વધારો કર્યો છે.—

| | જર્મન ધાતુના કામ કરનારાઓ |
|---|---|
| ૧૮૮૨. .. ... | ૮,૧૫,૦૦૦ |
| ૧૯૦૭... ... ... | ૨૦,૯૩,૦૦૦ |
| વધારો ... ... | ૧૨,૭૮,૦૦૦ |

તે મુદતમાં અંગ્રેજોના કારખાનાઓમાં ફક્ત ૯,૯૦,૦૦૦ થી ૧૫,૦૦,૦૦૦ જેટલો વધારો થયો

ખાણોમાં અને કવારીમા કામ કરનાર જર્મનોની સખ્યામા નીચે પ્રમાણે વધારો થયો છે:—

| | |
|---|---|
| ૧૮૮૨... ... ... | ૭,૭૩,૦૦૦ |
| ૧૯૦૭. . ... ... | ૧૬,૭૭,૦૦૦ |
| વધારો . ... | ૯,૦૪,૦૦૦ |

અંગ્રેજોની સંખ્યામા ૬,૨૦,૦૦૦ થી ૧૧,૦૦,૦૦૦ જેટલો વધારો એટલે કે લગભગ અડધો અડધ વધારો થયો તેજ પ્રમાણે ઘર બાધનારા જર્મનોની સખ્યામા નીચે પ્રમાણે વધારો થયો છે—

| | |
|---|---|
| ૧૮૮૨ ... ... .. | ૯,૪૬,૦૦૦ |
| ૧૯૦૭ .. . . | ૧૯,૦૫,૦૦૦ |
| વધારો... ... | ૯,૫૯,૦૦૦ |

અંગ્રેજોની સંખ્યામાં ૯,૪૦,૦૦૦ થી ૧૪,૦૦,૦૦૦ જેટલો વધારો થયો.

હવે અહિં એટલું ધ્યાનમાં રાખવા જેવું છે કે આ પ્રમાણેના જર્મન ઔદ્યોગિક ઉત્કર્ષમાં જરમનીને ખાસ સરળતા મળેલી ન હતી. દાખલા તરીકે જ્યારે બ્રિટનમાં કોલસો, કારખાનાઓ, અને બન્દરો બધું પાસે પાસેજ છે, ત્યારે જરમનીમા કોલસો, કારખાનાઓ અને બન્દરો બધું બહુ આઘે આઘે છે

તદુપરાન્ત, અંગ્રેજોની માફક જર્મનીને મ્હોટા મ્હોટા સંસ્થાનો નથી કે જે ત્હેને પસંદગીની વેપારની સરળતા આપે; તેમજ અંગ્રેજોની મારક જર્મનીએ પરદેશોમાં આયર્ન અને સ્ટીલ વિગેરેની જરૂર પડે તેવા ઉદ્યોગોમા ઝાઝું નાણુ પણ રોકલ નથી.

ત્યારે આ વિગ્રહ પહેલા જર્મની બ્રીટનના કરતા આવો ઉત્કર્ષ કેમ કરતું હતું તે પ્રશ્ન વિચારવા લાયક છે? કારણોને માટે દૂર જવું પડે તેમ નથી. પોતાને ત્યા પસંદગીની જકાતની રાજ્યનીતિ, સ્ટેટ તરફથી ઉદાર મદદ, બેંકરોની ક્રેડીટ, માલ બનાવનારાઓ અને વ્હાણોના માલેકોનું સુઘટ કાર્યબંધારણ અને કામ કરનારાઓમા ઉદ્યોગ તેમજ ત્હેના વ્હેપાર કરનારાઓમાં જુઠા માર્કા વિગેરે ચલાવવાની ટેવ તથા બ્રીટનમા પરદેશી માલને માટે ખુલ્લા બજારથી લઈ કરીનેજ આ જરમન ઉત્કર્ષ ઉદ્ભવ્યો છે.

# સાભાર સ્વીકાર.

( રિવ્યુઅર-—J. L. D. B )

## હિન્દી લેખમાળા.

પ્રકાશકઃ—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

મૂલ્ય ૦–૮–૦.

ગુજરાતી લિપિમાં ભિન્ન ભિન્ન પ્રકારના ૪૧ હિન્દી લેખો આ પુસ્તકમાં જે આપવામાં આવ્યા છે, તે તેનો ગુણદોષ જોતાં ઉત્તમ પંકિતના અને વિષયમા મનન કરવા જોગ દેખાય છે. યુરોપમા ફ્રેન્ચ ભાષા જેમ સર્વમાન્ય ભાષા ગણાય છે, તેમ હિન્દી ભાષાને આર્યાવર્તમા સર્વમાન્ય ભાષા લેખીએ તો આવાં પુસ્તકો અવશ્ય આવકાર પાત્ર લેખાય. વળી હિન્દી ભાષા આપણાં દેશની અન્ય ભાષાઓ સાથે કેટલુ મળતાપણું દેખાડે છે જે નિચેના દાખલા ઉપરથી તુરતજ જણાશે:—

જ્યારે પંજાબનો રહીશ કહેશે કેઃ—

"કિત્થે, કિત્થે."

અને સંયુકત પ્રાન્તીય બોલશે કેઃ—

"કૌન, કહાં"

બંગાળી પોકારશે કે—' કોથા, કોથાય.'
મરાઠો વદશે કેઃ—"ઇકડે, તિકડે." ત્યારે
ગુજરાતી ચલાવશે કેઃ—"શું છે, કયા છે."

## સ્વામી વિવેકાનન્દ.

(એમના સદુપદેશ-ભાગ ૩.)

અનુવાદક—વસનજી દયાળજી ગણાત્રા.

પ્રકાશકઃ—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

આવૃત્તિ ૧ લી પ્રત ૪૫૦૦

મુલ્ય પાકું પુઠું ૦ાા

વાર્ષિક ગ્રાહકો માટે.

આ કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થતા પુસ્તકો હમેશ એવી કાળજીથી પેસન્દ કરવામાં આવે છે કે ત્હેમને વિશે ઝાઝું લખવું આવશ્યક નથી. સ્વામી વિવેકાનન્દના નામથી હિન્દુસ્થાનમા કોકજ અજાણ્યું હશે. ત્હેમના સદુપદેશનો આ ત્રીજો ભાગ છે. પ્રજાજીવનમા ધર્મ સાહિત્યનો દરજ્જો ઘણો ઉંચો છે અને મનને આનન્દ અર્પનાર સાહિત્યની જોડ જોડ આત્માના વિકાસાર્થે પણ થોડું સાહિત્ય વાચવુ એ દરેક મનુષ્યનું કર્તવ્ય ગણી શકય આવા સાહિત્યમા સ્વામી વિવેકાનન્દના સદુપદેશો યોગ્ય સ્થાનેજ છે. ભાષાન્તર શુદ્ધ અને સરળ છે અને કોઇ પણ વર્ગના મનુષ્યોથી સ્હમજી શકાય તેવું છે.

---

# COMMERCIAL SUBJECTS.

# વેપારી વિષયો.

## INDIAN COAL INDUSTRY.

## હિંદુસ્તાનનો કોલસાનો ઉદ્યોગ.

દૂરંદેશીવાળા અને વ્હેપારી બુદ્ધિવાળા માણસને હાલની કોલસાના ઉદ્યોગની સ્થિતિ જોતાં એમ ચોક્કસ રીતે જણાઇ આવે એમ છે કે એ ઉદ્યોગમા હીંદુસ્તાન ભવિષ્યમા હજી વધારે સારી ખીલવણી કરી શકે એમ છે. ભૂતકાળનો આ ઉદ્યોગનો ઇતિહાસ જો આપણે જોઇએ અને હાલના કોલસાના ઉઠાવને પરિણામે થતો ભાવમાં વધારો જોઇએ તો એમ ખાત્રીપૂર્વક કહી શકાય કે કોલસાનો ઉદ્યોગ દીનપરદીન સારી સ્થિતિએ આવતો જાય છે. આખા દેશમા કોલસાની કુલ પેદાશ ઇ. સ. ૧૮૮૧ ની સાલમા ૮,૯૭,૭૩૦ ટન જેટલી હતી. દસ વર્ષમા એટલે ૧૮૯૧ માં તે વધીને ૨૩,૨૮,૫૬૭ ટન જેટલી થઇ વળી બીજા દસકામા એટલે ૧૯૦૧ મા તે લગભગ ૬૬ લાખ ટન જેટલી થઇ અને ૧૯૧૨ મા ૧ કરોડ ને ૪૦ લાખ જેટલી થઇ અને ૧૯૧૫ મા તો એથી પણ વધીને એ પેદાશનો આકડો ૧ કરે ૯

બીજે નંબરે ગણાય છે તે, તે વર્ષે બન્ને દેશો મળીને માત્ર ૧૦ કરોડ ટન જેટલો કોલસો પેદા કરી શકયા હતા જ્યારે ઉપર જણાવ્યા પ્રમાણે યુનાઇટેડ કીંગડમમાં આખી દુનિયાનો અર્ધો ભાગ એટલે આશરે ૧૩ કરોડ અને ત્રીસ લાખ ટન કોલસો પેદા થયો હતો. બીજા દસ વર્ષમાં યુનાઇટેડ કીંગડમની પેદાશ વધીને ૧૬ કરોડ ટન જેટલી થઇ હતી અને યુનાઇટેડ સ્ટેટસ એજ દસકામાં લગભગ બમણી પેદાશ કરી શકયું હતું. અને જર્મનીએ પણ પોતાની પેદાશ વધારીને લગભગ ૬ કરોડ ટન જેટલી કરી હતી. વળી બીજા દસકામાં યુનાઇટેડ કીંગડમની પેદાશ તો વધી પણ એ અરસામાં યુનાઇટેડ સ્ટેટસે પોતાની પેદાશ એટલી વધારી દીધી કે એ દસકાને છેડે લગભગ યુનાઇટેડ કીંગડમની બરાબરી કરી શકયું. જર્મનીની પેદાશ પણ એ અરસામા વધીને લગભગ ૭ કરોડ અને ૯૦ લાખ ટન જેટલી થઇ હતી. આ પ્રમાણે આગળ

સ્ટેટસ યુનાઇટેડ કીંગડમ કરતાં પહેલાં કરતાં પણ વધારે વધી ગયું અને એની પેદાશ ૪૭ કરોડ અને ૭ લાખ ટન જેટલી થઇ, જ્યારે યુનાઇટેડ કીંગડમની પેદાશ તો માત્ર ૨૬ કરોડ જેટલી જ હતી. જર્મની પણ વધતાં વધતાં છેક નજદીક આવી પહોચ્યું હતું. કારણ એ વર્ષમાં ૧૭ કરોડ ને ૨ લાખ ટન જેટલી પેદાશ એ કરી શક્યું હતું. આખી દુનીઆની પેદાશ એ વર્ષમાં એક અબજ અને ૧૦ કરોડ ટન જેટલી હતી; જેહેમાંથ લગભગ ૯૦ કરોડ જેટલી પેદાશ ઉપરના ત્રણ દેશોની એકઠી કરતાં એટલે લગભગ ૮૩ ટકા જેટલી હતી, અને હીંદુસ્તાનની તે વર્ષમા માત્ર ૧૪ ટકા જેટલી પેદાશ હતી. બીજા શબ્દોમા કહીએ તો આખી દુનિઆની પેદાશનો ૪૩ ટકા જેટલો ભાગ યુનાઇટેડ સ્ટેટસે, ૨૩ ટકા જેટલો યુનાઇટેડ કીંગડમે, ૧૫ ટકા જેટલો જર્મનીએ અને માત્ર ૧ ટકા જેટલો ભાગ હીંદુસ્તાને પેદા કર્યો હતો દુનિઆના બીજા દેશોની સમસ્ત પેદાશ તે વર્ષમા ૧૮ ટકા જેટલી હતી.

### ભવિષ્યની પેદાશ

હવે આપણે હીંદુસ્તાનમાં કોલસાની પેદાશનુ ભવિષ્ય જોઇએ. જો કે હાલમાં હીંદુસ્તાનમાં દરવર્ષે લગભગ ૧ કરોડ અને ૫૦ લાખ ટન જેટલો કોલસો પેદા થાય છે છતા પણ હજી સારો વધારો કરવા માટે ક્ષેત્ર ઘણું છે. દેશની રેલ્વેમા લગભગ કુલ પેદાશના ૩૦ ટકા જેટલો કોલસો વપરાય છે; એટલે કે લગભગ ૫૦ લાખ ટન જેટલો. હાલમા પણ મદ્રાસ અને બર્મા તરફ કેટલીક રેલ્વેઓ બાળવામાં લાકડાં વાપરે છે હીંદુસ્તાનમાં રેલ્વેમા દર માઇલે વપરાતા કોલસાની અને બીજા દેશોમા તેજ પ્રમાણે દર માઇલે વપરાતા કોલસાની સરખામણી કરતા જણાય છે કે હીંદુસ્તાનમાં દર માઇલે ૧૪૪ ટન કોલસો વપરાય છે; જ્યારે યુનાઇટેડ કીંગડમમાં ૫૩૯ ટન, જાપાનમાં ૨૫૯ ટન અને રૂશિઆમાં ૧૫૪ ટન વપરાય છે. ના. સરકારની રેલ્વે તરફની ઉત્સાહ ભરેલી વૃત્તિને લીધે હજી બીજી નવી રેલ્વે લાઇનો નીકળશે અને નીકળે છે. આથી કોલસાની ખપત પણ વધશે, તેમજ કોલસાની ખપત માટે નવી નવી જગાઓ પણ વધશે. દીનપરદીન વધતો દરિયા માર્ગનો આયાતનો ને નિકાશનો વ્હેપાર જોતાં પણ એમ જણાય છે કે બન્કર કોલની વપરાશ રોજ વધતી જ જશે વળી મીલો, કારખાનાંઓ અને બીજા કેટલાક ઉદ્યોગો દેશમા વધતાજ જાય છે અને તેથી કોલસાની ખપત ઘણી વધશે. હીંદુસ્તાનમા તો આ પ્રમાણે વધશેજ, પણ બર્મામાં પણ જ્યારે નવી ઇન્ડો-બર્મા રેલ્વે બંધાઇ રહેશે ત્યારે ઘણાં નવા બજારો કોલસા માટે ખુલશે વળી હીન્દુસ્તાનની બહાર, સીલોન, સ્ટ્રેટ સેટલમેંટ વિગેરેમાં પણ કોલસાની નિકાશ માટે હજી સારૂં ક્ષેત્ર છે. ઇ. સ ૧૯૧૩ માં સીલોનમાં કુલે ૭ લાખ ૪૫ હજાર ટન કોલસો આ શરે વપરાયો હતો તેમાથી માત્ર ૩ લાખ અને ૬૪ લાખ ટન જેટલો કોલસો હીંદુસ્તાનમાંથી ચડયો હતો, બાકીનો બીજા દેશોમાથી આવ્યો હતો. અને સ્ટ્રેટ સેટલમેંટમાં પણ હીંદુસ્તાનથી તો માત્ર એક લાખ અને ૯૫ હજાર ટન જેટલો કોલસો ગયો હતો અને બાકીનો બધો બીજા દેશોમાથી અને ખાસ કરીને જાપાનમાંથી પુરો પાડવામા આવ્યો હતો.

હીંદુસ્તાનના કોલસાના ઉદ્યોગને માટે આ રીતે ઘણું સારૂં ભવિષ્ય છે અને જ્યારે કેટલાક નિકાશ માટેના અંકુશો દૂર થશે ત્યાર પછી આ ઉદ્યોગની દીનપરદીન ઘણી ચડતી થશે એ વાત નિ:શંક છે

---

## REGISTRATION OF BUSINESS NAMES.

## વ્યાપારી નામોનું રજીસ્ટ્રેશન.

એસોસિએશન ઑફ્ ચેમ્બર્સ ઑફ્ કોમર્સ તરફથી ઇંગ્લાંડની પાર્લામેન્ટની લૉર્ડસની સભામાં વ્યાપારી નામોનું રજીસ્ટ્રેશન કરવા સંબંધી એક ખરડો રજુ કરવામાં આવ્યો છે, એ ઘણા સંતોષની વાત છે, એમ લ. ચેમ્બર ઑફ્ કોમર્સનું પત્ર જ... વધુમા તે જણાવે છે કે આ ખ... સુધારા વધારા સાથે આમની સભા...

નામના પણ પનાર થવા છ આ વાત વધાર સંતોષજનક છે. લડાઇને લઇને જે કેટલાક અગત્યના ફેરફારો થયા છે ત્હેમાંનો આ પણ એક છે. ઘણા વખતથી ઇંગ્લાંડની જૂદી જૂદી ચેમ્બરો આવાં કોઇ પગલા લેવાને માટે માગણી કરતી હતી, અને અત્યાર અગાઉ આવી જાતના ઘણાએ ખરડા પાર્લામેન્ટ આગળ રજુ થઇ ચુકયા હતા પણ સરકારનો ટેકો ત્હેમાંના એકેને આજસુધી મળ્યો નહતો. આ વખતે આ ટેકો મળ્યો છે. આ ખરડાનો મૂળ હેતુ એવો છે કે યુનાઇટેડ કીંગડમમાં જે વ્હેપારી પેઢીઓ ત્હેના ભાગીદારોમાંના કોઇનાં ખરાં નામ અથવા ખરી અટક (Surname) સિવાયનાં કોઇ બીજા જ વ્હેપારી નામથી વ્હેપાર ચલાવતી હોય તેવી કંપનીઓને રજીસ્ટર કરવી ખરા વ્હેપારી નામની સાથે જો માત્ર બીજું કોઇ નામ અમુક કંપનીના પહેલાંના ભાગીદારો અથવા માલીકોનું નામ દર્શાવવા માટેજ લખવામાં આવતું હોય તો અથવા તો એક સરખા નામવાળા બે કે વધારે ભાગીદારોના નામની પાછળ બહુ વચન વાચક 'ક' પ્રત્યય ઉમેરવામાં આવ્યો હોય, તો તેવાં નામો માટે રજીસ્ટ્રેશનની જરૂર ન પડે. જે કોઇ પેઢી, અથવા માણસો, અથવા કૉરપોરેશનનો, બીજી કોઇ પેઢી, માણસ, અથવા કૉરપોરેશનના નામથી અથવા ટ્રસ્ટી તરીકેજ ધંધો ચલાવતાં હોય તો ત્હેમને રજીસ્ટર કરાવવાની ફરજ પાડવી જોઇએ; અથવા એવી પેઢી અગર માણસો કે કૉરપોરેશન કોઇ પરદેશી પેઢી અગર માણસોને બદલે ધંધો ચલાવતાં હોય તો તે પણ રજીસ્ટર થવાં જોઇએ. પરદેશી કંપનીનો અર્થ એવો કરવામા આવ્યો છે કે નામદાર શહેનશાહની શહેનશાહતની બહારના દેશોમા જે કોઇ પેઢીની મુખ્ય ઑફીસ હોય ત્હેને પરદેશી પેઢી કહેવી. કાયદેસર ઇનકોરપોરેટ થએલી પેઢીઓને પણ રજીસ્ટ્રેશનની જરૂર નથી. ૧૯૦૭ ના લીમીટેડ પાર્ટનરશીપ ઍક્ટની રૂએ જે કંપની અગાઉ રજીસ્ટર થએલી હોય તે પણ આ ખરડા પ્રમાણે ફરી રજીસ્ટર થવી જોઇએ. રજીસ્ટ્રેશન નીચે પ્રમાણે થવું જોઇએ:—

(૧) વ્હેપારી નામ; (૨) કેવી જાતનો વ્હેપાર કરે છે તે, (૩) મુખ્ય ઑફીસનું નામ તથા ઠેકાણું; (૪) એકજ માણસ એ કંપની ચલાવતો હોય તો તે માણસનું નામ, અટક અને જાત અથવા એની અગાઉનો કોઇ એ કંપનીનો માલીક હોય તો ત્હેનું પણ નામ જાત વિગેરે અને જો કંપની વધુ માણસોની બનેલી હોય તો, દરેક ભાગીદારોના નામ જાત વિગેરે; દરેક માણસે પોતે પોતાની સહીથી આ બધી વિગત ભરી આપવી જોઇએ કોઇ કૉરપોરેશન હોય ત્હેના સઘળા મેમ્બરોએ આ પ્રમાણે સહી આપવી જોઇએ અને કોઇ પેઢી હોય તો ત્હેનો એક ડીરેકટર અથવા સેક્રેટરી એ વિગતો પોતાની સહીથી ભરી આપે. આ વિગેરે કેટલીક બારીક વિગતોથી આ રજીસ્ટ્રેશન કરાવવાનું સૂચવવામા આવ્યું છે કાયદો પસાર થવા પછી ત્રણ મહીનામા આ રજીસ્ટ્રેશન થવું જોઇએ. આ પ્રમાણે ન થાય અથવા કાયદા વિરૂદ્ધનું કોઇપણ પગલું રજીસ્ટ્રેશનના સંબંધમા લેવાય તો ત્હેને માટે દંડ કે એવીજ કાંઇ બીજી શિક્ષા ફરમાવવી એમ સૂચવાયું છે લન્ડન, એડીનબરો અને ડબ્લીન એ ત્રણ શહેરોમાં રજીસ્ટ્રેશન ઑફીસ રાખવી અને રજીસ્ટ્રેશનની ફી પાંચ શિલિંગથી વધવી ન જોઇએ એમ આ ખરડો સૂચવે છે આ ખરડો પાર્લામેન્ટના જૂદા જૂદા વિભાગોમાંથી પસાર થઇ જ્યારે કાયદાના રૂપમા મૂકાશે ત્યાર પછી વેપારની બાબતમાં રાજ્યની અને લોકોની સલામતી વધારે સારી રીતે જળવાશે એમ ધારવું એ ખોટું નથી.

## PROGRESS IN COLOUR INDUSTRY IN THE UNITED STATES.

## અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં રંગના ઉદ્યોગની ખીલવણી.

(જાન્યુઆરી ૧૯૧૭ ના અંકના પૃષ્ઠ ૩૨૦ થી ચાલુ)

...ઇટેડ સ્ટેટસના બીજા કોઇ પણ ...લી બધી પાસે પાસે એ ચીજો ...મ નથી. આ પ્રમાણેની અગ... વકથી બીજા બધા ભાગો કરતા આ દક્ષિણ ભાગમાં રંગનો ઉદ્યોગ સૌથી સારો ખીલવી શકાય એમ છે. આ વાતની સાક્ષી માટે આપણે એ જોવું જોઇએ કે કોંગરપોર્ટમાં લડાઇ

ધી જોબ્જે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ-ફોર્ટ મુંબઇ.

-શરૂ થયા પછી યુનાઇટેડ સ્ટેટસમા કોલટાર-માંથી રંગ બનાવવાનું સૌથી મ્હોટું કારખાનુ સ્થપાયું છે. આ વાતથી એ ભાગની ઉપયોગિતા સાબીત થઇ શકે તેમ છે આ કારખાનામાં કાચા માલમાંથી તુરતજ બીજા કાંઇ વધારે સંસ્કાર કર્યા વગર, રંગ બનાવવામાં આવશે એમ કહેવામા આવે છે. એમાં એને લાઇન નેપ્થેલાઇન અને એન્થ્રેસીન એ વ.ધી જાતના રંગો નીકળશે, તેમજ રંગ બનાવવામાં કામ લાગે તેવા પદાર્થો જેવા કે, કૉસ્ટીક સોડા, કલોરાઇન, જુદી જુદી જાતના એસીડસ અને બીજા કેટલાક કેમીકલ્સ એ બધા બનાવવામા આવશે.

આ કારખાનાનો એનીલાઇન ઑઇલ ડીપાર્ટમેંટ દરરોજનું ૧૦ ટન એનીલાઇન તેલ બનાવે છે અને આ બધુ તેલ માત્ર રંગ બનાવવામાજ ઉપયોગમા લેવાશે.

કૉસ્ટીક સોડા અને કલોરાઇન બનાવવાના ખ નામા આ દરેકનો લગભગ વીસ ટન જેટલો જથ્થો રોજ બનાવી શકાશે. કલોરાઇન પણ રંગના કામમાં વપરાશે અને કૉસ્ટીક સોડાને બહાર વેચવામાં આવશે.

વળી, આ કારખાનામા કંપનીનો બેન્ઝોલ, ટોલુઓલ અને નાઇટ્રીક ઍસીડ વિગેરે ભરી રાખવા માટે લગભગ ૨,૦૦,૦૦૦ ગૅલન સમાઇ શકે એવી મ્હોટી સ્ટીલની ટાંકીઓ બનાવવામા આવી છે. નાઇટ્રીક એસીડ પણ કારખાનામાંજ બનાવવા માટેની તજવીજ પણ કંપની કરે છે.

દેશ પરદેશના વ્હેપાર માટેના યુનાઇટેડ સ્ટેટસની ઑફીસે, લડાઇ શરૂ થયા પહેલાં યુનાઇટેડ સ્ટેટસમાં કેટલો રંગ આવતો હતો ત્હેના આંકડાઓ વિગતવાર તૈયાર કર્યા છે. દરેક રંગ કેટલા પ્રમાણમાં વપરાતો હતો ત્હેના ચોક્કસ આંકડા ત્હાં મળી શકતાજ નથી જર્મન નિકાશ કરનારાઓનેજ આ વાતની પૂરતી માહિતી છે.

ઉપર જણાવેલા આંકડાઓથી પહેલાં જે ખ્યાલ યુનાઇટેડ સ્ટેટસમાં સીન્થેટીક રંગની વપરાશના સંબંધમા હતો, તે ઘણો ફરી ગયો છે. આ આંકડાઓ ઉપરથી લોકોએ જાણ્યું છે કે પહેલાંના ખ્યાલ પ્રમાણે યુનાઇટેડ સ્ટેટસમાં વપરાતા રંગનો આકડો દરવર્ષે ૨૦,૦૦૦ ટન જે આંકવામાં આવતો હતો, તે ખોટો છે, ખરી રીતે તો આ આંકડાથી લગભગ દોઢ ગણો જથ્થો વપરાય છે. હવે એમ ચોક્કસ મનાય છે કે જો દેશનો પોતાનો કોલટાર ને કેમીકલ્સનો ઉદ્યોગ ખીલવવા માટે સારો પ્રયત્ન કરવો હોય તો વસ્તુસ્થિતિનો બરોબર ખ્યાલ પહેલાં આવવો જોઇએ. આજ કારણને લઇને અમેરિકાના કારખાનાવાળાઓની માગણી ઉપરથી ઉપર જણાવેલા આંકડાઓ તૈયાર કરવામા આવ્યા છે. *

* બોર્ડ ઑફ ટ્રેડ જરનલ ઉપરથી

---

## OUR SUGER INDUSTRY.

## ખાંડનો ઉદ્યોગ.

ખાંડના ઉદ્યોગ ઉપર હાલમા વિલાયતમા જુદા જુદા ઉદ્યોગો માટે એક ખાસ સ્થપાએલા મંડળ તરફથી ઘણુ સારૂં લક્ષ આપવામા આવે છે આ મંડળનો મુખ્ય હેતુ એ હતો કે ગયા વર્ષમા, (જે વર્ષમાં એ મંડળ સ્થપાયું હતુ) જ્યારે એમ વિચાર કરવામા આવતો હતો કે જર્મની અને ઑસ્ટ્રીઆ સાથેનો ખાંડનો વ્હેપાર લડાઇ પછી ફરી શરૂ કરવો, ત્યારે, વિલાયતમા અને બ્રિટિશ સામ્રાજ્યના બીજા ભાગોમાજ આ ઉદ્યોગને ખીલવવો અને એ રીતે જર્મની અને ઑસ્ટ્રીઆનો વ્હેપાર ટકવા ન દેવો જો કે મંડળનો મુખ્ય હેતુ આ પ્રમાણે ઉદ્યોગને ઉત્તેજન આપવાનો હતો પહેલેથીજ એમ ધારણા હતી કે આ મંડળે દરેક જાતના માલ

જેમ સોના ઉપર ઢોળ ચડાવવાની જરૂર નથી

તેમ ઓટો–પરસ્તાન વીશે હવે તમોને વધુ ખાત્રી આપવાની જરૂર નથી. એ તો જાણીતી વાત છે કે

સેંટનો શહેનશાહ

# ઓટો પરસ્તાન

આજ કાલ પ્રજા પ્રશંસા પામી ચુક્યું છે.

ઓટો—પરસ્તાન ખટ મોગરા અને ગુંબેલીના તાજા ફુલોની ખુશબોથી ભરપૂર દીલને બાગ–બાગ કરનારૂં સર્વોત્તમ સેંટ છે તેના માત્ર બેથી ત્રણ ટીપાં રૂમાલમાં નાંખવાથી તમારૂં અને તમારી આસપાસનાઓનું દીલ ખુશી ખુશી થઇ જશે.

ભળતા નામથી ઠગાશો નહીં. ખરીદતી વખતે "ઓટો–પરસ્તાન" નામ બરાબર વાંચી લેજો.

કીંમત અડધા-આંઉસની બાટલીના રૂા બે એક ડ્રામની સુંદર ટયુબના આના બાર. અડધા ડ્રામની ટયુબના આના આઠ.

બનાવનાર ધી પરસ્તાન પરફ્યુમરી કાં.,
નાં૦ ૧, પાયધોની, મુંબઇ નાં૦ ૩.

## દુનીઆ હેર ઓઈલ માટે વાંચવું જોઈએ.



દુનીઆ હેઅર ઓઈલ જે કોઇએ વાપર્યું છે તેઓએ એકજ અવાજે વખાણ્યું છે. એજ એની ગેરંટી છે એકદમ લાંબા અને મોટા લખાણ નહીં કરતાં એટલુંજ જણાવીએ છીએ કે દુનીયા હેર ઓઇલ બાલ માટે ઉત્તમ ગુણકારક છે અને બીજા અનેક ફાયદા છે. જેવા કે લીંખ તથા જુ તથા માથામાં થતો ખોડાનો તો કટો દુશ્મન છે. તે શીવાય આંખમાં થતી બળતરા તથા આંખને ઝાક આવી હોય તેને દુર કરે છે. સ્ત્રીઓના તેમજ પુરૂષોના તથા વિદ્યાર્થીઓના તથા બચ્ચાઓના બાલ સખ્ત હોય તો તેને નરમ કરી મગજને ઠંડું કરી આરામ આપે છે એકજ બાટલી વાપરી ખાત્રી કરો.

ગોલ બા. નંગ ના રૂ. ૦-૧૨-૦ ચપટી બા. નંગ
૧ ના રૂ. ૦-૮-૦ નાની બો. ૧ ના રૂ. ૦-૫-૦

તાજી, કલમ—હમારી દુકાને અત્તર તથા બીજી ઘણી જાતના માથામાં નાખવાના તેલો તથા અત્તરો તથા સાબુ, સેન્ટ તથા એ ઇ. પાટનવાલાની બનાવેલી પેટન્ટ દવાઓ પણ અમારે ત્યાં મળશે.

પાટનવાલા કંપની, ભાજીપાલા લેન મુંબઇ, પો. નં. ૩.

ઉત્તેજન આપવું અને ખાંડ માટે તો ખાસ લક્ષ એટલા માટે આપવું કે ખાડ એ વિલાયતની કેટલીક ચીજો માટેની પરાધીનતામાં સૌથી પ્રધાનપદ ભોગવે છે. આ ઉપરાંત ખાંડ ઉપર લક્ષ આપવાથી આ મંડળ ટૅરીફ્ પૉલીસી માટેનું કોઇ અમુક ધોરણ નક્કી કરી શકે એમ છે. આ મંડળને કેટલાક વિભાગોમાં વેંહચી નાંખવામાં આવ્યું છે. દરેક વિભાગને જૂદા જૂદા ઉદ્યોગોપર લક્ષ આપવાનું સોંપાયેલું છે.

સુભાગ્યે રાઇટ ઑાન. વીલીઅમ હ્યુઝ જેવા ગૃહસ્થનો સપૂર્ણ ટેકો આ મડળ મેળવી શક્યું છે; જેઓએ એ મડળ તરફથી કોલોનીઅલ સેક્રેટરી આગળ મુકવામાં આવેલી કેટલીએક સૂચનાઓને પોતાની તરફથી ઘણી મદદ આપી હતી. એ સૂચનાઓ નીચે મુજબ હતી.—

(૧) આપણા સામ્રાજ્યમા બનતી ખાંડને ૫૦ ટકા સુધી જકાતમાં પસંદગી આપવી. પણ આ રીતની પસંદગી ચાલુ બ્રિટિશ જકાતના દર ઉપર દર રતલે છ પાઇ જેટલી તો હોવીજ જોઇએ.

(૨) મિત્ર રાજ્યો તરફથી યુનાઇટેડ કીંગડમમાં જે ખાડ મોકલવામાં આવે તે ઉપર વધારેમાં વધારે ૧૨½ ટકા જેટલી જકાતની પસંદગી આપવી જોઇએ.

(૩) તટસ્થ રાજ્યો પોતાની બનાવટની જે ખાંડ યુનાઇટેડ કીંગડમ તરફ મોકલી આપે તેઓ પાસે ચાલુ જકાતના દર પ્રમાણે દર લેવો, પણ જે તટસ્થ રાજ્યો સામ્રાજ્ય સાથે આવી જાતની શરતોથી જોડાવા ન ઇચ્છતાં હોય, અથવા તો જે તટસ્થ રાજ્યો બીજા દેશોને વધારે પસંદગી આપતાં હોય તેવાં રાજ્યો જે ખાંડ તેઓ યુનાઇટેડ કીંગડમ [illegible]ી આપે તે ઉપર, ખાસ વધારે

પછી પાંચ વર્ષ સુધી દુશ્મન રેણાર અથવા બીજા દેશો મારફતે, કોઇ પણ રીતે, આવતી ખાંડ અટકાવવી અને આ મુદ્દત વીતી ગયા પછી પણ એ રાજ્યોમાંથી આવતી ખાંડ ઉપર સાધારણ જકાતના દર ઉપરાંત ૫૦ ટકા જેટલો વધારે દર લેવો. આ જાતનો ખાસ વધારાનો દર, દરેક રતલપર છ પાઇથી ઓછો હોવો જોઇએ નહીં

(૫) જે દેશમાંથી યુનાઇટેડ કીંગડમમાં ખાંડ ચઢાવવામાં આવે તે દેશોએ કાયદેસરનાં સર્ટીફીકેટ ઑાફ્ ઑારીજીન રજુ કરવાં જોઇએ.

(૬) કૅનેડીઅન ટૅરીફ્ની રૂઢી પ્રમાણે "ડમ્પીંગ કલૉઝ" એટલે સબસીડીઝ વિગેરે આપીને જે માલ મોકલાવવામાં આવતો હોય ત્હેની સ્હામે અટકાવ કરવા માટેની એક કલમ દાખલ કરવી.

(૭) જ્યારે જ્યારે, નામદાર શહેનશાહની સરકારને જણાય કે યુનાઇટેડ કીંગડમમાં આવતી ખાંડને, જે દેશોમાંથી તે ખાંડ મોકલવામા આવતી હોય, તે દેશોની સરકાર તરફથી જકાતના ખાસ ઘટાડા વડે, અથવા કાંઇ ખાસ સરકારી ગ્રાન્ટ અથવા મદદ વડે ઉત્તેજન અપાય છે, તો તે વખતે એ ખાંડની ઉપર જકાત નાખતા પહેલાં ખાંડ મોકલનાર દેશના ઉપર જણાવેલાં પગલાંને પહોંચી વળે એવાં સ્હામાં પગલાં લેવાની તજવીજ કરવી

(૮) જે જે પદાર્થોની બનાવટમાં ખાંડ વપરાતી હોય તે બધા પદાર્થો માટે જકાતનું ધોરણ ખાંડ માટેનાં ધોરણ જેવુંજ રાખવું.

(૯) વિલાયતમાં પાકેલાં બીટ રૂટ્સ, અને આખા બ્રિટિશ સામ્રાજ્યમા બનતી ખાંડ, એ બે વચ્ચેની જકાતનો ફરક ૨ પાંઉડ ૬ શીલીંગ અને ૮ પેન્સ જેટલો રાખવો. આ જાતનો વિલાયતનાં બીટ રૂટસના પાકને લાભદાયક ફરક જ્યાં સુધી દર વર્ષ ૫૦૦૦ ટન ખાંડ બનાવી શકાય એટલાં બીટ રૂટસ વિલાયતમાં પાકે નહી, ત્યાં સુધી કાયમ રાખવો; અને ત્યાર પછીથી આ ફરક કાઢી નાંખવો

| ચીજનું નામ. | ૧૯૧૬ | ૧૯૧૭ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| ચાળસીનું તેલ ... ... ... ... | ૭૭,૪૮૧ | ૯,૨૦૦ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... ... ... | ૧૭,૫૬,૭૭૪ | ૧૪,૫૩,૭૬૪ |
| ખોળ ... ... ... ... ... | ૧૦,૬૧,૮૭૫ | ૭,૨૯,૪૨૦ |
| ચરબી ... ... ... ... ... | ૯,૨૮,૬૦૦ | ૨૫,૧૯,૪૧૦ |
| ઘી ... ... ... ... ... | ૩,૨૭,૭૩૫ | ૨,૬૭,૫૧૬ |
| ચીકલી ... ... ... ... ... | ૯,૫૭,૪૮૬ | ૮,૨૭,૨૪૨ |
| ટોપરાં ... ... ... ... ... | ૧૦,૭૨,૭૨૦ | ૧૨,૧૧,૩૮૧ |
| કપાસીયા ... ... ... ... ... | ૧૩,૧૫,૪૩૦ | ૫૪,૮૭૬ |
| ભોયસીંગ ... ... ... ... | ૫૫,૪૨,૭૫૮ | ૫૭,૫૫,૧૨૩ |
| અળસી ... ... ... ... ... | ૨૧,૭૩,૮૯૪ | ૫૧,૪૬,૨૩૦ |
| ખસખસ ... ... ... ... ... | ૯,૯૦૭ | ૮૦,૮૬૪ |
| સરસવ ... ... ... ... ... | ૩૦,૯૪,૫૩૬ | ૯,૯૯,૫૬૩ |
| તલ ... ... ... ... ... | ૧,૧૩,૧૫૮ | ૧૯,૩૮,૬૨૦ |
| તેલનો ... ... ... ... ... | ૬,૯૫,૩૭૨ | ૨૧,૩૯,૪૦૦ |
| ખાંડ ... ... ... ... ... | ૩૮,૭૭૭ | ૩૬,૦૧૪ |
| ગા ... ... ... ... ... | ૧,૨૧,૩૨,૬૨૭ | ૧,૨૭,૫૩,૨૫૪ |
| કાચું રૂ ... ... ... ... ... | ૨,૫૯,૯૧,૪૫૮ | ૩,૭૫,૨૪,૬૯૯ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... ... ... | ૩૧,૯૯,૮૭૧ | ૯૫,૦૮,૦૮૦ |
| રૂમાલ અને શાલો ... ... ... ... | ૧,૦૯,૧૭૬ | ૫૭,૭૨૦ |
| પીસ ગુડઝ ... ... ... ... | ૨૯,૮૨,૯૦૦ | ૫૬,૮૧,૯૮૪ |
| શણ ... ... ... ... ... | ......... | ૫,૧૩૫ |
| જ્યુટ કાચું .. ... .. ... | ૧,૧૬,૮૦,૦૪૧ | ૧,૩૫,૨૩,૨૦૩ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... ... ... | ૫૯,૯૯૩ | ૨૪,૧૮૦ |
| ગની બેગઝ ... ... ... .. | ............ | ૯૯,૭૮,૮૧૩ |
| ગુણપાટ ... ... ... ... | ............ | ૪,૫૦,૦૪૫ |
| રેશમ ( કાચું ) ... ... ... ... | ૧,૦૦,૨૦૦ | ૨,૮૮,૮૦૦ |
| રેશમે કુલ ... ... ... ... | ૨,૨૯,૫૨૨ | ૭,૪૯,૬૧૧ |
| ઉન કાચું ... ... ... ... | ૧૧,૫૩,૫૪૫ | ૩૬,૦૮,૩૭૮ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... ... | ૧,૯૬,૬૯૭ | ૧,૮૯,૧૦૮ |
| તંબાકુ, બીડી વિગેરે ... ... ... | ૩,૪૮,૬૯૮ | ૨,૭૧,૫૪૪ |
| લાકડા, પાટીયાં વિગેરે ... ... ... | ૪,૬૬,૪૭૨ | ૭,૫૦,૧૦૮ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ઘઉંની નિકાશ સાથે ... | ૧૮,૭૦,૩૬,૬૧૬ | ૨૨,૬૭,૯૧,૫૦૯ |
| હિંદુસ્તાનમાથી થયેલી કુલે નિકાશ સરકારી ઘઉંની નિકાશ સિવાય. ... | ૧૮,૭૦,૩૬,૬૧૬ | ૨૧,૮૫,૨૮,૫૯૫ |

ઉંચી પોલીસ કરેલા ટેબલ ટોય ખરીદ કરવા કયા જશો ?